# કહેવત મૂળ

લખનાર

મર્હુમ પેસતનજી કાવસજી રબાડી.

પ્રગટ કરનાર

હોશંગ તેહમુરસ અંકલેસરીઆ.

# કહેવત મૂળ



સુધારેલી વધારેલી

ચોથી આવૃત્તિ



મુંબઈ.

ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ

પારસી બજાર સ્ટ્રીટ, કોટ.

---

૧૯૨૫.

મહુમ શેઠ

જમશેદજી નસરવાનજી પીતીત

જેમણે જીંદગીભર અથાગ મહેનત, અભ્યાસ, અને શોધખોળ કરી
ગુજરાતી પ્રજાને "કેહવત માળા" જેવા ઉપયોગી ગ્રંથની
ભેટ કીધી છે તેમના અશો રૂહને આ પુસ્તક માનભરી
યાદ સાથે અર્પણ કરૂં છું.

પ્રકાશક

# ઉપોદ્‌ઘાત

"કહેવત મુળ" આ પુસ્તકનું નામ અતિ અર્થગર્ભિત છે અનેક કહેવતો આપણે જાણીએ છીએ, નિત્ય વ્યવહારમાં વાપરીએ પણ છીએ; પરંતુ તેમાંથી કેટલી થોડી કહેવતોનાં મૂળ આપણે જાણીએ છીએ! કદાચ કેટલીક કહેવતો માટે આપણને કોઇ કોઇ પૌરાણિક કથાઓની કે સામાજિક આખ્યાયિકાઓની ઝાંખી—હા, ઝાંખી માત્ર હશે; પરંતુ નિશ્ચિત ઝાઝું જાણતા નથી. આ પુસ્તક તે દિશામાં પ્રયત્ન કરે છે. અને એકંદરે પુસ્તકમાં જેટલી કહેવતો આપેલી છે, તેટલી પૂરતો તો તે પ્રયાસ સફળ થયો હોય એમ લાગે છે.

હા, પુસ્તકમાં આપેલી દરેક વાર્તા કહેવત સંબંધે લાગતી નથી. કેટલીક વાર્તાઓ રસિક અને રમુજી છે, છતાં તે વાર્તાઓ કહેવતનાં દૃષ્ટાંત રૂપે નથી, તે તો સ્વતંત્ર વાર્તાઓ જ છે. ઉદા૦ વાર્તા ૨૮, "તેરા કુત્તા મેરી કુહાડી લાયા હય?" વાર્તા ૬૫, "ધણીને ખાસડાં મારવાની શરતથી પરણેલી નવાબની બે કુંવરીઓ." વાર્તા ૬૬ "ધણીને મુએલો સમજી તેની પીઠ પર ઉભી રહી પોંઆ ખાનાર ઓરત." આ છેલ્લી વાર્તા તો જાણે શામળભટ્ટની "સિંહાસન બત્રીસી" કે "સુડા બોતેરી" માંથી લીધી હોય એવી લાગે છે. તેવીજ બીજી એક વાર્તા નં ૫૯, "આકીન બડા કે પીર," એ તો "બાદશાહ અને બીરબલ" ની એ નામની વાર્તાનું અવતરણ છે. વાર્તા ૬૭, "બંદા ચાહે છે શું અને ખુદા કરે છે શું?" એ ચંદ્રહાસની વાર્તાનું રૂપાંતર છે. તેવીજ રીતે વાર્તા ૬૯, "મહેનત ઉપર નસીબનું ફાવવું" એ શામળભટના "ઉધમ કર્મ સંવાદ" નો બીજા નામે અનુવાદ છે; વગેરે વગેરે.

આવી થોડીક વાર્તાઓ અપવાદ રૂપે બાદ કરતાં બાકીની વાર્તાઓ ઘણી રમુજી અને જ્ઞાનપ્રદ છે. કેટલીક વાર્તાઓ આ બેઉ ગુણ સાથે પેટ પકડીને હસાવે તેવી છે. કેટલીક વાર્તાઓ સંસારનું વ્યવહારિક દર્શન કરાવી પુસ્તકોના ભણતર સાથે દુનિયાદારીનું ગણતર શીખવે છે. ઉદા૦ વાર્તા ૧, "નહિ ભણ્યા કે નહિ ગણ્યા," "ભણ્યા પણ ગણ્યા નહિ," વગેરે.

ભાષા વરગથુ છતાં સમતોલપણું જાળવીને, શુદ્ધ સંસ્કારી અને સરળ વાપરી છે. આવી શૈલીજ લોકપ્રિય થઈ શકે; અને આવી શૈલીમાં લખાયલાં પુસ્તકો જનસમાજમાં ઘેર ઘેર, નાનાં મોટાં, અર્ધશિક્ષિત મંડળોમાં વંચાય; અને ત્યારેજ સમાજ શિક્ષણ mass training નો પ્રચાર થઈ શકે.

છતાં તેમાં કંઇક ખામીઓ તો છે. ફારસી–ઉર્દુ, ટુંકમાં ઇસ્લામી શબ્દોની જોડણીમાં, અને તેના પ્રયોગોમાં ભુલો થઇ છે. ઉદા૦ "એકીન બડા કે પીર" 'એકીન' નહિ પણ 'આકીન' જોઇએ; પા. ૮૪, પૈસા બરા કે અક્કલ?" 'બરા' નહિ પણ 'બડા' જોઇએ; પા. ૭૫ "લેને ગઇ પુત અને ખોઇ આઇ ખશમ" એ ઉર્દુ વાકયો વચ્ચે 'અને' ગુજરાતી પ્રયોગ અસ્થાને છે; "અને" ને બદલે "ઔર" જોઇએ વળી "ખશમ" નહિ પણ "ખસમ" જોઇએ. વળી જયાં ત્યાં "પૈશો" અને "નુકશાન" વપરાયાં છે: તેને બદલે "પૈસો" અને "નુકસાન" જોઇએ, વગેરે વગેરે.

વળી ખરી વાર્તાઓને મથાળે લોકપ્રિય થયેલી કવિતાની કડીઓ આપી છે, તે પુસ્તકની મોહકતા અને સમાજપ્રિયતામાં નિઃસંશય વધારો કરે છે. વળી દરેક કહેવત નીચે કઇ વાર્તા આપી છે તે યે જયાં ત્યાં જણાવેલું છે, એટલે તે પણ એકંદરે માર્ગસૂચક નીવડે છે.

દિવસે દિવસે માતૃભાષાદ્વારા શિક્ષણની માન્યતા વધતી જાય છે. યુનીવરસીટીમાં પણ ઘણાં વર્ષો પર આરંભાયલી આ ચર્ચા હજી ચાલુ છે અને હવે થોડા સમયમાં કંઇક નિશ્ચિત રૂપ લેશે એવાં ચિન્હ જણાય છે. તેવે સમયે આવાં પુસ્તકો બહુ આવકારદાયક થઇ પડશે.

છેવટે પ્રકાશકને એમના પ્રયાસમાં સફળતા ઇચ્છી વિરમું છું. અસ્તુ!

નડીઆદ
૧૫–૬–૨૫.

**કરીમ મહમદ માસ્તર**

# પ્રકાશક તરફના બે બોલ.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ આજથી બરાબર સાઠ વર્ષ અગાઉ એટલે ઇ૦ સ૦ ૧૮૬૫ માં, એના રચનાર મરહુમ મોબેદ સાહેબ પેસ્તનજી કાવસજી રબાડી તરફથી પ્રસિધ્ધ થઇ હતી; ત્યાર પછી માત્ર ત્રણ વર્ષના અરસામાં એટલે ઈ૦ સ૦ ૧૮૬૮ માં એજ ગૃહસ્થે આ પુસ્તક બીજી વાર છપાવ્યું હતું. સને ૧૮૮૧ માં એની ત્રીજી આવૃત્તિ પ્રગટ થઈ. ગુજરાતી ભાષામાં શાળોપયોગી પુસ્તકો બાદ કરીએ તો બહુજ થોડાં પુસ્તકોની ત્રણ ત્રણ આવૃત્તિઓ આટલા થોડા વખતમાં નીકળવા પામે છે અને તેજ બતાવી આપેછે કે તે વખતની ગુજરાતી વાંચનારી આલમમાં આ પુસ્તક કેટલું લોકપ્રિય થઇ પડેલું હોવું જોઇએ. ત્રીજી આવૃત્તિ પછી આ ચોથી આવૃત્તિ આજે પીસતાળીસ વર્ષના મોટા ગાળા પછી બહાર પડે છે. તેથી કંઈ એમ નથી ઠરતું કે એની લોકપ્રિયતા કોઇપણ રીતે કમી થઇ છે. ગ્રંથકારનું મૃત્યુ સને ૧૮૮૭માં થયું, અને ત્યાર પછી કુદરતીજ આ પુસ્તક "વણી વગરના ઢોર" જેવું એક ખૂણે પડી રહ્યું હતું તેનો ગુજરાતી સાહિત્યના, કેટલાક અભ્યાસી ગ્રહસ્થોના આગ્રહથી અમો આજે પુનરૂધ્ધાર કરીએ છીએ, અને આશા રાખીએ છીએ કે આજના જમાનાના વાંચકો તેમના બાપ દાદાએ આપ્યો તેટલોજ આવકાર એ ગ્રંથની આ નવી આવૃત્તિને આપશે.

આ પુસ્તક આટલું બધું લોકપ્રિય થઈ પડવાનું કારણ એજ કે તે વખતે આ જાતનું એ પહેલું તેમજ એકલુંજ પુસ્તક હતું. અમો આગળ વધી ને હિમ્મત સાથે કહીશું કે આજે પણ આ પુસ્તક અદ્વિતિય છે. આજકાલ ગુજરાતી ભાષામાં કહેવતને લગતા અર્ધો ડઝન ઉપર અકેકથી સરસ ગ્રંથો છે. મહુંમ શેઠ જ. ન. પીતીતની "કહેવતમાળા" ઉપરાંત રા. બ. ગોવિંદભાઈ હાથીભાઇ, સદ્દગત સાક્ષરો દામુભાઇ ડાહ્યાભાઈ મહેતા અને આશારામ દલીચંદ શાહ એમણે તૈયાર કરેલાં ઉત્તમ પુસ્તકો આજે સાહિત્યના શોખીન સન્મુખ ખડાં

છે. આમ છતાં અમે કહીએ કે આ પુસ્તક અદ્વિતિય છે તો તે વાત ઘણાને વાહિઆત લાગશે. પણ જેઓ ' કહેવતમૂળ ' ઉપરટપકે પણ જોઇ જવાની તસ્દી લેશે તેમને તરતજ માલુમ પડશે કે આગળ જણાવેલા ગ્રંથોમાં માત્ર કહેવતોનો સંગ્રહજ આપવામાં આવ્યો છે, ત્યારે આ પુસ્તકમાં કહેવતોની ઉત્પત્તિ કેમ થઇ તે સાદી અને સરળ ભાષામાં સરસ રીતે સમજાવવામાં આવ્યું છે. ખાલી કહેવતોનો સંગ્રહ સામાન્ય વાંચનારને નિરસ લાગે છે, અને માત્ર સાહિત્યના અભ્યાસીઓનેજ work of refrence તરીકે ઉપયોગી છે, પણ આ કહેવતમૂળમાં તો 'રસ પડે ને કટકા ગળે' તેવી અનેક નાની નાની વાર્તાઓ આપવામાં આવી છે જેથી કોઇપણ વાંચનાર બીલકુલ કંટાળ્યા વગર ગમત સાથે જ્ઞાન મેળવી શકે. આ તો દેખીતી વાત છે કે આવા પુસ્તકમાં કહેવત સંગ્રહમાં આવવી જોઇતી બધી કહેવતોનો સમાવેશ થઇ શકેજ નહિ. તેમ કરવા બેસીએ તો "એન્સાઇકલોપીડીઆ બ્રિટાનિકા" જેવો અનેક ભાગનો મહાભારત ગ્રંથ થાય અને તે તૈયાર કરવો એ કંઇ લાડવો ખાવાનું કામ નથી.

કહેવત એટલે શું ? નર્મકોષમાં નર્મદાશંકર એનો ખુલાસો આ પ્રમાણે કરે છે: "પરંપરાથી લોકમાં કહેવાતું આવેલું બોધ–રૂપ દૃષ્ટાંત–રૂપ વાકય–વચન" તર્કશાસ્ત્રીઓની ભાષામાં કહીએ તો આ વ્યાખ્યા વ્યાપ્તિ અને અતિવ્યાપ્તિના દોષથી મુકત નથી. પણ એ વિષે ઉહાપોહ કરવાનું આ સ્થાન નથી. મર્હુમ શેઠ. જ. ન. પીતીત કૃત "કહેવત માળા"ના વિદ્વાન અધિપતિ મી० જીજીભાઇ મીસ્તરીએ એ પુસ્તકની શરૂઆતમાં "કહેવત વિષે નિબંધ" લખ્યો છે તેમાં આ વિષયની લંબાણ, વિદ્વતાભરી ચર્ચા કરી છે, અને તે વાંચી જવાની કહેવતોના અભ્યાસીને હું અત્રે ભલામણ કરીશ. ગુજરાતીઓમાં કાગળ લખતી વખતે છેવટે એક વાકય ઉમેરવાનો રિવાજ હતો— આજે પણ જુના વિચારના લોકોમાં છે,—કે "એક વાર લખ્યું વાર ૧૦૮ કરી વાંચજો," એટલે કે થોડામાં ઘણું સમજી લેજો. કોઇપણ ભાષામાં કહેવતો આવીજ કંઇ ભાવ દર્શાવે છે. જયારે તેનો ઉપયોગ

કરવામાં આવેછે ત્યારે બોલનાર તથા સાંભળનાર બેઉ જણા "થોડામાં ઘણું" સમજી લેછે. ખરૂં પુછો તો એક કહેવત "wisdom in a nut-shell," ફળના કોટલાં (જેટલી નાની જગા)માં સમાવેલું ડહાપણ, છે. હમેશના વ્યવહારમાં ઘણાઓને—ખાસ કરી ઘરડાં ઘરડાંવરડાંઓને—કહેવતનો ઉપયોગ કરતાં આપણે વારંવાર સાંભળીએ છીએ. પણ તેનો સચોટ અને આબાદ ઉપયોગ તો તેજ કરી શકે કે જે તે કહેવતનો ભાવાર્થ બરાબર સમજતો હોય. કહેવત જો બરાબર બંધ બેસતી ન હોય તો તેની ધારેલી અસર થવી તો બાજુ રહી પણ ઘણી વાર "આદાની સુંઠ" થઇ જાયછે! આટલા વાસ્તે કહેવત વાપરનાર દરેક માણસે કહેવતનો અર્થ અને મૂળ બરાબર સમજવાની જરૂર છે. હું આશા રાખું છું કે આ જ્ઞાન આ પુસ્તકમાંથી કંઇક દરજ્જે મળશે.

આ પુસ્તકની અસલ એબારતમાં ચાલુ જમાનાને અનુસરતાં ફેરફારો કરવામાં આવ્યા છે. કેટલીક વાર્તાઓ ઠીક ન હોવાથી પડતી મૂકવી પડી છે, જયારે કેટલીક નવી વાર્તાઓ શેઠ જ. ન. પીતીતની "કેહવત માળા"માંથી લઇ અત્રે ઉમેરી છે અને તે માટે એ મર્હુમ લેખકનો હું અહીં આભાર માનું છું.

પ્રકાશક

# કહેવત મૂલ.

## અનુક્રમણિકા.

# કેહવત મુલ.



## નહિ ભણ્યા કે નહિ ગણ્યા.



### પટેલ અને પાંચ બ્રાહ્મણની કથા.

---

જ્ઞાન વિનાના બ્રાહ્મનિયા, ભીક્ષા માગી ખાય,<br>
કહ્યું પટેલે જપ કરો, નદી કિનારે જાય.<br>
નદી કિનારે જપ કરે, આવડત નાહિ કાય.<br>
નહિ ભણેલા બ્રાહ્મનિયા, દુર દશા બહુ થાય

---

એક ગામમાં એક પટેલ હતો, જે પૈસાટકાથી તેમજ સંસારમાં બધાં સુખથી ભરપુર હતો. એક દિવસ એક પરદેશી બ્રાહ્મણ તે પટેલના ગામમાં જઇ પહોંચ્યો, અને ભિક્ષાને સારૂ આણીગમ પેલીગમ ભટકવા લાગ્યો. બ્રાહ્મણ બિચારો વાખાનો માર્યો હતો. તેના ઘરમાં બચ્ચાં છોકરાં હતાં, પણ તેઓનું પોષણ કરવા જેટલું તે પેદા કરી શકયો નહી; કારણ કે તે કંઇ ભણેલો ન હતો. એટલુંજ નહીં પણ તે સાથે તેનામાં અક્કલ પણ થોડી હતી. બ્રાહ્મણ એક શખ્સના ઘર આગળ ભિક્ષા માટે ગયો. ઘરધણીએ તેને કાંઇ આપ્યું નહીં, પણ જણાવ્યું કે ગામનો પટેલ સઘળી પાંતિએ સુખી છે અને ધર્મ ઉપર તે સારૂં દીલ રાખે છે, વાસ્તે ત્યાં જવાથી તને કંઇ દક્ષિણા મળશે. બાકી હું એક ગરીબ માણસ તને કંઇ દક્ષિણા આપી શકતો નથી. પટેલનું ઠેકાણું પુછી બ્રાહ્મણ ત્યાંથી ગયો અને પટેલનું ઘર શોધી ત્યાં દક્ષિણાને માટે કાકલુદી કરવા લાગ્યો. પટેલે પોતાને ત્યાં "ગોર" દાખલ રહેવા બ્રાહ્મણને જણાવ્યું. બ્રાહ્મણ બિચારો કંઇ ભણેલો નહી, તેથી ઘણી શરમ સાથે બોલ્યો કેઃ-"મહારાજ! હું તો કાંઇ શીખેલો નથી તો જજમાનપણું તે કયાંથી કરીશ?" પટેલે બ્રાહ્મણને

કહ્યું, "મહારાજ ! તમે અમારા ગુરૂદેવ કહેવાઓ, અને તમે તમારેજ મોઢે કહો કે હું કાંઇ શીખેલો નથી, એથી જેમ તમને શરમ લાગે છે, તેમ મને-તમારા જજમાનને પણ શરમ લાગે છે કે એક ધર્મગુરૂ જેનો ધંધો પોતાના જજમાનને ઉપદેશ કરવાનો છે. તે જ્યારે ઉપદેશ કરવાને બદલે ભીખ માગે છે ત્યારે તેના જજમાનને પણ શરમાવું પડે છે. માટે હું તમારૂં પોષણ કરૂં અને તમે જો ધર્મકથા શીખો તો બહુ સારૂં. આ વાસ્તે કે પછી તમે આબરૂ સાથે તમારૂં ગુજરાન કરી શકશો, અને કોઇને ઘેર જઇને હાથ લંબાવવાની તમારી ધારતી મટી જશે. "બ્રાહ્મણે જવાબ દીધો કે "મહારાજ ! હું તો પરદેશી છું અને તે સાથે બચરવાળ છું. છઈયાંનું પેટ ન ભરી શકયો અને બાયડીએ જ્યારે બહુજ સતાવ્યો ત્યારે દેશ છોડી પરદેશ તરફ આવ્યો છું. માટે હે મહારાજ ! મારી નહિ તો મારા બાળકોનીએ જો તમને દયા આવતી હોય, તો મને કાંઈ સારી દક્ષિણા આપો જેથી હું દેશમાં જઇ તેઓની સાથે બેસી ખાઉં." પટેલે જવાબ દીધો, "મહારાજ ! હું કાંઈ લક્ષાધિપતી નથી કે જેથી તમારૂં અને તમારાં છોકરાંઓનું ગુજરાન થાય તેટલું આપી શકું; પણ જમના કાંઠે બેસી મારા નામના જપ કરો તો હું દર મહિને તમને ત્રણ રૂપિયા આપ્યા કરીશ; વધારે આપવાની મારામાં શકિત નથી." બ્રાહ્મણે આ વાત કબુલ કરી અને નદી કાંઠે કોઇ એકાંત જગાએ જઇ, હાથમાં માળા લઇ મોટે અવાજે બોલવા લાગ્યો કે "પટેલના જપ કરૂં," "પટેલના જપ કરૂં." માત્ર આટલા શબ્દ સિવાય બ્રાહ્મણ બીજું કંઇ બોલતો નહી, કારણ કે "જપ" એટલે શું તે પણ તે બ્રાહ્મણ સમજતો ન હતો. આવી સ્થિતિમાં તે બ્રાહ્મણે થોડાએક મહિના પસાર કર્યા. એક દિવસ એક લફંગો બ્રાહ્મણ ત્યાં જઇ ચઢયો અને પેલાને મોઢેથી "પટેલના જપ કરૂં" એવા શબ્દ જ્યારે તેણે સાંભળ્યા, ત્યારે તે વિચારમાં પડયો કે કદાચ આ માણસ દિવાનો હશે અને દિવાનાપણાંની હાલતમાંજ આવા શબ્દો બોલ્યા કરતો હશે. આ વિચારથી તેણે પેલા બ્રાહ્મણને પૂછયું કે "ભાઇ! 'પટેલના જપ કરૂં,' 'પટેલના જપ કરૂં' એવા શબ્દો તું બોલે છે તેનું કારણ શું?" બ્રાહ્મણે કહ્યું કે "ભાઇ ! હું વાખાનો મારેલો એક પરદેશી બ્રાહ્મણ છું અને આ ગામમાં ભીખ માંગવા આવ્યો છું. ભિક્ષાને માટે જ્યારે હું આમતેમ ફરતો હતો, ત્યારે એક દયાળુ માણસે મને સલાહ આપી કે આ ગામનો પટેલ ધર્મિષ્ઠ છે. જો તું ત્યાં જશે તો તને સારી રીતે દક્ષિણા મળશે એ ઉપરથી હું પટેલને ત્યાં

ગયો અને કેટલીક વાત કીધા પછી તેણે મને પોતાના નામના "જપ" કરવાનું કહ્યું; અને તેના બદલામાં દર માસે ત્રણ રૂપિયા આપવાનો ઠરાવ કીધો છે." આ વાત સાંભળી પેલા લફંગા માણસે પટેલનાં ઘરની નિશાની પૂછી લીધી, અને પોતે પણ તેને ઘેર ગયો. ત્યાં જઇ આજીજી કરી કહેવા લાગ્યો, કે "મહારાજ! હું પરદેશી બ્રાહ્મણ છું. મારા દેશમાં કાંઇ ધંધો રોજગાર ન મળવાથી વાખાનો માર્યો અહિં આવ્યો છું. તેમ હું કાંઇ ધર્મનો બોધ કરી ગુજરાન ચલાવું તેટલું ભણ્યો પણ નથી, માટે હે ધર્માત્મા! મારી ઉપર દયા કરી મને કાંઇ દક્ષિણા આપો; તો હું દેશ જઇ મારા બચ્ચાંઓનું ગુજરાન ચલાવી શકું." પટેલે જોયું કે આ પણ પેલાના જેવો દેખાય છે માટે તેને પણ "જપ" કરવા નદી કાંઠે બેસાડું કે જેથી મને પૂન્ય થાય અને તેનું પણ કામ સરે. એવું વિચારી તેને પણ પેલા બ્રાહ્મણની પેઠે ત્રણ રૂપિયા ઠરાવી નદી કાંઠે "જપ" કરવા બેસાડ્યો. આથી તે બ્રાહ્મણ પેલા બ્રાહ્મણની જોડે નદી કિનારે ગયો અને વિચાર કીધો, કે આતો "પટેલના જપ કરૂં" "પટેલના જપ કરૂં" એમ બોલે છે; ત્યારે હું પણ જો એજ શબ્દો બોલું તો તે કાંઇ ઠીક લાગશે નહિં. એમ વિચારી તેણે એક તોડ શોધી કાઢ્યો. પેલો બોલે, કે "પટેલના જપ કરૂં, પટેલના જપ કરૂં" ત્યારે આ બોલે કે "તું કરે તે હુંબી કરૂં, તું કરે તે હુંબી કરૂં" એવી રીતે તે બંને જણાઓ નદી કીનારે બેસીને બોલ્યા કરતા હતા. એ પ્રમાણે થોડાએક માસ ચાલ્યું. પછી વળી એક ત્રીજો શખ્સ તેઓની નજીક ગયો, અને તેણે જયારે પેલા બન્નેનું બોલવું સાંભળ્યું; ત્યારે તે વિચારવા લાગ્યો કે આ બન્ને જણાઓ શું ગાંડા હશે કે એક બોલે છે "પટેલના જપ કરૂં; પટેલના જપ કરૂં" અને બીજો બોલે છે કે "તું કરે તે હુંબી કરૂં, તું કરે તે હુંબી કરૂં" એવા વિચારથી પેલા ત્રીજા પુરૂષે બંનેને પૂછ્યું કે, "ભાઇઓ તમે આમ બકયા કરો છો તેનો સબબ શું?" પ્રથમ પેહલાએ પોતાની હકીકત કહી, અને પછી બીજાએ કહી સંભળાવી. એ સાંભળી તે પણ પટેલને ઘેર ગયો; અને પેલા બંનેની માફક પટેલ આગળ કાલ્લુદી સાથે દક્ષિણા માટે વિનંતિ કરવા લાગ્યો. પટેલે તેને ચાકરી રહેવા કહ્યું ત્યારે તેણે કહ્યું, કે, "મહારાજ! હું તો ભીખ માગ્યા સિવાય બીજું કાંઇ પણ શીખેલો નથી અને કદાચ ચાકરી રાખો, અને કામકાજમાં કાંઇ ચોરી થશે તો, ફોકટમાં બ્રાહ્મણનો દીકરો માર્યો જઇશ; કારણ કે ભીખારી લોકોનો જીવ ઘણોજ નીચો હોય છે, અને તેના હાથમાં પૈસો

ગયાથી તેનો જીવ તે ઉપર બહુ લલચાય છે; માટે રે મહારાજ! મને કાંઈ દક્ષિણા આપો તો કુટુંબ સાથે ખાઈ આશીર્વાદ દઈશ." પટેલે કહ્યું કે, "ફોકટ તો કાંઈ દક્ષિણા અપાય નહી, પણ જે રીતે પેલા બે બ્રાહ્મણો ગંગાને કિનારે મારા નામના "જપ" કરે છે તેમ તું પણ જો મારા "જપ" કરશે, તો તેની માફક તને પણ ત્રણ રૂપિયા આપીશ." આ વાત કબુલ કરી, પટેલને આશીર્વાદ દઈ "જપ" કરવા સારૂ તે જમના કિનારે ગયો. ત્યાં જઈ વિચાર કર્યો કે આ બે જણા તો "પટેલના જપ કરૂં" અને "તું કરે તે હુંબી કરૂં" એમ બોલે છે; ત્યારે હવે હું શું બોલું? ઘણો વિચાર કરી તેણે એક શબ્દ શોધી કાઢયો. પહેલો બોલે કે "પટેલના જપ કરૂં" બીજો બોલે કે, "તું કરે તે હુંબી કરૂં" ત્યારે ત્રીજો બોલે કે "એમ તે કયાં સુધી ચાલશે, એમ તે કયાં સુધી ચાલશે?" એવી રીતે ફરી પણ થોડાક માસ ચાલ્યું. એટલામાં એક ચોથો માણસ તેની પાસે આવ્યો અને તેઓના શબ્દ સાંભળી વિચારમાં પડયો, કે આ તે શું ઢોંગ છે. કદાચ તેઓનું ભેજું તો નહી ખસી ગયું હોય? કે તેઓ આ પ્રમાણે બકયા કરે છે. આ પછી તેણે પેલાઓને પુછ્યું કે "મહારાજ! તમો આ એક પછી એક જે શબ્દો બોલો છો તેનું કારણ શું?" એ ઉપરથી ત્રણે બ્રાહ્મણોએ પોતાની હકીકત ચોથાને કહી સંભળાવી. એ ઉપરથી પેલો ખુશી થયો કે વારૂં, આ તો હરામખોરો બેસી રહીને પગાર મેળવે છે. તેણે પણ પટેલનું ઠેકાણું પુછી લીધું, અને તેને ઘેર જઈ પેલાઓની માફકજ દક્ષિણાને માટે કાકલુદી કરી. પટેલ વિચાર કરવા લાગ્યો કે આતો હરામખોરોની સંખ્યા વધતી જાય છે, એવું ધારી પેલાને કહ્યું કે, "મહારાજ! તમે જો ગરીબજ છો, અને કંઇ શીખેલા નથી તો મારા ઘરમાં પાણી ભરવા રહો, હું તમને પગાર આપીશ." તે બોલ્યો કે, "મહારાજ! બ્રાહ્મણનો દીકરો છું, અને ઘરમાં પાણી ભરવા રાખો છો, તો સારૂં; પણ એક તો એકે મારામાં કાંઈ શકિત નથી. બીજું એકે તમારા ચાકરોને અદેખાઇ આવે, અને મારા ઉપર તહોમત મુકે અને હું માર્યો જાઉં; માટે તમે દાતા છો તેથી જે કાંઇ દક્ષિણા આપશો તે લઇને આશીર્વાદ દઇને મારે ઘેર જઈશ." પટેલે તેને પણ 'જપ' કરવાનું સોપ્યું. એથી તે પણ નદીકાંઠે પેલા ત્રણ બ્રાહ્મણની સાથે જપ કરવા બેઠો તેણે વિચાર કીધો કે આ ત્રણ જણામાં એક બોલે છે, કે "પટેલના જપ કરૂં" બીજો બોલે છે કે "તું કરે તે હુંબી કરૂં" અને ત્રીજો "આમ તે કયાં સુધી ચાલશે?" એમ બોલે છે તો મારે હવે જુદુંજ બોલવું

જોઇએ. એમ વિચારી તેણે "જયાં સુધી ચાલે ત્યાં સુધી ચલાવો, જયાં સુધી ચાલે ત્યાં સુધી ચલાવો." એમ બોલવું શરૂ કર્યું. જયારે આ વાતને લાંબી મુદત થઇ ત્યારે કોઇ પાંચમો આળસુ તેની પાસે આવી ચડયો. અને થોડો વખત વિચાર કીધા પછી આ ચારે જણા પાસેથી સઘળી બાતમી મેળવી. તેઓની આ વાત સાંભળી પેલા લોભીનું દીલ લલચાયું, અને પટેલના ઘરની નિશાની લઇ ત્યાં ગયો, અને પેલાઓના માફક દક્ષિણા માટે આજીજી કરી. પટેલે જોયું કે આતો દિવસે દિવસે આળસુઓની સંખ્યા વધતી જાય છે, અને જે મહેનત કરવા શકિતમાન છે તે પણ આળસુઓની માફક હરામખોરી કરે છે. માટે આવો ધરમ કરવો ઘટતો નથી; અને તે કાંઇ ધરમ ગણાય પણ નહિ. તેણે પેલા ચારે બ્રાહ્મણોને પોતાને ઘેર બોલાવી જણાવી દીધું કે, "તમે સઘળા તમારે દેશ જાવ, આજથી તમને પગાર મળશે નહિં, તે બદલ હું મારાથી બને છે તેટલી દક્ષિણા તમને આપું છું; તે લઇ તમે સંતોષ સાથે પધરામણી કરો." એવું કહીને પટેલે દરેકને પચાસ રૂપિયા આપી રજા દીધી. બ્રાહ્મણોએ એક બીજા સાથે મળી પટેલને આશીર્વાદ દેવાનો ઠરાવ કીધો. આશીર્વાદ દેવામાં સૌથી પહેલો બોલ્યો કે "મેં પટેલના જપ કીધા", બીજો બોલ્યો કે "તેં કીધું તે મેંબી કીધું", ત્રીજો બોલ્યો "એમ તે કયાં સુધી ચાલ્યું", ચોથે કહ્યું "જયાં સુધી ચાલ્યું ત્યાં સુધી ચલાવ્યું" એ સાંભળી પેલો પાંચમો અને છેલ્લો બ્રાહ્મણ બોલ્યો કે "નહિં ભણેલા કે નહિં ગણેલા માટે તે સઘળું આજે પુરૂં થયું" એ પ્રમાણે એક પછી એક ઉપર પ્રમાણે આશીર્વાદ દઇ પોતાને ગામ વિદાય થયા.



# ભણ્યા પણ ગણ્યા નહિ.



## પઢેલ કરતાં કઢેલ વધતો.

---

ભણ્યા પણ ગણ્યા નહી, ધિક! ધિક ! એ અવતાર.
જે જન ગણ્યા વન ભણે, કદી પડે નહિ પાર.
પઢેલ કરતાં કઢેલ જન, પંચે બહુ વખણાય,
ભણ્યો-ગણ્યો ઘાડે ચહડે, અભણ ધક્કા ખાય.

---

મોતા નામે ગામમાં રામશંકર કરીને એક બ્રાહ્મણ રહેતો હતો, તે શાસ્ત્ર અને વિદ્યાનું ઘણું જ્ઞાન ધરાવતો હતો. રામશંકરને બે દીકરા હતા, જેમાંના એકનું નામ ઉદેશંકર કરીને હતું. ઉદેશંકરે વિદ્યાભ્યાસ ઘણો સારો કર્યો હતો. રાત અને દિવસ પુસ્તક પાછળજ તે કાઢતો હતો. અને આ ટેવને લીધે તેણે એકે પણ પોતાનો મિત્ર શોધ્યો ન હતો. તેમજ તે ઘર છોડીને કયાંય બહાર પણ ફરતો નહિ કે તેને સંસાર સંબંધી જ્ઞાન મળે. રામશંકરના બીજા છોકરાનું નામ પ્રાણશંકર કરીને હતું. એ છોકરો કાંઇ પણ શીખ્યો ન હતો; પણ બચપણથીજ તેણે ઘણાં મિત્રો મેળવ્યા હતા. તે ઘણા ભણેલા અને વિદ્વાન હતા. તેવા સોબતીઓની સાથે ફરવાથી જો કે પ્રાણશંકર ભણેલો ન હતો; પરંતું શાસ્ત્ર અને સંસારના વહીવટથી ઘણોજ કુશલ અને માહિતગાર થએલો હતો. રામશંકરનો પ્યાર બંને છોકરા ઉપર સરખો હતો? પણ પ્રાણશંકરને શાસ્ત્ર ન ભણવા માટે વારંવાર ઠપકો આપતો અને ઉદેશંકરને શાબાશી આપતો. એ ઉપરથી પ્રાણશંકર દીલગીર થવાને બદલે ખુશી થતો; અને કશી પરવા કર્યા સિવાય બેફીકરાઇથી ફરતો. રામશંકરે પોતાના બન્ને છોકરાને પરણાવેલા હતા. પ્રાણશંકરની વહુ બહારગામની હતી. જે ગામ મોતાથી એક મંજલ દુર હતું. પ્રાણશંકરની વહુ મોટી થવાથી તેના બાપે રામશંકરને આણું તેડી જવા કહ્યું. આથી રામશંકરે પ્રાણશંકરને તેડવા જવા કહ્યું. આ વાત ઉદેશંકરે સાંભળી તેથી તેને મન થયું કે મારી ઉમ્મરમાં હું કયાંય ફર્યો નથી માટે આ ટાણે જરા બહાર જઇ આવું એમ ધારી તેણે તેના બાપને જણાવ્યું કે પ્રાણશંકરની બાયડીને હું બોલાવી લાવું. આ વાત તેના બાપે તેમજ ઘરના સર્વે માણસોએ કબુલ કરી; અને એક દિવસ પ્રાણશંકરની સ્ત્રી

જમના વહુને તેડવા માટે તેના બાપના ગામ તરફ ગયો. ઉદેશંકર ગામનો મારગ જાણતો ન હતો; પણ મોતા અને ઉપલા ગામ વચ્ચે બહોળો વેપાર હોવાથી આખો દિવસ રાહદારી માણસો અને ગાડાંઓ ચાલતાં હતા. તે અડસટ્ટા ઉપરથી ઉદેશંકર પોતાના ભાઇના સાસરે જવા નીકળ્યો. ચાલતાં ચાલતાં સૂર્ય અસ્ત પામવા આવ્યો. રસ્તામાં ગાડાંની ધુળને લીધે ઉદેશંકરે કમરે બાંધેલું ધોતીયું ખરાબ થયું હતું. તેને ગામને પાદરે આવેલી નદીમાં ધોઇ સાફ કર્યું, અને તે ધોતીયું સુકવવા વાસ્તે બેવડું કરી શરીરપર ઓઢયું; અને પોતાના ભાઇના સસરાના મહોલ્લામાં દાખલ થયો. ઉદેશંકરે માથા ઉપર ધોતીયું ઓઢયાથી તેનો દેખાવ બીહામણો થયો; અને જાણે કોઇના મરણના ખબર લઇ આવ્યો હોય એવો દેખાવ થયો. તેના ભાઇની સાસુ પોતાના ઘરના ઓટલા ઉપર બેઠી હતી. તેણે ઉદેશંકરનો આવો દેખાવ જોઇ ધાર્યું કે કદાચ જમનાનો ભરથાર મરણ પામ્યો હશે; અને તેના ખબર લઇ આ તેનો ભાઇ આવે છે.

વાંચનાર નીચેની હકીકત વાંચવાથી તને માલમ પડશે કે "ભણ્યા પણ ગણ્યા નહિ" એટલે ભણવા સાથે બહારની દુનીયાથી વાકેફ નહિ હોવાને લીધે કેવો માઠો બનાવ બને છે.

ઉદેશંકરનો એવો દેખાવ જોઇને જમનાની માએ પોતાના જમાઇના ખબર ઘરમાં, પડોશીને, તથા સગાંવહાલાને કહી દીધા. અને ઉદેશંકર ઘેર આવે તે પહેલાંજ જમનાના બાપના કુટુંબના માણસો બહાર નીકળીને ઓટલા હેઠળ એકઠાં થયાં.

આ દેખાવનો ઉદેશંકરે ઉલટોજ અર્થ લીધો. તે સમજયો કે ભાભીના ઘરમાં કોઇ મરણ પામ્યું છે. જેથી તેઓ મૈયતના શોકની નિશાની બતાવવાને ઓટલા આગળ એકઠા થયા છે; માટે હું પણ મારા તરફની દીલગીરી તેઓને આગળથીજ જણાવું. એવા તરંગી વિચારથી ઉદેશંકરે ઘેરથી દુર રહીનેજ "ઓ જમના વહુ આ શું થયુંરે." એવી લાંબી પોક મુકી. જમનાના કુટુંબીઓને ચોકસ થયું કે ખરેખર જમનાનો ભરથારજ મરણ પામ્યો છે, કારણ કે તેના ભાઇએજ ઘેર આવતાં અગાઉ પોક મુકીને આપણને જણાવ્યું છે. એ ઉપરથી તેઓ પણ રડવા લાગ્યા એક તરફ ઉદેશંકરની આસપાસ ભાયડાઓ એકઠા થઇ રડવા લાગ્યા; ત્યારે બીજી તરફથી જમનાની આગળ બૈરાંઓ

એકઠાં મળી રડવા અને કુટવા લાગ્યાં. કુટતી વખતે બૈરાંઓએ રૂદન કર્યું કે "હાયરે. પ્રાણુશંકર હાય, તારી જમના રાંડી!" બીજી તરફથી જમનાનો બાપ અને ભાઇ પોક મુકીને બોલ્યા કે, "ઓ પ્રાણુશંકર ભાઇ આ શું તારી ગતી થઇરે." આ દેખાવ જોવાથી ઉદેશંકર કે જે દુનીયાની કાંઇ પણ રીતભાત જાણુનો ન હતો; તેણે એમ ધાર્યું કે જમનાને પહેલ વહેલીજ મોકલવી પડે છે; માટે આ લોકો આમ કરતા હશે; કારણ કે જમના બચપણુથી તે હમણાં સુધી તેના ઘરમાં મોટી થઇ છે, અને તેનાથી છુટું પડવાનો વખત પાસે આવ્યાને લીધે આ લોકો આવી રીતે કરતાં હશે; પણ આપણે તો આણું તેડવા આવ્યા છીએ માટે તેડીનેજ જવું; નહિ તો ભાઇ મશ્કરી કરશે. એવો વિચાર કરે છે એવામાં બૈરાંઓએ જમનાના હાથના ચુડા ભાંગવા માંડયા, અને હજામને બોલાવી તેનું માથું સાફ બોડાવી નાખ્યું. આ દેખાવથી પણ દુનિયાના રીત-રીવાજથી તદન અંજાણુ એવા ઉદેશંકરે એમ ધારયું કે જમનાનું માથું બોડાવે છે, તેનું કારણુ એ કે તેથી એનો ચહેરો ખરાબ લાગે અને હું એને લઇ ન જાઉં એ ઉપરથી તેણે જમનાના બાપને હળવેથી કહ્યું કે, "ભાઇ, જમનાને માટે તમે ગમે તેટલું કરો; પણ હું એને રહેવા દઇશ નહિ; કારણ કે મારા બાપે તેને તેડીનેજ આવવાનું કહ્યું છે." જમનાનો બાપ સમજ્યો કે તેના સસરાએ ચાહ રાખીને બોલાવી છે; માટે મોકલવીજ જોઇએ તેથી તેણે ઉદેશંકરને કહ્યું, 'હા ભાઇ હું જરૂર મોકલીશ.'

રડીકુટીને પરવાર્યા પછી બધાએ અંગ ધોયું; અને સઘળાં પોત પોતાને ઘેર ગયાં. ઉદેશંકરને ઘરમાં ખાટલો નાખી બેસાડયો; અને જમનાને તેની આગળ બેસાડી કે તેનો જેઠ તેનો ભરથાર કેમ મરણુ પામ્યો તે તથા તેનું દુ:ખ કહી સંભળાવે. જમનાનો બાપ પોતાની દીકરીના રંડાપા સંબંધી વિચાર કરતો બેઠો. જમનાની માએ રસોઇ તૈયાર મુકી અને ઉદેશંકરનું ભાણું તૈયાર કર્યું અને તેને જમવા બેસાડયો. ઉદેશંકરે જમવા માંડયા પછી જમનાની માએ પૂછ્યું, "રે ઉદેભાઇ! તારો ભાંડુ શાથી મરણુ પામ્યો." ઉદેશંકર ગભરાયો અને પુછવા લાગ્યો, કે, "બાઇ આ ખબર તમને કોણે કહી! મોતામાંથી હમણું કોઇ આવ્યું કે શું?" જમનાની માએ વિચાર કીધો કે આતે શું બોલે છે. તેણે ફરીથી પૂછ્યું કે, "ભાઇ ઉદે, તારો ભાઇ જે પ્રાણુશંકર તે મરણુ પામ્યો તે સાથી?" ઉદેશંકરે ફરી પૂછ્યું કે, "બાઇ! પણુ તમને પ્રાણુશંકરના મરણુની ખબર કોણે આપી! ત્યારે તેણે ઉત્તર દીધો કે, "ત્યારે માથે ભીનું ધોતીયું ઓઢી જાણે કોઇના મરણુની

નિશાની લઇ આવ્યો હોય તેમ જ્યારે તું ઘેર આગળ આવ્યો ત્યારે 'ઓ જમના વહુ આ શું થયું રે' એમ કરીને આવતાં પહેલાંજ પોક મુકીને રડયો તેનું કારણ શું? ભાઇના મરણની ખબર લાવ્યો છે કે કોઇ બીજાજ કારણથી રડયો તો." ઉદેશંકરે કહ્યું, "મારો ભાઈ કાંઇ મરી ગયો નથી: પણ તમો તમારે ઘેરને આંગણે સહુ એકઠાં થએલાં; તે જોવાથી હું સમજ્યો કે તમારે ઘેર કોઇ મરી ગયું છે; માટે તે શોકમાં સામેલ થઇ હું રડયો હતો. હું તો જમના વહુને આણું કરવા આવ્યો છું; માટે એને મારી સાથે મોકલો." જમનાના બાપે આ શબ્દ સાંભળ્યા ત્યારે તે પોતાની દીકરીનું દુઃખ ભૂલી જઇ જલદીથી આગળ ગયો; અને ઉદેશંકરને ઠપકો આપતો હોય તેમ બોલ્યો, "શમશાનની ખબર લાવે તેવી રીતે તુ મહોલ્લામાં આવ્યો અને 'ઓ જમના વહુરે આ શું થયું' અને એમ કહી રડવા લાગ્યો, જેથી અમોએ જાણ્યું કે જમનાનો ભરથાર મરણ પામ્યો છે, અને તેજ ઉપરથી અમો રડવા બેઠાં. તેજ રીતે વળી તું પણ અમારી સાથે રડવા બેઠો. પુરૂષોએ અને બૈરાંઓએ રડવામાં પ્રાણશંકરનું નામ ખુલી રીતે વાપર્યું; જમનાના ચુડા ભાંગ્યા, તેનું માથું બોડાવ્યું; ત્યાં સુધી તું બોલ્યો નહિં તેનું કારણ શું?" ઉદેશંકરે જણાવ્યું કે "મરણની ક્રિયા મેં કોઇ દિવસ જોએલી નહિ, તેથી હું સમજ્યો કે તમારા ઘરમાં કોઈ મરણ પામ્યું છે, જેથી તમે એવી ક્રિયા કરો છો; વળી વગર પુછયે તમને વહેવાઈ દાખલ માન આપવા તમારી સાથે હું પણ રડવા બેઠો." છેવટે ઉદેશંકર જમનાને રાંડીરાંડના દેખાવમાં પોતાને ઘેર લઇ ગયો, જેથી પહેલ અને કહેલની પરીક્ષા થઇ. પ્રાણશંકરે પોતાના બાપ આગળ ઉદેશંકરની ફરીઆદ કીધી કે, "રે પિતા તમારા આ ઘણા ભણેલા દીકરાએ આ શું કીધું?" ઉદેશંકર બોલ્યો, "ભાઇ અમે "ભણ્યા પણ ગણ્યા નહિ" એટલે મેં જેમ પુસ્તકની કેળવણી લીધી તેમ જો દુનિયાંદારીની વ્યવહારિક કેળવણી મેળવી હોત તો, આવું માઠું પરિણામ કદી બનત નહિ."



## ગર્થ ખરચીને ગમાર થાવું.

ગરથ ખરચી ગાંઠનો, હિયે તનનો ભોગ,
અંત સમે પસ્તાઇ મરે, દેહને કચડે રોગ.
દારૂડીયો દારૂ પીયે, દેહ પ્રજેતા થાય,
તન, મનની હાંની કરે, પર જનમાં હિણાય.

મઉ નામના ગામડાના પટેલને તે ગામના રહેવાસી વાલા નામનાં કોઇ શખ્સનું કામ પડ્યું. પટેલ વાલાના ઘરમાં ગયો; અને ત્યાં જઇ તેને હાંક મારી બોલાવવા લાગ્યો. વાલો ઘરમાં ન હતો; તેથી ડાહી નામે તેની દીકરીએ જવાબ દીધો કે, "મારો બાપ ઘરમાં નથી." પટેલે પૂછ્યું કે "ક્યાં ગયો છે?" ત્યારે તેણે જવાબ દીધો કે, "ગરથ ખરચીને ગમાર થવા ગયો છે." પટેલે પુછ્યું કે કયારે આવશે? ડાહીએ કહ્યું કે "આવશે તો નહિ આવશે, અને નહી આવે તો આવશે." ફરી પટેલે પૂછ્યું તારી મા ક્યાં ગઇ છે? ડાહીએ જવાબ આપ્યો કે "દમડી ખરચીને રતન લેવા ગઈ છે." પટેલે પૂછ્યું ત્યારે તું રસોડામાં શું કરે છે? સામો જવાબ મળ્યો કે "મા બળે છે અને દીકરી ચડે છે"

ઉપલા ચારે જવાબનો ખુલાસો પટેલે ડાહીને પુછ્યો, તેથી તે બોલી કેઃ–'

"૧ મારો બાપ 'ગરથ ખરચીને ગમાર થવા ગયો છે' એમ મેં જે કહ્યું તેનો અર્થ એ કે, પૈસો ખરચીને તે દારૂ પીવા ગયો છે. દારૂ પીવાથી તે ઘણીવાર મારામારી કરે છે, અને તેથી ઘણું ખરાબ પરિણામ કોઇ કોઇવાર આવે છે. વધારે છાકટ બન્યાથી કેટલીકવાર રસ્તામાં પડી રહે છે; જેથી એવી હાલતમાં જે તેને જુએ છે, તે તેની અક્કલ ઉપર હસે છે, અને કહે છે કે આ પુરૂષ કેવો મૂર્ખ છે કે પૈસો ખરચીને આવી માઠી દશા ભોગવે છે. વળી કોઇ કોઇવાર તેના શરીરને પણ બહુ નુકશાન થાય છે તો આ બધું 'ગરથ ખરચીને ગમાર થવું'" નહી ગણાય?

૨ મારો બાપ "આવશે તો નહી આવશે, અને નહી આવશે તો આવશે", એનો ખુલાસો એકે, આપણા ગામની પડોશમાં "માહીમા" નામે એક નદી છે. તેને પેલે પાર આવેલા "વયશુન" ગામના એક પીઠામાં તે

દારૂ પીવા જાયછે. એ નદીના પાણીમાં ભરતી ઓટ થાયછે; માટે જો ભરતીના પાણી નદીમાં આવશે તો મારો બાપ ઘેર નહી આવે, અને ભરતીનું પાણી નદીમાં નહિ આવે તો મારો બાપ ઘેર આવશે: ગાંઠનો પૈશો ખરચીને એવી રીતની હાડમારી ભોગવવી એ શું "ગરથ ખરચીને ગમાર થવું" નહિ કહેવાય?

૩ મારી મા 'દમડી ખરચીને રતન લેવા ગઇ છે' તેનો અર્થ એકે, મારી મા દમડી લઇને દિવેલ-ગ્યાસ્લેટ લેવા ગઇ છે, જેની બતી સળગાવવાથી ઘરમાં રતનની પેઠે અજવાળું થાય છે. પૈશો ખરચીને મેળવેલું ખરૂં સુખ તો એને કહેવું જોઇએ.

૪ રસોડામાં 'મા બળે છે અને દીકરી ચડે છે' એમ જે મેં કહ્યું તેનો અર્થ એકે, તુવેરની દાળને રાંધવા સારૂ મેં ચુલા ઉપર મુકી છે; અને તેને સીજવવાને એટલે પકાવવાને વાસ્તે તુવેરની કરાંઠી એટલે તુવેરના સુંકાં લાકડાં ચુલામાં સળગાવ્યાં છે. એટલે લાકડાં જે મા તે બળે છે, અને દીકરી જે તુવેર તે ચડે છે.

---

## બહોત મોંઘી બેચીઓ.



### બુઢો ધોબી અને રાજા મિત્ર.

---

મીત હિત હૈડે ધરી, રાજાએ કહી વાત,
તક ધોબી મીતને દિઠી, લિધો લાભ સમઘાત.
વજીર ગયો ધોબી ઘરે, 'ઓ લુગડાં ધોનાર-
ભેદ ખોલે જો વાતનો, આપું સોલ હજાર,

---

એક રાજાના શહેરમાં કોઇએક ધોબી રહેતો હતો તે જ્યારે બચપણમાં નિશાળે જતો; ત્યારે તે ગામના રાજાનો છોકરો પણ નીશાળે આવતો જેથી તે બઉને સારી દોસ્તી થઇ હતી. બંન્નેએ નિશાળ છોડયા પછી ધોબી પોતાના બાપનો ધંધો કરવા લાગ્યો હતો, અને કુંવર પણ તેના બાપના મરી જવાથી ગાદીએ બેઠો હતો. આ વાતને લાંબો વખત થઇ ગયો હતો; તેથી રાજા અને તેનો મિત્ર વૃદ્ધાવસ્થામાં આવ્યા હતા. રાજા સુખી હતો, તેથી તેનું

ઘડપણુ જાઝું જણાતું નહિ; પણ ધોબી બીચારો ગરીબ, વળી રાજા કરતાં ઉંમરે પણ મોટો તેથી તેની અવસ્થા માઠી, અને તેથી લાકડીના ટેકા સિવાય તે ચાલી પણ શકતો નહિ. ધોબી અને રાજાએ નીશાળ છોડયા પછી તેઓ કોઇ દિવસ મળ્યા પણ ન હતા; પણ ધોબી દરરોજ રાજાના મહેલ આગળથીજ પોતાને ઘેર જતો હતો. એક દિવસ રાજા ખુશ મીજાજથી પોતાના મહેલની બારી આગળ ઉભો હતો, અને ધોબી હાથમાં લાકડી લઇ ખાંધ ઉપર કપડાંનો ગાંસડો નાંખીને તે રસ્તેથી જતો હતો, તેવામાં બંનેની નજર એક થઇ. ધોબી કુરનેસ બજાવીને રાજાની સામે ઉભો રહ્યો. રાજાએ તેને ઓળખ્યો, અને તેની બચપણુની દોસ્તી યાદ આવી; તેથી રાજાએ તેને બોલાવ્યો કે, "કયું ધોબી!" ધોબીએ ઉત્તર વાળ્યો કે "રાજા સલામત." રાજાએ પૂછ્યું, કે "દો ચલતે હૈ, ઇસકી સાથ તીસરેકુબી લેના ચૈએ?" ધોબીએ ઉત્તર આપ્યો કે, "હા સાહેબ તીસરેકુબી લેના ચઇએ."

રાજાએ બીજીવાર પૂછ્યુ, "કયું એ ધોબી!" ધોબીએ ઉત્તર વાળ્યો કે "રાજા સલામત." રાજાએ પૂછ્યુ, "જે પીછેસે આયે ઓ આગુંસે ગએ?" ધોબીએ કહ્યું કે "હા સાહેબ."

રાજાએ ત્રીજી વાર પણ એજ પ્રમાણે ધોબીને બોલાવ્યો અને પૂછ્યું કે "આઠ મારે તોબી ચાર માર વિના ચલે નહિં?" ધોબીએ કહ્યું, "ના સાહેબ ન ચલે."

રાજાએ ચોથીવાર ધોબીને કહ્યું "કયું હે ધોબી!" તેણે ઉત્તર વાળ્યો કે "રાજા સલામત." રાજાએ કહ્યું "બોત મોંઘી બેચીઓ." ધોબીએ જવાબ દીધો "બહોત ખુબ. સાહેબ."

આટલી વાતચિત થયા પછી પાદશાહને નમ્રતાથી સલામ કરી તે ચાલતો થયો. પાદશાહની આગળ એ વખતે વજીર ઉભો હતો રાજાએ તેને ધોબી સાથેની વાતચિતનો ખુલાસો કરવા ફરમાવ્યું. વજીર વિચારમાં પડયો અને ચાર દિવસ પછી ખુલાસો કરવાની કબુલત આપી. ધોબી કોણ હતો અને કયાં રહેતો હતો, તેની વજીરે તપાસ કરી, તેને ઘેર જઇ ઉપલી વાતનો ખુલાસો પૂછયો. ધોબીએ તેને જણાવી દીધું કે, "રાજા સાથે ચાર વાત કરી છે, અને તે દરેક વાત દીઠ રૂપિયા ચાર હજાર આપવામાં આવેતો ખુલાસો કરીશ." વજીરે એ વાત કબુલ રાખી અને એ દરેક વાત દીઠ રૂપીઆ ચાર હજાર પ્રમાણે ધોબી ને રૂપિયા સોળ હજાર ગણી આપ્યા. ધોબી બોલ્યો, કે, "રાજાએ મને પ્રથમ પૂછ્યું કેઃ

" 'દો ચલતે હૈ, દસ્કી સાથ તીસરેકુબી લેના ચાહીએ.' એનો જવાબ મેં વાળ્યો કે હા સાહેબ. એનો ખુલાસો એ કે, હું ઘરડો થયો છું; જેથી બે પગ ચાલે છે છતાં ત્રીજી લાકડીનો આધાર રાખવો પડે છે.

"બીજી વાત રાજાએ પૂછી 'જો પીછેશે આયે વો આગેસે ચાલ ગયે.' એનો જવાબ પણ મેં હામાં આપ્યો. એનો ખુલાસો એકે, મારા મોઢાના દાંત જે મારો જન્મ થયા પછી આવ્યા હતા તે હું જીવું છુ ત્યાં– એટલે મારા પેલા પડી ગયા.

"ત્રીજી વાત એ કે 'આઠ મારે બાર ચાર વિના ચલે નહિ.' એના જવાબમાં મેં ના પાડી, એનો અર્થ એકે આઠ માસ જે ઠંડી અને ગરમીની ઋતુના છે તેમાં કામ કીધું હોય તોપણ અમારા ગરીબ સંસાર પ્રમાણે ચોમાસાના ચાર માસ પણ ધંધો કર્યા વિના ચાલે નહિ.

"તેમણે મને ચોથી વાત એ કહી કે, 'બહોત મોંઘી બચીયો' મેં એનો જવાબ વાળ્યો કે, 'ખુબ બહોત સાહેબ.' તેનો ખુલાસો એકે રાજા સાથે મેં કીધેલી વાતનો કોઇ ખુલાસો માગે તો ઘણું લેવું

આ ખુલાસો જયારે વજીરે જઇ રાજાને કહ્યો; ત્યારે તેણે જાણ્યુ કે મારો મિત્ર ધોબી હવે સુખી થયો છે.



## લુલીની લપે કકરતી ખોળે ભરી.

---

ભલો ભલાઈ ના તજે, સહુંસે કરે ભલાઇ,<br>
એ લક્ષણ ગુણ ગુનના, રેહે સદા જલવાઇ.<br>
બુરાએ બદફેલ કિધાં, જીભલી ના ઠીરઠરી,<br>
લુલુલે ચઢેલી ખીચડી, કરકકતી ખોલે ભરી.

---

કોઇ પરદેશી માણુસ એક ગામથી નીકળેલો, તે દીવસ અસ્ત થતાં બીજા ગામમાં જઇ પહોંચ્યો. ગામમાં ગયા પછી તેણે ઉતારા સંબંધી શોધ કરવા માંડી. આમ તેમ જોતાં તેણે એક ગ્રહસ્થને ખુશ મીજાજમાં ઓટલા ઉપર બેઠેલો જોયો. પરદેશીએ તે ગ્રહસ્થને અરજ કરી કે, "આ પરદેશીને આજની રાત આપના

ઓટલા ઉપર વિશ્રાંતિ લેવા દેવાની કૃપા કરશો ?" તે માણુસે તેની અરજ કબુલ રાખી, અને પોતાના ઓટલા ઉપરનો સામાન દૂર કરી તેને સુવાની જગા કરી આપી. પરદેશીએ એક બીજી અરજ કરી કે," મારી પાસે રસોઇ કરવા કાંઇ વાસણુ નથી, તો જો એકાદું વાસણુ આપો તો રસોઇ પકાવી આખા દિવસની ભૂખ શાંત કરૂં." આથી તે દયાળુ માણુસે તેને પુરતાં વાસણુ પણુ લાવી આપ્યાં. આથી તે પુરૂષે એક વાસણુમાં ખીચડી ચડવા મુકી થોડો વખત ગયા પછી પેલા ઘર ધણીની દીકરી કે જે ઘણું સુંદર દેખાવની હતી, તે પોતાના ઓટલા ઉપર જઇ ઉભી. પેલા પરદેશીએ તેને જોઇ પોતાના મન ઉપરનો કાબુ ખોયો; અને પૂછ્યું," બાઇ ! તું કોણુ છે ?" પેલી સ્ત્રીએ ઉત્તર આપ્યો કે, હું આ ઘરધણીની દીકરી છું." તેને પેલા પરદેશીએ કહ્યું," "બાઇ ! તારો બાપ તો ઘણો દયાળુ પુરૂષ જણુાય છે. તેણુે મને રહેવાની સગવડ આપી એટલુંજ નહિ; પરંતુ રાંધવા સારૂ વાસણુ વગેરે ચીજો પણુ હાજર કીધી. પણુ તારો બાપ દયાળુ છે તેવી તું પણુ દયાળુ હશે." એમ કહી તેણુે તે બાઇ પાસે પોતાની સ્થિતિનો, તેમજ કરેલા ઉપકારનો વિચાર કર્યા સિવાય પોતાની નીચ વૃત્તિ તેની પાસે જાહેર કીધી. આ વાત સાંભળી તે બાઇ લજ્જા પામી, પોતાના ઘરમાં જતી રહી અને તેનો બાપ જે તેની નજદીક ઉભો રહી બધું સાંભળતો હતો, તે પરદેશીની પાસે આવ્યો અને તેને ત્યાંથી તરતજ ચાલ્યા જવાને કહ્યું. પરદેશી પોતાની નીચ વૃત્તિને માટે પસ્તાવો કરવા લાગ્યો, અને ઘર ધણી પાસે માફી માગવા લાગ્યો; પણુ ઘર ધણીએ ઘણીજ તાકીદ કીધાથી અંતે પોતાના કપડાંની અંદર પેલી કાચી ખીચડી જે ચુલા ઉપર હતી તે રેડી લીધી; અને લાચાર થઇ તેના ઓટલા ઉપરથી ચાલતો થયો. રસ્તા ઉપર ચાલતાં કપડાંમાં રેડેલી ગરમ કકળતી ખીચડીની વરાળ નીકળતી હતી; અને જમીન પર પાણીના ટીપાં પડતાં હતાં આ દેખાવ ઉપરથી રસ્તા ઉપર જતાં માણુસોએ પરદેશીને પૂછ્યું કે," બાઇ! આ તું શું લઇને જાય છે?" પરદેશીએ પોતાની જીભ વિષે પસ્તાવો કરી જવાબ દીધો કે, " લુલીની લપે કકળતી ખોળે ભરી.' એટલે કે જીભને આડે માર્ગે વાળ્યાથી ચુલા ઉપર પુર જોસમાં આવેલી અને કકળતી ખીચડી હાથમાં ધરી. હવે આણીગમ પેલીગમ ભટકવું પડે છે."



# ફકીરા મસીદ અને જ્યાં પડયા ત્યાં નચિંત.



## કીસ કારણસે નિદ્રા પ્યારી.

---

નફકરાનો ચિંન્તા નહી, નહિ દુઃખ કે લાજ,
નચિંન્ત નિન્દ્રામેં પડે, નફકરો જયરાજ.
રાતો માતો થઇ ફરે, ના લોક લાજની દાજ,
નફકરા સુખીયા સદા, ક્વચીત રહે મોતાજ.



એક શહેરનો પાદશાહ ઘણો દયાળુ હતો, અને પોતાની પ્રજા તરફ દયાદૃષ્ટિથી જોતો હતો. તેની પ્રજા કેવી રીતે પોતાનો કાળ ગાળે છે, અને પોતાના રાજયમાં તે સુખી છે કે દુખી તે જાણવા તે ઘણો ઇંતેજાર હતો; અને તેથી દર અઠવાડીએ વેશ પલટી શહેરમાં ચર્ચા જોવા નીકળતો. એક દિવસ પાદશાહને ગરીબ માણસની હાલત જોવાની ઇચ્છા થઇ; તેથી રાતના વેશ બદલી શહેરમાં નીકળ્યો. ફરતાં ફરતાં તેણે એવો દેખાવ જોયો કે, એક ભરવાડના વાડામાં બકરાનું મોટુ ટોળું બેઠું હતું, અને ભરવાડ બાવળના કાંટાની વાડ ઉપર લાંબો થઇ ઉંઘમાં સુતો હતો; વળી ચોમાસાનો વખત હોવાથી તે વખતે વરસાદ પણ પડતો હતો. એ દેખાવ જોઈ બાદશાહ નવાઇ પામ્યો, અને વિચારવા લાગ્યો કે, અણીદાર કાંટાની વાડ ઉપર પણ આ ગરીબ માણસ સુતો છે, તેની ઉપર વરસાદનું બેસુમાર પાણી પડે છે. તે છતાં તે પુરૂષ ભર નિદ્રામાં છે. બીજી જગાએ ફર્યા પછી બાદશાહ પોતાને મહેલે આવ્યો. રાજાએ આ નવાઇ ભરેલા દેખાવ માટે વજીર પાસેથી ખુલાસો માગ્યો હતો. વજીરે જવાબ માટે થોડા દિવસની મહેતલ માગી; અને પાદશાહના "કીસ કારણસે નિદ્રા પ્યારી" એ સવાલ માટે કેટલાક દિવસ આણીગમ તેણીગમ ભટકયા પછી, પેલા ભરવાડના રહેઠાણ પાસે પહોંચ્યો. ત્યાં જઇ જુએ છે તો એક ભરવાડ કાંટાની વાડ ઉપર ભર ઉંઘમાં ચકચુર પડયો હતો. આ દેખાવ જોઇ તે સંબંધે કેટલીક તપાસ કર્યા પછી, વજીર શહેર તરફ પાછો ફર્યો; અને પોતાને ઘેર

ગયો. બીજે દિવસે સવારમાં કચેરીમાં જઇ બાદશાહની પરવાનગીથી જવાબ આપતાં બોલ્યો કે, "ફકીરા મશીદ અને જયાં પડયા ત્યાં નચિંત" બાદશાહે તેનો ખુલાસો માગ્યો ત્યારે વજીરે કહ્યું કેઃ—

"કચ્ચા દુધ ખાતા, અંગસે બોત માતા,
નહિ ઘરકી નાર કે, નહિ પર ઘર જાતા.
નહિ ઘરમેં ધી કુંવારી, ઇસ કારણુસે નિંદ્રા પ્યારી."

વજીરે એનો એવો અર્થ કીધો કે" ભરવાડ પોતાનાં બકરાંના તરત દોહેલાં દૂધનોજ ખોરાક ખાય છે, જેથી શરીરે ઘણોજ મસ્તાન છે. વળી તેણે કોઇ સ્ત્રી સાથે પોતાના લગ્ન કીધા નથી; તેમ તે વ્યભિચારી પણ નથી: વળી તેને કાંઇ છોકરાં છૈયાં નથી કે જેથી તેને પરણાવવાની ચિંતા હોય. આથી તે બધી વાતે નચિંત છે. અને બેફીકરાઇથી ગમે તેવી સ્થિતિમાં ગમે ત્યા બરાબર ઉંઘ લઇ શકે છે."



## નવાણું ત્યાં પુરા સો.



નવાણું ખુનો કિધાં, રાખી ના દીલમાં ભો,
વાચા વનનાં દુખ હરી, પુરા કિધાં ખુન સો.
વાત પાડે પુણ્ય થકી, ખુન કિધાં ભરપાઈ,
રાજી થયા પરમાત્મા, પાપ ગયાં ધોવાઇ.

---

કોઈ એક વાટપાડુ લુટારો અગાઉના વખતમાં જંગલની એકાંત ઝાડીમાં રહેતો હતો, ત્યાં આગળથી બીજા અનેક શહેર તરફ જવાનો ધોરી રસ્તો નીકળતો હતો. તે રસ્તે આવજા કરનાર રાહદારીઓ જે ભોગજોગે એકલા હોય અને તેઓની પાસે કાંઇ પણ દૈવત જેવું માલમ પડે, તો આ લુટારો કોઇબી જાતની પુછપરછ અને તપાસ કર્યા સિવાય તેના ગળા ઉપર ઝટકો મારી, તેનું ડોકું ધડથી જુદું કરી નાખતો, અને તેની પાસેની માલ મિલ્કત લુટી લઇ તેની લાશને જંગલમાં ફેંકી દેતો. એ પ્રમાણે તે વાટપાડુએ બધા મળીને નવાણું માણસોના જીવ લીધા હતા. એક દિવસ એક બ્રાહ્મણ તે રસ્તા ઉપર જઈ પહોંચ્યો. બ્રાહ્મણ ચંચળ અને તેનાં જાતિગુણ પ્રમાણે વાચાળ હતો. રસ્તાના એકાંત અને બીહામણા જંગલને લીધે તે બ્રાહ્મણ ચારે

બાજુ લાંબી નજર ફેરવતો ચોકસાઇથી ચાલતો હતો. થોડે ગયા પછી તે બ્રાહ્મણની નજર પેલા વાટપાડુની ઝાડીપર પડી; જેથી તેણે સાવધ થઇ વિચાર કીધો, કે જો આજે કંઇ હીકમત લગાવશું નહિ તો આજે આપણું નકકી મોત છે. આમ વિચાર કરી પોતાની પાસેનું બોચકું આગળ કરી વાટપાડાની ઝાડી નજીક ગયો. બ્રાહ્મણ નજીક આવતાંજ વાટપાડુએ તરવાર પોતાના હાથમાં લીધી; એટલે બ્રાહ્મણે દુરથીજ પેલું બોચકું તેની આગળ ધરી અરજ કરી, કે, " હે ભલા આદમી! તારે તો મારી પાસેની મીલકતનું કામ છે; અને તે તો મેં આપની આગળ અગાઉથીજ ધરી છે, તો હવે નકામું પાપ કરવા તલવાર શું કામ હાથમાં ઝાલી છે? તારી મતલબ તો વગર મહેનતે પહેલેથીજ પાર પડે છે, તો હવે એક જીવનો ફોકટનો નાશ કરવાનું કામ શા માટે હાથ ધરે છે? જો હું જીવતો રહીશ તો માલમતા તો કાલે પાછી મેળવીશ, પણ જો તું અત્યારે મારો નાશ કરશે તો તને તો બે પ્રકારની હત્યા ચોટશે". વાટપાડુએ પૂછ્યું કે, " તે કેવી રીતે?" બ્રાહ્મણે કહ્યું, "એક તો હું જાતેજ બ્રાહ્મણ છું જેથી મને મારવાથી તને બ્રહ્મહત્યાનું પાતક બેસે; જે પાપ શાસ્ત્રમાં ઘણુ મોટું કહેલું છે. બીજું એકે તમારે હાથે મારૂં મરણ થવાથી મારા બચ્ચા ભુખે મરે તે હત્યા પણ તનેજ લાગે. પણ જો હું જીવતો રહીશ તો તમને બેવડું પુન્ય મળશે." વાટપાડુ શ્રદ્ધાળુ હોવાથી તેનો પણ ખુલાસો પૂછ્યો. બ્રાહ્મણે કહ્યું, કે ."જો હું જીવતો રહીશ અથવા તમે મને જીવતદાન બક્ષસો તો હું રાજી થઇ તમને આશિર્વાદ આપીશ, તે એક તરફનું પુન્ય; અને બીજું એકે મારા બાળ-ગોપાળ પણ તમને સારી દુઆ દેશે. જેવી રીતે બ્રાહ્મણોની દુઆ સફળ થાય છે, તેમ તેનો શાપ પણ લાગે છે. શાસ્ત્રમાં માણસનો પ્રાણ લેવાનું મોટું પાપ કહ્યું છે, અને તેથી મનુષ્યનું ખુન કરનાર માણસ જયારે મરણ પામે છે; ત્યારે તે નરક-દોજખમાં જાય છે. ત્યાં તેને ઘણું દુખ પડે છે, અને તે દુખને લીધે કંટાળી પોતાના પાપનો પસ્તાવો કરી 'હવે હું નહિ કરૂં', 'હવે હું નહિ કરૂં" એમ પોકાર પાડે છે; ત્યારેજ ત્યાંથી પુરેપુરી સજા ભોગવ્યા પછી છુટકો થાય છે. માટે હે ભાઇ! તારે આવું અઘોર કામ કરવું ન જોઇએ. તારી મૂળ ઇચ્છા તો મેં આગળથીજ પુરી પાડી છે. તો હવે મારો પ્રાણ લેવાનું ઘાતકી કામ શા માટે કરે છે? "વાટપાડુ બ્રાહ્મણની વાતથી જરા પીગળ્યો. અને પૂછ્યું કે, "શું એક માણુસને માર્યાથી આટલું બધું પાપ લાગે છે?" બ્રાહ્મણે કહ્યું કે, "હા ભાઈ એક માણુસને માર્યાનું શાસ્ત્રમાં મોટું પાપ લખ્યું છે. જેનું નિવારણ કરવાને ઘણું કષ્ટ ભોગવવું પડે છે." વાટપાડુએ કહ્યું, "એક

માણસને મારવાનું જયારે શાસ્ત્રમાં આવું મોટું પાપ કહ્યું છે; ત્યારે મેં તો આજ સુધીમાં બધા મળીને નવાણું માણસના પ્રાણ લીધા છે; તો મારાં પાપ હવે કેમ મટશે, અને મને સ્વર્ગ-બેહસ્ત કેમ મળશે?" બ્રાહ્મણે કહ્યું કે, "જંગલના લાકડાંનો એક કકડો તાપી કિનારે દાટ, અને રાત દહાડો ત્યાં બેસી ઈશ્વરનું ભજન કરે, તો લાંબી મુદતે તારા પાપનું નિવારણ થશે." વાટપાડુએ સવાલ કર્યો કે, "મારૂં પાપ મટી રહ્યું એમ મારે કયારે જાણવું?" બ્રાહ્મણે કહ્યું, "તાપી કિનારે દાટેલા લાકડાના કકડાને તારૂં પાપ બળી રહ્યા બાદ પાંદડાં આવશે, એ ઉપરથી તારૂં પાપ બળી રહ્યાની તને ખાતરી થશે." વાટપાડુ એક તો જાતે આસ્તિક હતો, તેથી બ્રાહ્મણની મીઠાસ ભરેલી અને ધીરજથી સમજ પાડેલી વાત તેને પસંદ પડી. આથી તેજ વખતે તેણે પોતાની પાસેના દ્રવ્યનો થોડોક ભાગ બ્રાહ્મણને આપી દીધો, અને પોતે સારો માર્ગ બતાવવા માટે બ્રાહ્મણનો ઉપકાર માની; જંગલમાંથી લાકડાનો કકડો લઇ જમના કાંઠે ગયો. ત્યાં જઇ કકડો જમીનમાં ડાટી, પોતે રાત દિવસ ઇશ્વર ભકિતમા મશગુલ રહેવા લાગ્યો. આથી તે પોતાનો પાપી ધંધો તો બીલકુલજ ભૂલી ગયો. જે નદીને કાંઠે ભકિત કરવા બેઠો હતો તે નદીના પાણી જમીનથી ઘણાંજ નીચાં ગયેલાં હતાં, એટલે કે તેનો કાંઠો ઉંચો હતો. નદીએ જવાનો રસ્તો ઘણો ઢાળવાળો હોઇ, લાંબો અને કઢંગો હતો. થોડા દિવસ પછી એક એવો બનાવ બન્યો કે, પેલો વાટપાડુ નદી કાંઠે બેઠો છે, ત્યાં સાંજને વખતે એક નવલાખી વણજારો બળદને પાણી પાવા આવ્યો. તેના બળદને રસ્તામાં ચાર દિવસ સુધી પુરતું પાણી મળ્યું નહોતું, તેથી તેના ઘણા બળદો રસ્તામાં મરણ પામ્યા હતા. આથી વણજારે જેમ બને તેમ પોતાના બળદોને જલદીથી નદી કાંઠે લઇ જવાની કોશીશ કીધી. પણ કમનશીબે એવું બન્યું કે નદીમાં જવાના રસ્તા ઉપર એક સરકારી ચોકી હતી ત્યાંના ચોકીદારે વણજારાના બળદોને અટકાવી તેની પાસેથી પોતાની જકાતનો હિસાબ માગ્યો. વણજારે ચોકીદારને નમ્રતાથી અરજ કરી કે, મારી પાસે બળદો ઘણાં છે, વળી તે ચાર દિવસના તરસ્યા છે; માટે હમણાં તું પાણી પીવા જવા દે, પછી આપણે હિશાબ કરીએ. તારે જોઇએ તો વગર હિસાબે જોઇએ તેટલું નાણું અનામત રાખ. ચોકીદાર ઘણોજ હઠીલો હતો એટલે તેણે વણજારાનું કહેવું માન્યું નહિ, અને બળદોને પાણી પીવા જતા અટકાવ્યા. આથી તેના ચાર દિવસના તરસ્યા બળદો ટપોટપ મરવા લાગ્યા. આ દેખાવથી રસ્તા ઉપર ચારે બાજુએ માણસોનો પોકાર ઉઠયો. આ દેખાવ જયારે પેલા વાટ-પાડુએ જોયો, ત્યારે તે, પેલો ચોકીદાર કે જે તેનો દોસ્ત હતો તેની પાસે

ગયો, અને તેને ઘણુંજ સમજાવ્યો કે જેમ બને તેમ બળદોને નીચે પાણી પીવા જવા દે. આ ચોકીદારને અને વાટપાડુને ઘણીજ દોસ્તી હતી. વળી તે બન્ને ખાણું પણ સાથેજ ખાતા; તેથી તેણે પેલા ચોકીદારને ઘણુંએ સમજાવ્યો; પણ તે ક્રુર માણસ સમજ્યોજ નહિ. જેથી વણઝારાના ઘણાં બળદો એક પછી એક મરણ પામતા ગયા. આ દયાજનક દેખાવ જોવાથી વાટપાડુના મનમાં ઘણીજ દયા આવી. તેણે વિચાર કીધો કે મેં જયારે આટલા માણસના ખુન કીધાં છે ત્યારે એકનું વધારે ખુન કરૂં તો શું ? આગલાં ખુન તો મેં મારી બુરી ઇચ્છાથી કીધાં હતાં; પણ આજે હું ખુન કરીશ તેથી તો લાખો જીવોનો બચાવ થશે અને ઈશ્વર પણ મને આ પાપ માટે તો માફી બક્ષશે. આમ વિચારી પોતાની તલવાર હાથમાં પકડી તે મોટા અવાજથી બોલ્યો કે, 'નવાણું ત્યાં પુરા સો' એટલું બોલી તલવાર વતી પેલા ચોકીદારનું માથું ઉડાવી દીધું. આથી પેલા બળદો નદી કાંઠે ઉતરી પડયા અને પાણીથી તૃપ્ત થઇ, પેલા વાટપાડુને આશિર્વાદ દીધો. આ મુગા જનાવરોની દુઆથી પેલા દાટેલા લાકડાના કકડાને પાતરાં ફુટયાં. આથી પેલો વાટપાડુ ઘણો આનંદ પામ્યો, અને સમજ્યો કે, બ્રાહ્મણના કહેવા પ્રમાણે આજે મારાં બધાં પાપ બળી ગયાં; માટે હવે મને સ્વર્ગ મળશે

આ બધું ફળ લાખો બળદના આશિર્વાદથીજ મળ્યું હતું.



## રાઇના પા'ડ તો રાતે વહી ગયા.

---

ચાર ગયા ચોરી થકી, ધુસ્યા વાણીકને બાર.
વાણીયાએ ચતરાઇ કરી, ઠગાઇ ગયા લુટાર.

---

આસરે નેવું વરસની વયનો એક વાણીયો અળસી વગેરે બીઆંની દલાલી કરતો હતો. વાણીયો બુઢાપાને લીધે ઘણોજ અશકત હતો; પણ એકીનદારી અને કામની ચંચળાઇને લીધે તેની આબરૂ ઘણી હતી. વેપારીઓ તેને ઘેર માલ લેવા અને આપવાના સોદા માટે જતા હતા. આવી આંટને લીધે તે બુઢાએ પૈસો ઠીક પ્રાપ્ત કીધો હતો. દલાલીના નમુના એકઠા થવાથી તેના ઘરમાં દરેક જાતના બીના જથા રહેતા હતા. એક વખતે અળસીની તાણ

પડી, જેથી તેનો ભાવ ઘણોજ ચઢી ગયો. વાણીયો લાંબી નજરવાળો હતો, જેથી તેણે અળસીની રૂખ ઉપર ધ્યાન આપી માલનો સારો જથો એકઠો કીધો હતો. અકસ્માત એવું બન્યું કે બહાર દેશાવરની અલસીની ખરીદી આવી, અને ગમે તે ભાવથી અળસી ખરીદવાને જણાવ્યું. આ તેજીથી વાણીઆને અળસીના વેપારમાં એકના આઠ થતા હતા. અળસીની આવી મોંઘવારીના વખતે એક દિવસ વાણીયાના ઘરમાં ચોરની ટોળી દાખલ થઇ. વાણીયો ધીરજવાળો અને ડાહ્યો હતો. તેણે જાણ્યું કે ઘરમાં ચોરોની મોટી સંખ્યા દાખલ તો થઇ છે; પણ જો હવે યુક્તિ નહિં કરૂં તો અળસીનો મોટો જથો અથવા રોકડ દ્રવ્યનો ઘણો ભાગ ચોરાઇ જશે. તે ખાટલા ઉપરજ સુતો રહ્યો, અને બાયડીના કાનમાં કહેવા લાગો કે ઘરમાં ચોર ભરાયા છે માટે સાવધ રહેવું, ને કશી ગડબડ કરવી નહિ. ત્યાર પછી તે મોંઢેથી બાયડી સાથે વાત કરવા લાગ્યો કે, "અલિ! સાંભળે છે કે? સારે નસીબે અળસીના વેપારમાં આપણે ઘણું કમાયા છીએ. કાલે તેનો ભાવ એકદમ પડી ભાંગવાનો છે; કારણ કે જે દેશાવર ખાતે અળસી ચડતી હતી ત્યાં બહારના દેશોથી ખપ કરતાં આઠગણો જથો એકઠો થયો છે: માટે ત્યાંથી ખરીદી બંધ કરાવી છે. એટલુંજ નહિં પણ અળસીનો મોટો જથો અહિં પાછો વાળ્યો છે. આસપાસના દેશો તરફ પણ અળસીનીજ વાવણી કીધાથી હમણાં રાઇની ખુટ પડી છે. જે દેશમાં અળસીના તેલનું કારખાનું છે તેજ દેશમાં હમણાં રાઇનો પણ ઉપયોગ શોધી કાઢ્યો છે. તેથી હવે રાઇનો ભાવ પણ ઘણોજ મોંઘો થશે, એમ ધારી મેં ઘરમાં રાઇ એકઠી કરવા માંડી છે. આવતી કાલે રાઇનો ભાવ ત્રણગણો બોલશે, માટે રાઇની બહુજ સંભાળ રાખવી."

વાણીયાની બાયડીએ તેને પૂછ્યું કે, "અલસીના નાણાંનું શું કીધું?"

તેણે જવાબ આપ્યો, "શરાફને ત્યાં આપણું ખાતું ચાલે છે, તેથી ત્યાં નાણાં ભર્યાં છે. ઘરમાં એકે દોકડો નથી; માટે રાઇને માટે કાલે સવારમાં નાણાં લાવવાં પડશે; કારણ કે સવારમાં રાઇની મોટી ખરીદી કરવી પડશે."

ચોરોએ જાણ્યું કે એના ઘરમાં રોકડ તો કાંઇ નથી. ત્યારે નકામી મહેનત શું કામ કરવી. અળસીનો ભાવ ઉતરી ગયો છે, અને રાઇના ભાવ ચડી જવાના છે તો રાઇનો જથોજ ઉપાડી જઇએ તો બે પૈસા મલે પણ ખરા. આમ ધારી ચોરોએ રાઇ ઉપાડી જવાનું નક્કિ કીધું, અને તપાસ કરી તો વાણીયો વાણીએણ ઉંઘી ગએલાં જણાયાં. પછી ચોરોએ રાઇના મોટા ગાંસડા બાંધ્યા, અને

તે લઇ ત્યાંથી ચાલતા થયા. બીજે દિવસે જ્યારે પેલો વાણીઓ ફરવા નીકળ્યો, ત્યારે બજારમાં તેણે ચોરોને રાઇના નમુના લઈ ફરતા જોયા. જે ભાવ તેને બજારમાંથી મળ્યા તે સાંભળી તે વિચારમાં પડયા કે દેશાવરનાં કાગળના સમાચાર બજારમાં ફેલાયા નથી કે શું? ઘણી જગાએ ભાવ પુછ્યા પછી ચોરો બજારમાં એક જગાએ ઉભા રહ્યા. આ વાતની વાણીઆને ખબર પડી; ત્યારે તેણે બજારમાં ગડબડ કીધી. અને કેટલાએક દલાલોને કહ્યું કે રાઇની મોટી ખરીદી કરવી છે, માટે બજારમાં રાઇના ભાવની તપાસ કરી આવો. આ દલાલો ચારે તરફ ભાવ માટે તપાસ કરવા લાગ્યા, ત્યારે પેલા ચોરોએ જાણ્યું કે વાણીઆની રાતની વાત ખરી ઠરી છે: માટે હાલને ઓછે ભાવે જો ખરીદ કરીશું તો આપણને ઘણો નફો થશે. એમ વિચારી તેઓ બધા બજારમાં ફરી વળ્યા, અને રાઇની મોટી ખરીદી કરી. ચોરોના ખરીદી નીકળવાથી બજારમાં ભાવ એક દમ વધી પડયા; કારણ કે ચોરોએ આકરા ભાવથી ખરીદી કરી હતી. ઘણાં દિવસ સુધી ચોરોએ રાહ જોઇ પણ રાઇનો ભાવ તો વધવાને બદલે એકદમ નીચો પડયો. એટલે ચોરોની ટોળી માંહેનો એક માણસ વાણીયા પાસે ગયો અને કહેવા લાગ્યો, કે અમારી પાસે રાઇનો મોટો જથો છે માટે તમે તે ખરીદશો. વાણીયાએ જણાવ્યું કે, “ભાઇ રાઇના પાંડ તો રાતે વહી ગયા,” માટે તમે હવે સઘળો માલ વેચી નાખો. આ વાત સાભળી ચોરો ઘણાં દીલગીર થયા; અને વાણીઆએ કરેલી યુક્તિ સમજી ગયા. પછી તેમણે માલ વેચવા માંડયો; મોટા જથામાં માલ વેચવા નીકળ્યાથી રાઇનો ભાવ ઘણોજ બેસી ગયો. ચોરોએ વાણીઆના ઘરમાંથી ચોરેલી રાઇ વેચતાં તેઓ પોતાનાં નાણાં પુરાં કરી શકયા નહિ.



## ટાઢ જાએ રૂએ અને આદત જાએ મુવે.



વાંકી પુછડી સ્વાનની, કદી ન સીધી થાય,
પડી ટેવ ટળે નહી, મુવે સંગાથે જાય.

ટાઢ જાય રૂ સમે, આદત કદી ન જાય.
કસ્તુરી સંગ કાંદો ધરો, તોબી તે ગંધાય.

---

એક માણસ જે હંમેશાં કુટણપણાનો ધંધો કરતો હતો, અને જેણે આ ધંધાથી આખી જીંદગી સુધી પોતાના કુટુંબનું ગુજરાન ચલાવ્યું હતું. તેણે

ઘડપણના વખતમાં વિચાર કર્યો કે, મારા જુઠાણાથી ઘણાં માણુસોના ઘર ભાંગી ગયાં છે. કેટલાએ દિકરા દિકરી વિનાના, કેટલાએ પુરૂષો બાઇડી વિનાના, અને કેટલીએ બાઓ ભરથાર વગરની થઈ ખરાબ હાલતે પહોંચી છે. આવું ક્રુર અને મહાપાપી કામ કરીને મારૂં પેટ ભર્યું છે; માટે પસ્તાવા ખાતર શાસ્ત્ર વાંચી કાંઇ ધરમ કરૂં તો સારૂં, જેથી તેણે શાસ્ત્રનો અભ્યાસ કરવાનું શરૂ કર્યું. ઘણાં દિવસ નીકળ્યા પછી શાસ્ત્રમાંથી કુટણપણું કર્યાનું પાંપ નીકળ્યું. આ ઘડો તેને મળતો આવ્યાથી બ્રાહ્મણે તે ઉપર બરાબર લક્ષ આપ્યું તે વાકય વાંચતાં એવું જણાયું કે, જે માણુસ કુટણપણુ કરી કોઇનું ઘર ભાંગે તેને મુવા પછી નરકે જવું પડે. બ્રાહ્મણે વિચાર્યું કે આતો એક ઘર ભાંગવાનુ પાપ છે, પણ મેં તો મારા પેટને ખાતર અનેક ઘરનો નાશ કીધો છે. આ વિચારમાં મશગુલ થયા પછી બ્રાહ્મણે શાસ્ત્ર વાંચવાનું આગળ ચલાવ્યું. શાસ્ત્રમાંથી એક એવું વાકય નીકળ્યું, કે તેમાં મોટા પાપીને પણ પસ્તાવો કરવાનો તેમાં માર્ગ દેખાડયો હતો. એ માર્ગ એ હતો કે ગમે તેવો પાપી કોઇ મોટી જાત્રાનું તિર્થ કરે તો તેના પાપમાં ઘટાડો થાય, આ ઉપરથી બ્રાહ્મણે શ્રીનાથજીની જાત્રા કરવાનું નકકી કર્યું. સારો દીવસ જોઇ બ્રાહ્મણ જાત્રા કરવા નીકળ્યો. તેની પાસે જાત્રાના જેટલા પૈશા ન હતા કે તે પૈશા ખરચી સીધો જાત્રાએ જઇ શકે. તેથી તે ગામેગામ ભિક્ષા માગતો આગળ ચાલ્યો. આ પ્રમાણે ભીખ માગતાં જયાં સુખી થતો ત્યાં લાંબો વખત રહી પણ જતો. તેથી તેને જાત્રાએ જઇ પાછો આવતાં લગભગ ૧૦ વરસ લાગ્યાં. આવી રીતે ફરતો ફરતો બ્રાહ્મણ જાત્રા કરીને પોતાના ગામની પડોશના એક ગામમાં આવી પહોંચ્યો. ત્યાં તે એક વાણીઆના ઘર આગળ ગયો અને તેને અરજ કરી કે, "મહારાજ ! હું બ્રાહ્મણનો દીકરો છું, અને શ્રીનાથજીની જાત્રા કરી આવું છું. આ ગામમાં આવતાં રાત પડી છે, માટે તમે આજની રાત ઉતરવા આપશો, તો ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે. વાણીઆને દયા આવ્યાથી તેણે બ્રાહ્મણને પોતાને ત્યાં ઉતારો આપ્યો એટલુંજ નહી, પણ ઘરના સઘળાં માણુસની રસોઇ તેની પાસે કરાવી, તેના હાથથીજ પીરસાવી જમવાની સગવડ પણ કરી આપી. બધાં જમવા બેઠાં ત્યારે પેલા બ્રાહ્મણને પોતાના આગલાં કામો યાદ આવ્યાં. તે ઉપરથી તેણે વિચાર્યું, કે આટલી લાંબી મુદતે મારાં કારસ્થાનો ચલાવું તો તેમાં ફાવી શકું કે નહી ? જમી રહ્યા પછી બ્રાહ્મણ વાણીઆના ઓટલા પર જઇ બેઠો, જેથી વાણીઆએ વિચાર્યું કે બ્રાહ્મણ એકલો બેઠો છે, તેથી તેની પાસે જઇ બેસું તો શાસ્ત્રની બે વાતોથી જાણીતો થાઉં. વાણીઓ એવા વિચારથી બ્રાહ્મણ પાસે જઇ બેઠો, અને તેની

સાથે આડી અવળી વાતો ચલાવી. એ વખતે બ્રાહ્મણને પોતાનો આગલો ધંધો અજમાવવાનું મન થયું. તેણે વાણીઆ આગળ પોતે કીધેલાં તીર્થની વાત કરવા માંડી, જેમાં તેણે જણાવ્યું કે હું દશ વરસ સુધી ભીખ માગી ઘણાં તીર્થ કરી આવ્યો હતો, પણ તે સઘળું તારા ઘરમાં ઉતારો લઇ જમ્યાથી ડુબી ગયું છે. વાણીઓ નવાઇમાં પડયો અને બ્રાહ્મણ પાસે કારણ માગ્યું. બ્રાહ્મણે જણાવ્યું કે, "મહારાજ તમારા દીકરાની વહુ ડાકણ છે, અને તે દરરોજ તમારૂં કાળજું ખાવા સારૂ તમારા ઓરડામાં આવે છે, પણ જાતે નાહિમત હોવાથી પ્રથમ તમારા મોઢા આગળ ધ્યાન ધરેછે, કે તમે જાગો છો કે ઉંઘી ગયા છો. તમે ઉંઘમાં હીલચાલ કરો તે ઉપરથી તે જાણે છે, કે સસરોજી જાગે છે. એમ સમજી તે પાછી ફરે છે". વાણીઓ આ વાત સાંભળી નવાઈ પામ્યો અને બોલ્યો, "મહારાજ! મારી વહુ એવી હોય એમ હું જરા પણ માનતો નથી. તમે તમારી ધારણામાં ભૂલો છો". બ્રાહ્મણે ફરીથી વાણીઆને જણાવ્યું કે, "શેઠ! જો તમો ન માનો તો તમારી ખુશી. માનવું અથવા ન માનવું, એ કાંઇ મારા હાથમાં નથી. એ સઘળું તમારી મરજી ઉપર છે, પણ એ વાતની સાબિતી દાખલ મારે આટલું તમને કહેવું જોઇએ કે, તમે જો ખાત્રી કરવા માગતા હો તો આજની રાત તમારે જાગતા રહેવું, અને જો તમારી વહુ તમારા ખાટલા આગળ આવે તોજ મારા બોલવા ઉપર વિશ્વાસ લાવવો, અગર ન આવે તો સુખેથી મને જુઠો ગણવો". વાણીઓ આટલું સાંભળી મુંગો રહ્યો, અને પોતાના મનમાં ધાર્યું કે, બ્રાહ્મણ કહેછે તેમ કરૂં, તો ખરૂં ખોટું માલુમ પડી આવશે. ત્યાર પછી બીજી કોઇ વાત બ્રાહ્મણે કાઢી પણ વાણીઆનો જીવ ઉપલી વાત સાંભળી ઉદાસ થવાથી બીજું કાંઇ તેને સાંભળવું ગમ્યું નહિ, અને ત્યાંથી સુવાને બાને ઉઠી ગયો. ખાટલા પર જઇ સુતો ખરો, પણ બ્રાહ્મણની વાત તેના મનમાંથી ખસી નહિ.

એ પછી વાણીઆનો છોકરો, જે ઘરમાં પોતાની બાયડી પાસે બેઠો હતો, તેણે વિચાર્યું કે, બ્રાહ્મણ આટલે એકલો બેઠો છે, તો તેની આગળ જઇ ધરમને લગતી બે વાત સાંભળું. એમ ધારી તે પેલા બ્રાહ્મણ પાસે ગયો, અને તેને કહેવા લાગ્યો, "મહારાજ! તમે તો પૂન્યનું કામ કરી આવ્યા તેથી તમારા સઘળાં પાપ બળી ગયાં". બ્રાહ્મણ બોલ્યો કે, "રે જજમાન, મારી જે ધારણી હું મટાડી આવ્યો હતો, તે તમારે ત્યાં ઉતારો લેવાથી પાછી વધી પડી છે. જેથી ચિંતાને લીધે હું અહિં ઉદાસ થઇ બેઠો છું". છોકરો નવાઇ પામી પુછવા લાગ્યો કે, "મહારાજ, તે કેમ?" બ્રાહ્મણે કહ્યું, "ગમે તેમ છે પણ હું કોઇના

ઘરમાં કંકાસ ઘાલવાને રાજી નથી". જેથી છોકરાએ આતુર થઇ પુછ્યું, "મહારાજ! હું કાંઇ ઘરમાં કલેશ કરૂં એવો માણસ નથી. મારૂં પેટ સમુદ્ર સરખું છે, જેથી તમે જે છાની વાત કહેશો તે હું કોઇને પણ નહિ કહેતાં છુપી રીતે કામ લઇશ". બ્રાહ્મણે કેટલોક વખત સુધી ભાવ ખાધા પછી પેલા વાણીઆના છોકરાને કહ્યું કે, "જો ભાઇ તું કાંઇ આડુ કામ નહી કરે એમ જાણી તને જણાવું છું કે, તારો બાપ બહુજ ખરાબ આદતવાળો છે. તે તારી વહુને બગાડે છે, એમ મને વર્તારા ઉપરથી માલમ પડયું છે. એવા એક નઠારા અને અનિતીવાન કુટુંબમાં હું આવી ફસ્યો, અને તેના ઘરનું અનાજ ખાધું, માટે મારા બધા પુન્યનો નાશ થયો છે". છોકરો સારી પેઠે જાણતો હતો કે તેનો બાપ નિતીવાળો છે, વળી પોતાની સ્ત્રી પણ પતિવૃતા છે, માટે બેમાંથી એકે પણ આવું અનિંતીનું કામ કરે નહી. તેથી તેણે કહ્યું, "મહારાજ! તમે તમારા જ્યોતિષમાં ઠગાતા હશો. એ બંનેની પ્રતિષ્ઠા વિષે મારો સારો મત છે. તેથી તમોએ કીધેલી વાત હું માની શકતો નથી". બ્રાહ્મણે કહ્યું, "ભાઈ! હરેક વાત ખરી યા ખોટી માનવાનું કામ મારૂં નહી પણ તમારૂંજ છે, પણ જે હકીકત મેં તમને કહી છે તેની સાબિતી ખાતર તમારે આજની રાત ઉજાગરો કરવો, કે જેથી તમને નક્કી થાય કે, તમારી બાયડી તમારા બાપના ઓરડામાં જાય છે કે નહી, જો જાય તો તમને ચોક્કસ થશે કે તે બેઉ વ્યભિચારી છે, વળી તમને મારા જ્યોતિષ વિષે પણ ખાત્રી થશે." આ વાત સાંભળી વાણીઆના દીકરાના મોઢા ઉપર ગ્લાની છવાઇ રહી, અને આ શબ્દો સાંભળી તે મુંઝાઈ ગયો, અને થોડી ઘણી વાતો સાંભળી ત્યાંથી ઉઠી ચાલતો થયો. એક તરફથી ઓટલા ઉપર બેસી બ્રાહ્મણ વિચાર કરે છે કે, યુક્તિ તો ઠીક બેઠી, પણ હવે છોકરાની વૈરીને ગમે તે રીતેસમજાવીને ઘરડાના ઓરડામા મોકલવી જોઈએ. એટલે પછી જોવું કે વાણીઆના ઘરમાં કેવો વરઘોડો થાય છે. બીજી તરફથી વાણીઆનો છોકરો ઘરમાં સુતો સુતો બળાપો કરે છે કે, જો બ્રાહ્મણની વાત ખરી ઠરી, તો પછી મારૂં જીવતર ફોકટ જાણવું. હાલ તો આખી રાતઉજાગરો કરીને આ વાતની સાબિતી મેળવવી. વાણીઆના દીકરાની વહુ ઘરના કામમાંથી પરવારી બ્રાહ્મણને કહેવા ગઇ કે, "ખડકીમાં તમારા સારૂ બીછાનું કર્યું છે, ત્યાં તમારે સુવું". મહારાજે જવાબ આપ્યો "બાઈ, મારૂ જીવતરજ બળી ગયું જે મોટા દુ:ખમાં હું ડુબેલો છું, તેનો વિચાર પડતો મુકી સુવાને તે કયાં રહું?" વાણીઆણી ગભરાટમાં પડી પુછવા લાગી કે, "મહારાજ! એવું તે શું દુ:ખ તમને પડયું છે કે સુવાનું બી તમને ગમતું નથી?" બ્રાહ્મણે કહ્યું, "મારી ઉપર જે દુ:ખ આવી પડયું છે તે તને કહેવાથી ફાયદાને બદલે ગેરફાયદોજ

થાય, એટલુંજ નહિ પણ તે સાથે પારકા ઘરમાં કંકાશ થાય. માટે બહેતર છે કે મારૂં દુઃખ હુંજ ભોગવું." વાણીઆની વહુ વિચારમાં પડી, અને બ્રાહ્મણનું દુઃખ કે જેની સાથે પોતાના ઘરને સંબંધ હતો, તે સાંભળવા અધીરી થઇ. તેથી તેણે બ્રાહ્મણને ઘણું વિનવ્યો, અને તે વાત જાણવાની ખાહેશ બતાવી જણાવ્યું કે, "હું એવી બૈરી નથી કે તમારી વાત સાંભળી સામાન્ય બૈરીની માફક ઘરમાં કંકાસ કરીશ. તમારી વાત સાંભળી તેનો ભેદ છુપોજ રાખીશ." બ્રાહ્મણે કહ્યું, "જો એમજ છે તો બાઈ સાંભળ કે, "તારો સસરો છાકટો છે અને હરરોજ ખાધા પછી દારૂ પીએ છે, જેથી એવા ઘરમાં ઉતરી તેનું અનાજ ખાધાથી મારૂં જાત્રાનું સર્વે પુન્ય બળી ગયું છે. તેજ દુઃખને માટે બેસી હું બળાપો કરૂં છું." વાણીઆના છોકરાની વહુ ડાહી અને અકલવાન હતી, તેથી તેણે બ્રાહ્મણને જણાવ્યું કે, "મહારાજ મારો સસરો એ ખરો ભક્ત છે, વળી નાત-જાત અને ધર્મની આજ્ઞાઓને તે ખરા ભાવથી માન આપે છે, માટે તમે તમારી ધારણામાં તદન ઠગાઓ છો. મારો સસરો દારૂ પીએ એ વાત હું સ્વપ્નામાં પણ માની શકું નહિ." બ્રાહ્મણે બધાની માફક તેને પણ કહ્યું, "બાઇ, મારી વાત તારે જોઇએ, તો તું સ્વપ્નામાં પણ ખરી ન માન, મને ખરી મનાવવાનુંજ શું પ્રયોજન છે. આ વાત કહેવામાં પણ મેં ક્યાં તને ખુશીથી કહેવા કહ્યુંતું. તેં જયારે ઘણીજ જબરજસ્તીથી મને કહેવાની ફરજ પાડી ત્યારે મને જે જોવામાં આવ્યું તે તને જણાવ્યું છે. એ વાતનો જો કોઇ સાક્ષી હોય તો પણ તને ખાત્રી કરાવું, પણ જ્યોતિષમાં જણાએલી વાતની સાક્ષી શું હોય? એવી વાતની સાબિતી તે વાત જયારે બને ત્યારેજ જણાય. બાઇ, મારા બોલવાની સાક્ષી એટલીજ કે, આજ રાતે તારો ભરથાર ઉંઘ્યાં પછી, તારે તારા સસરાનું મોઢું સુંઘી જોવું, પછી તને મારી વાતની ખાત્રી થશે." વાણીઆની વહુ આ વાત સાંભળી ઘણીજ દીલગીર થઇ. અને તેથી ત્યાંથી મુંગે મોઢે ઉઠી પોતાના ભરથાર જોડે જઇ સુતી. આ વખતે વાણીઓ, તેનો દીકરો, અને તેની વહુ તે ત્રણે જણાઓ જાગતા સુતાં છે, અને એક બીજાના છિદ્રો જોવાને આતુર છે. વાણીઓ વિચાર કરે છે, કે વહુ મારૂં કાળજું ખાવાને આવે છે કે નહિ, તે જાણવું. દીકરો ધારે છે કે તેની બાયડી પોતાના બાપ સાથે વ્યભિચાર કરવા જાય છે કે નહિ તે જોવું. અને વહુ ધારે છે કે તેનો સસરો છાકટો છે કે નહિ તેની સાબિતી કરવી.

થોડીએક રાત ગયા પછી વાણીઆના દીકરાની વહુએ તેના ધણીને હાંક મારી, જેથી તે સમજ્યો કે બાયડી હવે જવાને તૈયાર થઇ છે, તેથી તેને કાંઇ જવાબ

આપ્યો નહિ, તેથી તેની બાયડીએ તેનું શરીર ઝાલી હલાવ્યો, પણ તે કાંઈ બોલ્યો કે હાલ્યો નહિ. તેની બૈરીના મનમાં એમ હતું કે એ વાત પોતાના ભરથાર આગળ કહેવી, અને બ્રાહ્મણની વાત ખરી છે કે નહિ, તેની તપાસ તેના ભરથાર પાસેજ કરાવવી, પણ કમનશીબે તેના ભરથારે તો જાણે ઉંઘી ગએલો હોય એમ ઉતરજ નહિ દીધો, જેથી તેને જાણ્યું કે ભરથારને મહેનત આપવા કરતાં ઝડપથી જઇ હુંજ જોઈ આવું, અને પછી મારા ધણીને જણાવું. એમ વિચારી તે ખાટલા ઉપરથી ઉઠી. આ ઇસારો તેના ધણીએ જાણ્યો, ત્યારે તે સમજ્યો કે, બ્રાહ્મણનું કહેવું ખરૂં ઠર એવું લાગે છે, કારણ કે આ રાંડ તો ખાટલા ઉપરથી ઉઠી પણ ખરી. તેની બાયડી ઓરડામાંથી નિકળી કે તે પણ તરતજ ઉઠયો, અને વિચાર્યું કે તેના બાપ સાથે વ્યભિચાર કરતાંજ પકડું.

પેલી તરફ વાણીએ દીકરાની વહુને ઓરડામાં આવતી દીઠી એટલે તેણે જાણ્યું કે, બ્રાહ્મણની વાત અંતે ખરી ઠરે એમ લાગે છે. રાંડ તો કાળજું ખાવાને આવી પણ ખરી, પણ હવે જોવાનું એટલુંજ કે, પ્રથમ તે શું કરેછે. તેની વહુ સસરાના ઓરડામાં ગઇ અને તે છાકટો થઈ દારૂ પીએ છે કે નહી તેની તપાસ કરવા સારૂ તેના મોઢા તથા હોઠ આગળ પોતાનું મોઢું લઇ ગઇ; આ દેખાવથી તેનો સસરો સમજ્યો કે કાળજું મેલી નાક કરડવા જાય છે, તેથી તેણે બૂમ પાડી કહ્યું કે, "આવોરે ખાધો," બીજી તરફથી તેનો દીકરો પોતાની બૈરીનું વ્યભિચાર પકડવા તૈયાર થઇ બાપના ઓરડા આગળ ઉભો હતો, તેણે પોતાની બૈરીને બાપનું મોઢું સુંઘતા જોઇ વિચાર્યું કે તે તેને હળવેથી જાગૃત કરેછે, તેથી જે વખતે તેણે બૂમ મારી તેજ વખતે તેણે પોતાના બાપના ઓરડમાં આવી બૈરીને મારવું શરૂં કર્યું, તેથી ઓરડામાં સસરાની સાથે વહુનો અને તેના દીકરાનો પોકાર પડયો. સસરાએ પોકાર્યું "આવોરે ખાધો," વહુએ બૂમ પાડી "આવોરે મારે છે;" અને દીકરાએ ઘાંટો પાડયો કે, "ઓ દુરાચરણી બાપ, આ મહા પાપી કામ તું શા માટે કરે છે." આ એકજ ઓરડામાં ત્રણેના એક સામટા અવાજ થવાથી લોકોમાં મોટો ગભરાટ થયો. આ તરફથી બ્રાહ્મણ જાગી ઉઠયો અને તેણે જોયું કે યુક્તિ બરાબર બેઠી તો ખરી, પણ હવે હું અહીં ઉભો રહીશ તો માર્યો જવાનો. એમ સમજીને પોતાનું ધોતીયું પાઘડી સંભાળી નાસવા માંડયો. બારણું ઉઘડું હોવાથી આસપાસના પાડોશી ઘરમાં દાખલ થઇ ગયા, અને ત્રણેને એક પછી એક પુછવા લાગ્યા સસરે કહ્યું કે, "વહુ મારૂં નાક કરડવા આવી;" વહુએ કહ્યું કે "સસરો છાકટો છે એમ બ્રાહ્મણના કહેવાથી નાક સુંઘવા ગઈ;" દીકરે કહ્યું કે, "બ્રાહ્મણે મને કહેલું કે

તારી બાયડી તારા બાપ સાથે વ્યભિચાર કરે છે તેથી મેં તેને મારી." સસરે કહ્યું કે, "મને પણ બ્રાહ્મણેજ કહેલું કે તારી વહુ ડાકણ છે, માટે આજ રાતે તારૂં કાળજું ખાવા તારા ઓરડામાં આવશે." લોકો બ્રાહ્મણને શોધવા લાગ્યા. એકે કહ્યું કે, "બ્રાહ્મણ ધોતીયું અને પાઘડી બગલમાં મારી નાસે છે." તે ઉપરથી લોકો દોડી પહોંચ્યા અને ગામને પાદરેથી બ્રાહ્મણને પકડી લાવી માર મારવા મંડયા. ઘણો માર પડવાથી બ્રાહ્મણ બોલ્યો કે, "**ટાઢ જાય રૂએ અને આદત જાય મુવે** "જાત્રા કરીને ગમે તેટલાં તિર્થ કરો પણ પડી ટેવ તેતો ટળે કેમ ટાલી."



## રૂપાળી રડે અને કરૂપડી જમે.



### કીસ કારણ કાંતે ને રૂવે, કીસ કારણ કાંતે ને હશે ?

---

પતી વન પત્ની રૂપવંતી, રડી ગુજારે રૈન,
હિન રૂપ પતી પ્રીતમા, સદા કરે સુખ ' ચેન.
તન સુખ, મન સુખ, ધન સુખ, પતી સુખ વન સહુ નાશ,
'રોશન' રજની ચંદ્ર સમ, દીસે કાળો ત્રાસ.

---

એક શહેરનો પાદશાહ પોતાનું રાજય બરાબર ચલાવવા પછવાડે ઘણા ઉમંગપૂર્વક મહેનત લેતો. તે રાજા પ્રજાનું દુખ અને સુખ જાણવા માટે એટલો તો ઉત્સુક હતો. કે દર અઠવાડીએ તે વેશ બદલી નગર ચર્યા કરવા નીકળતો. એક દીવસ રાતના મહોલ્લામાં ફરતો હતો, અને મહોલ્લાના લોકો શું કરે છે તે છુપી રીતે જોતો હતો. કેટલાએક ઘરમાં કંઇ જાણવા જોગ માલમ ન પડયું, જેથી આગળ ચાલ્યો. ત્યાં એક ઘરમાં એક ઘણીજ ખુબસુરત સ્ત્રી રેંટીયો કાંતતી કાંતતી ચોધાર આંસું પાડી રડતી હતી, પણ તેનું કારણ પાદશાહ સમજી શકયો નહી. પાદશાહ ત્યાંથી જરા આગળ ચાલ્યો, અને બીજા ઘર માંહેનો દેખાવ જોવા લાગ્યો. તો ત્યાં તેને તદન ઉલટોજ દેખાવ માલમ પડયો. તે ઘરમાં એક બદસુરત સ્ત્રી પોતાની પાડોશણની માફક બેસી રેંટીઓ કાંતતી હતી, પણ તેની પાડોશણની પેઠે તે કાંઇ રડતી ન હોતી, પણ ઉલટી તે ઘણીજ આનંદમાં જણાતી હતી. આ બંને દેખાવ

સંબધી બાદશાહને કંઇ ભેદ માલમ પડયો નહી જેથી તે ઘણો નવાઇ પામ્યો. અ ને તેનું કારણુ જાણુવા બીજે દીવસે કચેરીમાં વજીરને બધી હકીકત જણાવી કહ્યું કે, " એક પાડોશણુ કાંતે ને રડે; એક પાડોશણુ કાંતે ને હસે; કીસ કારણુ કાંતિને રડે, કીસ કારણુ કાંતિ ને હસે ? " એ વાતને ખુલાસો કરવા વજીરે પાદશાહ પાસે મહેતલ માગી. કેટલાએક દીવસ છુપલા બનાવની શોધમાં વજીર શહેરમાં ફર્યો, અને તે બંન્ને પાડોશીના ઘર શોધી કાઢયા. તો ત્યાં તેણે બંન્ને પાડોશણુના ઘરમાં પાદશાહે કહેલો દેખાવ જોયો. તપાસ કરતાં તેને માલમ પડયું, કે જે પાડોશણુ રેંટીઓ કાંતતા રડતી હતી તેનો ધણી ઘણોજ ખરાબ હતો, અને તેથી તેને તેના તરફનુ સુખ ન હતું, એટલુંજ નહી પણુ તેના ભરથારની અ-સમજથી તે સ્ત્રીને પોતાની સાસુ, સસરા, અને નણુંદ તરફથી ઘણુ સોસવું પડતું. માત્ર એટલુંજ નહી પણુ તે સાથે તેનું પીઅર પણુ ઘણુંજ દૂર હતું. આવી એક ખુબસુરત રૂપાળી સ્ત્રીને આખો દીવસ ઘરનાં દરેક માણુસના અપમાન હેઠળ કામ કરવું પડતું, એટલુંજ નહી, પણુ રાતે પણુ તેને નિરાંતે સુવાનું મળતું નહિ, કારણુ કે તેનો ધણી વ્યભિચારી હતો, તેથી તે રાતને વખતે ઘરમાં બરાબર સુતો નહી. રાતે જયારે બીજું કોઇ કામ કરવું ન હોય, ત્યારે તે બિચારીને રેંટીઓ આપવમાં આવતો, અને તેથી તે ચોધાર આંસુએ રડી દુખ સાથે કાંતતી હતી.

બીજી સ્ત્રી બદસુરત હતી પણુ તેના ધણી તરફનું તેને ઘણું સુખ હતું. તેનો ધણી સારી બુદ્ધીવાળો અને સમજુ હોવાથી તે સ્ત્રીને તેના સાસુ, સસરો, વગેરે પણુ ચાહતાં. સાસરાનાં સુખ સિવાય તેને બીજુ મોટું સુખ એ હતું. કે તેના બાપનું ઘર એટલે તેનું પીઅર ઘણુંજ નજીક હતું. આ સઘળાં સુખનાં જમાવથી તે સ્ત્રી પૈશો એકઠો કરવાને ખુશીથી રેટીયો કાંતતી હતી. મુદ્દત પુરી થયે પાદશાહના હુકમથી વજીરે તેના આગળ ખુલાસો કર્યો કેઃ—

સાસરીઆમે ખટપટ ઘણી, પીઅર કે સબ આઘે બસે,
જીસકો ધણી પર-ઘર સુએ, ઇસ કારણુ કાંતે ને રૂએ.

ત્યાર પછી બીજી પાડોસણુને માટે વજીર બોલ્યો કેઃ—

સાસરીઆમે સંપજ ઘણી, સાથે છે મન ગમતો ધણી.
પીઅર કે સબ આગલ બસે, ઇસ કારણુ કાંતે ને હસે.

હકીકત સાંભળી પાદશાહને પેલી દુખી સ્ત્રીની હાલત પર દયા આવી, માટે

તેના દુઃખનું નિવારણ કરવા તેના ભરથાર સાથે, તેને પોતાની પાસે બોલાવી. તે સ્ત્રીના ભરથારને પાદશાહે કેટલુંએ સમજાવ્યો જે ઉપરથી તેણે પોતાની બૈરીની બેવકુફાઇ વિષે સાબિતી આપી. પાદશાહના પુછવાથી તે સ્ત્રીએ પાદશાહને સવાલ કર્યો કે, " રૂપાળી રડે, અને કદરૂપડી જમે ? " પાદશાહે તેને જણાવ્યું કે," તું રૂપાળી છે, પણ તારા ભરથારના કહેવા પ્રમાણે બેવકુફજ હોય, તો તારૂં રૂપ કાંઇ કામનું નથી, પણ કદાચ તું જો ખુબસુરત હોતે અને સમજદાર હોતે તો તારા જેવું ભાગ્યશાળી બીજું કોઇ નહી"



## ચહડજા બેટા સુળીપર.



### એક ઘરડું પણ બુદ્ધિમાન જોડું.

ચહડજા બેટા સુલીએ, લઈ ખુદાનું નામ.
તું મગર પાવન થશે, ધર તું દીલમાં હામ.

એક વાણીઓ ઘણોજ વૃધ્ધ થયો હતો, વળી તેની બૈરી પણ તેટલીજ વયની હતી. વાણીઓ પાંચ પૈસે સારી રીતે સુખી હતો, પણ તેનો કોઇ વારસદાર ન હોવાથી તે બંન્ને ધણીધણીઆની હંમેશાં દીલગીર રહેતાં. તે બન્ને ઘરડાંને વૃધ્ધ અને અશકત માનીને, એક સખ્સે તેના ઘરમાંથી બધું રોકડ નાણું ચોરી જવાનું ધારી, દીવસને વખતે છુપી રીતે દાખલ થઇ, ઘરમાં ભરાઇ બેઠો, કારણ કે રાતને વખતે તે બન્ને જણ સુઈ જવાથી મરજી મુજબ ચોરી કરવાનું બની આવે, પણ એ ધારણામાં ચોર ફાવી શકયો નહિ. રાતે વાળુ કર્યાં પછી, ઘરનું બારણું બંધ કરી બંન્ને જણા પોતાને કાંઇ ફરજંદ ન હતું એ સબંધી વાત કરવા બેઠા. પછી તે ડોશો પેટી ઉપર સુતો, અને ડોશી પેટીની નજીકમાંજ એક ખાટલા ઉપર સુતી. થોડો વખત ગયા પછી ચોરે જાણ્યું કે બન્ને જણાં હવે ઉંઘી ગયાં હશે, એમ સમજી ચોરી કરવા માટે તે તૈયાર થયો, અને ઘરની બતી બુઝાવી નાખી. આથી ડોશો તરત ચેત્યો, કે ઘરમાં કોઇ પરોણો પહોંચ્યો છે ખરો. ડોશાએ મોટે અવાજે કહ્યું, "અલિ ઉઠરે ઉઠ, ઘરમાં તો દીકરો આવ્યો છે. દરરોજ ઇશ્વર પાસે આપણે જે માગતા

હતા તે ઇશ્વરે આજ આપ્યું છે, અને આપણી દરરોજની ફિકર ઇશ્વરે ટાળી છે, માટે બેઠી થઇ, અને બતી કર એટલે દીકરાને ભેટીએ. આપણી પાસે જે દૈવત છે, તે આપણે તેને સોંપી આપણો ભાર ઓછો કરીએ." ડોશી આ વાત પામી ગઇ, તેથી તેણે મોટી જેવી એક બતી સળગાવી, અને બન્ને જણાઓ હાથમાં બતી લઇ આ તરફ પેટી તરફ જોવા લાગ્યાં, અને બોલવા માંડયાં, "દીકરા, આવ રે. તને ભેટીએ, અને સઘળું તને સોંપી નચિંત થઇ બેસીએ." ચોર જાતે બેઅકલ હતો. તેણે ઉપલા શબ્દ સાંભળી વિચાર્યું કે, આતો વધારે ઠીક થાય છે. એમ જાણી તે કોઠીમાં સંતાઇ રહ્યો હતો, ત્યાંથી બહાર આવ્યો. જેવો તે બહાર આવ્યો તેવા ડોશા ને ડોશી તેને 'ઓ દીકરા ! ઓ દીકરા, ! કરતાં બાઝી પડયાં. ઘરમાં કોઇ દૂર ગયેલો સગો લાંબી મુદતે પાછો આવ્યો હોય તેમ તેને મળ્યાં. ઘરમાં સઘળી જગાએ જે જે વસ્તુઓ હતી તે સઘળી તેને બતાવવા લાગ્યાં, અને કહ્યું "એ સઘળું તારૂંજ છે. હવે અમે નિરાંતે બેસી રહીશું, અને તું તારો ઉદ્યમ કરી અમને ખવડાવજે. ઇશ્વર પાસે અમે દરરોજ દીકરો માંગ્યા કરતાં હતા, વળી આજ રાતે પણ અમોએ એજ વાત કરી. ઇશ્વરે અમારી અરજ સાંભળી તને અમારે ઘેર મોકલ્યો છે." તે પછી એક રોકડ નાણાંની ઘણીજ ઉંડી અને મોટી પેટી હતી, તેમાં રોકડ નાણાં સિવાય કાંઇ ન હતું. તે ઉગાડી ચોરને કહ્યું દીકરા આ પેટીમાં જે રોકડ નાણું છે તેનું સઘળું ગણીને સંભાળી લે. ચોર લોભાયો અને પેટી જે ઉંડી હતી તેમાં વાંકો વળી રૂપીઆ ગણવા લાગ્યો; એટલામાં ધણીધણીઆણીએ ઇસારત કરી તેના બન્ને પગ પેટીમાં નાખી દીધા, અને પછી ઢાંકણુ બંધ કરી ઉપર તાળું મારી દીધું, પછી ડોસાએ હાથમાં ઢોલ પકડયો અને ડોશીએ થાળી લીધી. બન્ને જણા ઘરના દરવાજા ખોલી સામસામે બેસી થાળી અને ઢોલ વગાડતા બોલવા લાગ્યા કે, " અમારે ઘેર તો દીકરો આવ્યો, અમારે ઘેર તો દીકરો આવ્યો. " આ ગડબડાટ સાંભળી પોલીસના માણસો પણ ત્યાં જઈ પહોંચ્યા, અને તેને પુછ-પરછ કરવા લાગ્યા. ડોશાએ કહ્યું, " ભાઇ, અમે બંને જણા તો સુતાં હતાં, તેવામાં આ દીકરો આવ્યો, અમે તેને પેટીમાં સંતાડયો છે તેની ખુશાલીમાં આ ગાણું ગાઇએ છીએ." સીપાઇઓ તેની આ હીકમત સમજી ગયા કે આ ડોશો ને ડોશી બંને અશક્ત છે, તેથી તેને ચોરને આ રીતે પેટીમાં પુર્યો છે. પણ બહાર આવી સીપાઇને બોલાવી લાવવાની શક્તિ તેઓમાં નહિ હોવાથી તેણે આ ઢોલ અને થાળીની યુક્તિ ચલાવી છે. સીપાઇઓએ કહ્યું, " દીકરો કયાં છે તે અમોને દેખાડો " ડોશાએ સીપાઇઓને સાવધ રહેવાની ઇશારત કરી પેટી ઉઘાડી. જેવો

પેલો ચોર ઉઠીને ઉભો થયો તેવોજ તેને સીપાઇએ પકડી લીધો. અને ડોશા ડોશીને જણાવ્યું કે તમારા દીકરાને પાદશાહની પરવાનગીથી કાલે સવારે પાછો લાવશું, એટલું કહી સીપાઇઓ તેને કેદખાને લઇ ગયા. એ વખતે ડોશાને ડોશી મોટે અવાજે કહેવા લાગ્યા કે, " રે દીકરા તું હવે વેલો આવજે " એ સાંભળી પેલો અનાડી ચોર કહેવા લાગ્યો કે, "હું હવે સવારે આવીશ." તે પાદશાહનો એવો ધારો હતો કે જે ચોર છઠ્ઠી વાર ચોરી કરતાં પકડાય તેને ફાંસી દેવી. આ ચોર પણ એજ વાંક માટે પાંચ વાર તુરંગમાં જઇ આવ્યો હતો. સવારે તેનો ઇન્સાફ થયો ત્યારે તપાસ કરતાં કોટવાલને માલમ પડયું કે, આ શખ્શ ફાંસીની સજાને લાયક થયો છે, કારણ કે ચોરીના વાંક માટે તે પાંચ વખત તુરંગમાં જઇ આવ્યો છે. એ ઉપરથી તેને તેજ દિવસે પાછલા પહોરમાં ફાંસી દેવાનું નક્કી કર્યું. આ ઠરાવ સાંભળી પેલો ડોશો ફાંસી દેવાની જગાએ આગળથી એક ખુરસી નાંખી બેઠો. પેલા ચોરને ફાંસી દેવાને લાવ્યા, ત્યારે તે રડતો રડતો ત્યાં આવ્યો ડોશાને ત્યાં બેઠેલો જોઇ સીપાઇને તેને ડોશા આગળ લઇ જવા કહ્યું, સીપાઇ-ઓ તેને ડોશા આગળ લઇ ગયા. ડોશો તેને પેટમાં દાબી ભેટયો, એટલે ચોરે જાણ્યું કે, ડોશાથી ચલાતું નથી, તોપણ મને છોડાવી વેર લઇ જવા વાસ્તે તે અહિં આવી બેઠો છે. એવી આશાથી તે બોલ્યો કે, "રે બાપ ! મને તો આ પાદશાહ સુળીએ ચડાવે છે". ડોશો મુછ સમારતાં સમારતાં બોલ્યો," કાંઇ ફીકર નહિ, પરમેશ્વરનું નામ લઇ ચડજા બેટા સૂળી પર." ચોરે આથી આશા છોડી, પછી તેને તુરતજ ફાંસી દેવામાં આવ્યો.

આ જોડું ઘરડું અને અશકત હતું, પણ હીકમતથી તેણે પોતાના બળ-વાન શત્રુને પણ યોગ્ય સજાએ પહોંચાડયો.



# કમજોર ઓર ગુસ્સા બાત.



## ડાહીના ઘેલા અને ઘેલીના ડાહ્યા.

---

જોર વિનાનો મલેચ્છીઓ, નિતી નહી લેસ લગાર,
રણ ચહડે રજપુતિયો, બળ બદન સણગાર.
કમજોરને ગુસ્સો ઘણો. લવલવી કરે હજાર,
ધાડ જ્યારે આવી પડે, બળનો થાય સુમાર.

---

ઉપલી કહેવત અસલના વખતથી ઉતરી આવી છે અને તે વાણીઆ તથા રજપુત લોકોને લાગુ પડે છે. વાણીઅણો ઘેલી સરખી અને ફુવડ હોય છે, તેઓમાં વધારે બુધ્ધિ હોતી નથી, તેમ તેઓ પોતાનું ઘર પણ સફાઇથી સુઘડ રાખી શકતી નથી, શરીર ઉપરના કપડાં પણ બરાબર પહેરી જાણતી નથી, અને ગમે તેવા સારા કપડાં પણ ગમે તેમ પહેરી લે છે. તેઓની ઓછી બુધ્ધિને લીધે તેઓ ધુતારા બ્રાહ્મણોના હાથમાં તુરત ફસાઇ પડે છે. આવી રીતે સામાન્ય રીતે જોતાં વાણીઆ લોકોની બૈરીઓ લગભગ ઘેલી જેવી હોય છે, પણ તેઓના પેટથી પેદા થએલા વાણીઆઓ જાતે ડાહ્યા, બુધ્ધિમાન, ધીરજવાન, અને વેપાર વગેરે ઉદ્યોગોમાં કાબેલ અને ઠરેલ બુધ્ધિના હોય છે. તેઓના ઉપર જો કાંઇ દુઃખ આવી પડે અથવા કોઇએ દુખ દીધું હોય તો તેનો આકળા થયા વિના ઉપાય લે છે, પણ ઝનુનમાં આવી તરત બુધ્ધિ તરકડાની માફક કાંઇ આડું અવળું કરી બેસતા નથી. કારણ કે તેઓ સારી પેઠે સમજે છે કે, તેથી પૈસા અને વખત બંન્નેની સામટી ખુવારી થાય છે.

એક મારવાડીએ બે વાણીઆ ઉપર જુઠું તહોમત ઉભું કીધું, અને જો તેઓ મારવાડીને કાંઈ મોટી રકમ ન આપે તો તેને સરકારના કાયદામાં ફસાવાની બીક આપી: વાણીઆઓ જાતે ઢીલા અને આબરૂથી વેપાર કરનારા હોવાથી, મારવાડીને નાણું આપી માંડી વાળવા જણાવ્યું, પણ મારવાડી તેટલાથી રીઝયો નહિ, તેથી વાણીઆ અને મારવાડીને ભાંજગડ ચાલી. થોડા વખતમાં વાણીઆ ઓને મારવાડીનુ તરકટ માલમ પડયું, તેથી તેઓએ મારવાડી પાસે પોતે આપેલું

નાણું પાછું માગ્યું. મારવાડીએ તે પાછું આપવાને બદલે તેઓમાંના એકને માર માર્યો. તેથી તેઓ માંહેના એક સીપાઇને બોલાવી લાવવાનો ડોળ કીધો. વાણીઆએ મોટી ગડબડ કરી મેલી અને મારવાડીને કહ્યું, "ઉભોરે બચ્ચા, નાસી જતો ના. તને બધું બતાવી આપું છું." જે વાણીઆએ માર ખાધો હતો તે પોતાના સોબતીને કહેવા લાગ્યો, "ભાઇ? એને આપણે છોડતો નથી, પણ આપણે બીજું જે કામ કરવું છે તેનો વખત વહી જાય છે. તે ધણી જો બહાર જતો રહેશે તો આપણને મોટું નુકશાન થવાનું, માટે ત્યાં જઇ આવ્યા પછી એ લુચ્ચાની ખબર લઇશું." આટલી ધાંધલ કરી તે બંને વાણીઆઓ મારવાડીને પૈશા આપ્યા છતાં, સામો માર ખાઇને ચાલ્યા ગયા. આ વાણીઆઓની જગાએ કોઇ બીજી કોમનો માણસ હોત તો સામી મારામારી થાત. જેથી પૈશા અને શરીરની ખચિત હાનિજ થાત, પણ વાણીઆની જાત ડાહી માટે વિચાર કર્યો કે જો વધારે ભાંજગડ કરીશું તોપણ ગએલા પૈશા અને ખાધેલો માર તો કાંઇ પાછો આવવાનો નથી, પણ તેને બદલે વધારે પૈસા ખરચવા પડશે અને કદાચ માર પણ વધારે ખાવો પડશે. આમ સમજી તેઓ ત્યાંથી ચાલતા થયા. જેથી તે કજીઆનું છેવટ આવ્યું.

રજપુત લોકોની સ્ત્રીઓ જાતે ડાહી, બુધ્ધિવાળી, ધીરજવાળી, સમજવાળી, કસરતવાળી, જ્ઞાનવાળી, અને લાંબો વિચાર કરનારી હોય છે. તે ગમે તેવો હલકો પોશાક પહેરે, પણ પોતાના શરીરની સફાઇ રાખવાથી દીપી નિકળે છે. તે જાતે નમાણી અને સમજવાળી હોય છે, પણ તેનાથી જન્મ પામેલા રજપુતો ઓછી સમજના, ઝનુની, અને તીખા મીજાજના હોય છે, જેવા ગુણો રજપુતોમાં છે તેવાજ ગુણો જો રજપુતાણીઓમાં હોત તો નકકી તેમની ખુવારીજ થાત, પણ રજપુતો પોતાની બેસમજને લીધે કરવા ધારે છે, તેની સંભાળ તેની ડાહી બૈરીઓ ઘણી સારી રીતે રાખે છે, અને પોતાના ધણીને વગર વિચારના સાહસોથી અટકાવી શકે છે. રજપુતાણીની ગંભિરાઇની એક વાર્તા નીચે આપી છે. તે ઉપરથી તેઓનું શાણપણું સહેજે જોઇ શકાશે.

એક ગામમાં એક રજપુતના ઘરની પાડોશમાં એક મુસલમાન પઠાણ રહેતો હતો. એ મુસલમાન કોઇ સારે ઠેકાણે નોકરીપર હતો, વળી પગાર પણ ઘરનો ખરચ કાઢતાં સહેજે બે પૈશા બચાવી શકે તેવો હતો. તેથી તે અને તેની બૈરી ભપકાવાળો પોશાક પહેરી ફરતાં. મુસલમાનના પાડોશી રજપુતની બૈરી ઘણીજ ખુબસુરત અને ઘણીજ સમજુ હતી, રજપુત બિચારો રજવાડામાં માત્ર ચાકરી કરી જાણતો, ઘરનો વહેવાર ચલાવવાની તો તેને જરા પણ

ગમ ન હતી. પોતાની ચાકરીનો પગાર લાવી બૈરીના હાથમાં આપતો. બાઇડી તેમાંથી ઘરના ખરચની ચેતરણ કરતી. રજપુત બચ્ચો ગમે તેવો પૈશાવાળો અને કમાઊ હોય પણ તે હમેશાં સાદોજ ફરે છે, તે મુજબ આપણો આ રજપુત પણ સાદાઇમાંજ રહેતો. એક વખતે રજપુત બહાર ગયો હતો અને તેની સ્ત્રી જ્યારે પાણી ભરવા જતી હતી, ત્યારે આ મુસલમાન પોતાના ઓટલા ઉપર બેઠો હતો. તેણે રજપુતાણીને પુછ્યું કે, "ભાભી ! ભાઇ ક્યાં ગયા છે ?" રજપુતણે ઉત્તર આપ્યો કે, "ભાઇ ! તારા મોઢાને સંભાળ. જો તારે વાત કરવી હોય તો સભ્યતાથી કર, પણ જો તું આડી રીતે ચાલશે તો કોઇ દિવસ પસ્તાવું પડશે." મુસલમાન બોલ્યો, "ભાભી ! શું આ જાડા પાડા ભાઇની બીક દેખાડો છો કે ? એ બાભડ ભુંજો શું વાઘ મારતો હશે ! જો રજવાડામાં ચાકરી ન હોત તો ખચીત તે રખડી રઝળીને ભૂખે મુઆ હોત. જેને ચાલતા પણ આવડતું નથી. અને મોઢા ઉપરથી માખી ઉડાડવાની પણ જેનામાં તાકત નથી. પુરૂં બોલતાં પણ આવડતું નથી, તે રજવાડામાં શું ધાડ મારતો હશે ?" રજપુતણે બીજીવાર કહ્યું, "ભાઇ, તારી ઉપર નહી પણ તારા બૈરી છોકરાના ઉપર મને દયા આવે છે, માટે હું તને ચેતાવું છું કે તારે મારી સાથે ગમે તેવા શબ્દો બકયા કરવા નહીં, અને ફરી પણ જો તેમજ કરશે તો તારે જરૂર પસ્તાવાનું." મુસલમાન જાતે મગરૂર અને સારી કમાણીવાળો હોવાથી "તરત બુધ્ધિ તરકડો" એ કહેવત પ્રમાણે જવાબ આપ્યો કે, "હા ભાભી હા ! મારો ભાઈ પહેલવાન અને શુર પુરૂષ છે, તેથી મને પસ્તાવો કરવાનો વખત આવે તેમાં કાંઇ નવાઈ નહિ !" રજપુતણે કહ્યું, "શુરો મરદ અને પહેલવાન ન હોય તો કાંઇ નહી, પણ તને પારકા ધણીની પંચાતમાં શું કામ ઉતરવું જોઇએ. ઉલટું "પહેલો સગો પાડોશી" ગણી બધા સાથે હળીમળીને ચાલવું જોઇએ. આ બધી સમજાવટ કર્યા છતાં મુસલમાન ઉપર કંઇપણ અસર થઇ નહી, અને વારે ઘડીએ રજપુતાણીને ટોકરવા લાગ્યો કે, "ભાભી ભાઇ શું ધાડ મારતા હશે ?" રજપુતાણીએ અંતે કંટાળીને પોતાના ધણીને આ વાત કહી સંભળાવી. રજપુતે કહ્યું કે "જ્યારે ગામમાં ધાડ આવે અને નોબતનો અવાજ થાય, ત્યારે મને આ વાત જરા યાદ આપજે." થોડા દીવસ પછી ધાડપાડુ સામે જવા માટે નોબતનો ડંકો થયો, કે તરત પેલા રજપુત બચ્ચાના દીલમાં શૂર છુટયું, તેથી બહારવટીઆએ સામે જવા માટે હથીઆર બીડવા લાગ્યો. આ વખતે તેની સ્ત્રીને પેલા મુસલમાનની વાત યાદ આવવાથી પોતાના ધણીને તેની યાદ આપી. બન્યું પણ એવુંજ,

કે મુસલમાન પણ તેજ વખતે પોતાના ઓટલા ઉપર બેસી દાતણ કરતો હતો. એ વખતે પેલા રજપુતમાં ગુસ્સો આવવાથી ઘરમાંથી એક અધમણનો જાડો હળીઓ લઇ, ઓટલા ઉપર જઇ, પેલા મુસલમાનની ડોકમાં ફુલના હારની પેઠે, હાથેથી વાળી પહેરાવી દીધો, અને ત્યાંથી સીધો લડાઇ ઉપર ચાલ્યો ગયો. મુસલમાનની ડોકમાં અધમણનો બોજો આવી પડયાથી તે ઘણીજ પીડા પામવા લાગ્યો. તેને સુતાં બેસતાં તેમજ હરતાં ફરતાં પણ ઘણુંજ દુઃખ પડવા માંડયું. ગામમાંથી લુહારને બોલાવી તે હળીઓ કાઢી નાખવા કહ્યું, પણ તેણે જણાવ્યું કે એરણ ઉપર મુકી કાપ્યા સિવાય તે નીકળી શકેજ નહિ, અને જો તેમ કરે તો ગળાને મોટું નુકશાન થવા સંભવ હતો. આ પ્રમાણે પીડા ભોગવવાથી તે કાયર થયો, અને છેવટે પેલી રજપુતાણી પાસે જઇ, પગે પડી મા અને બેન કહી કાકલુદી કરી પસ્તાવા લાગ્યો; તેમજ પોતાના ગળાની આ પીડામાંથી છુટો કરવા માટે તેને વિનવવા લાગ્યો. રજપુતાણીએ કહ્યું કેઃ—

મેરા ખાવિંદ હે ભાભડ ભુંજા,
અબ તુમ કરો એ લોઢેકે પુજા.
ઓ કયા મારે લડાઇકી ધાર,
દેખો અબ તુમારા ચાદના પાર.
જીસકુ કમજોર ઓર બહોત ગુસ્સા,
ઉસકા હોતાએ ખરાબ કીસ્સા.
ઇસ વાસ્તે આ મુસલમાન ભાઇ,
અબ છોડેગેં કે નહિ મેરા આસનાઇ ?

*　　*　　*　　*

ટુંકી ગરદન લંબી પેસાની, હરામ જાદેકી નિશાની,
"કમ જોર ઓર બહોત ગુસ્સા" માર ખાનેકી નિસાની.

*　　*　　*　　*

મુસલમાને પોતે બોલેલા શબ્દો માટે પસ્તાવો કરી તેની માફી માગી. રજપુ-તાણી જાતે ડાહી હોવાથી તેના દીલમાં દયા આવી; તેથી પેલા મુસલમાનને કહેવા લાગી કે, "જયાં સુધી ગામમાં ધાડ પડવાનો ડંકો બીજી વખત ન વાગે ત્યાં સુધી તારા ગળામાંથી આ તોક નીકળવાની નથી; કારણકે લડાઇના મોકા સિવાય મારા ધણીમાં શુર છુટી એટલું બધું કૌવત આવતું નથી; માટે હે અહંકારી મુસલમાન હમણાં તો તું તારા પાપનો પસ્તાવો કર, આવતી કાલે હું નગારચીને શીખવી રાખીશ કે ધાડના નગારાંનો જુઠો ડંકો વગાડે, અને તે
[illegible]

વિષે સમજાવી, તારા પસ્તાવાની વાત કરીશ, એટલે તે તારા ગળામાંથી તોક કાઢવાની ધાડ મારશે.

બીજે દિવસે રજપુતાણીએ નગારચીને શીખવ્યા મુજબ તેણે ધાડનો ખોટો ડંકો વગાડયો, એટલે પેલા રજપુતને શુર છુટયું, કે તરત તેની સ્ત્રીએ મુસલમાનની કાલની આજીજીની અને દુઃખની વાત કહી, તેના ગળાંમાંથી તોક કાઢી નાખવા સમજાવ્યું, એટલે રજપુતે મુસલમાનના ગળામાંથી તે લોખંડના શળીઆનો આંટો ઉકેલી તેને દુઃખમાંથી છોડયો.



## જાલમ બેત ખરાબ.

વિનાશ કાળે વિપ્રોત બુધ્ધી, સુજે આપોઆપ,
ઘણું કીધું થોડાં કાજે, જાલમ બેત ખરાબ.

જાંબુલ નામનો એક છોકરો ભારાપુર નામે એક ગામમાં રહેતો હતો; તે છોકરો ઘણોજ કદાવર અને મસ્તાન હતો; કારણકે તેને ખાવા પીવા કે, પહેરવા ઓઢવાનું કે ઘરબારની કંઈ ફીકર ચિંતાજ ન હતી. તે બીનઅકલી અને ભોળો હોવાથી લુચ્ચા લોકોનું હથીઆર બની ગયો હતો. લુચ્ચાઓ તેની મુર્ખાઇનો લાભ લઇ પોતાની યુક્તિમાં ફાવતા. જાંબુલના એવા જુલમથી ઘણાં લોકોએ તેના હાથનો માર ખાધો હતો, કેટલી એ સ્ત્રીઓની લાજ તેના હાથથી લુટાઇ હતી. તેના આવા કામથી ગામના લોકોમાં તે ઘણો અકારો થઇ પડયો હતો. એક દિવસ તે રાતના વખતે પરગામથી પોતાને ગામ પાછો આવતો હતો. રસ્તામાં તેજ ગામનાં કેટલાંક ગાડાં તેને મળ્યાં. જાંબુલે તેઓને પૂછયું કે, ગાડાં કયા ગામનાં છે. ગાડાંવાળાએ તેના સાદ ઉપરથી તેને ઓળખ્યો, અને તે ગાડાં ઉપર બેસી દુઃખ ન દે માટે પોતે બીજા ગામનું નામ દીધુ. જાંબુલે તે માંહેના એકને અટકાવી પોતાને ગામ લઈ જવા કહ્યું. ગાડાંવાળાએ તેને સમજાવીને ના કહી, પણ જાંબુલ અલમસ્ત અને તોફાની હોવાથી ગાડાવાળાને ગાળો આપી, પોતાને ગામ મુકી જવા જબરદસ્તી કરવા લાગ્યો. પાછળના ગાડાવાળાએ આ તકરાર સાંભળીતાંજ હળવેથી આવી, જાંબુલના માથામાં લાકડાના દંડુકાનો એક એવો સખત ફટકો માર્યો તેથી તેની ખોપરી ઉપરની ચામડી ચીરાઇ ગઇ

અને માથામાંથી લોહીની નીક ચાલી. જાંબુલ બેભાન થઇ જવાથી ગાડા-વાળાઓ ત્યાંથી ચાલ્યા ગયા. થોડા વખતમાં એક બીજો ગાડાવાળો ત્યાં આવતાં. તેની પાસે ફાનસ હોવાથી જાંબુલને બેભાન હાલતમાં પડેલો જોયો. આથી તેને દયા આવવાથી તેણે જાંબુલને ઉચકી પોતાના ગાડાંમાં નાખ્યો; અને તેના ગામમાં લઇ જઇ તેના સગાને સોંપ્યો. આ દુ:ખથી જાંબુલ બે વરસ સુધી હેરાન થયો. પાછો સારો થયા પછી આંગળનીજ માફક માતેલા સાંઢ જેવો ફરવા લાગ્યો, અને ગામના કોઇપણ માણસની શરમ રાખ્યા સિવાય દરેકની વહુ દીકરી ઉપર કુદ્રષ્ટિ કરવા લાગ્યો.

એક વખત એવો બનાવ બન્યો કે, તેજ ગામમાં વોરાને અને રજપુતને ટંટો હોવાથી, રજપુતે હરામખોરોની પાસે વોરાને માર મરાવ્યો. માર બે-સુમાર પડવાથી વોરો થોડા દિવસમાં મરણ પામ્યો. વોરાને જ્યારે માર મારેલો ત્યારે તેને તેના બધા સગાંએ પુછેલું કે તને માર કોણે માર્યો. જવાબમાં માત્ર તેણે રજપુતે માર માર્યો એટલુંજ જણાવેલું. હવે થયું એવું કે, વોરાએ ક્યા રજપુતે માર્યો તેમ તેણે જણાવેલું નહિ, તેમ તેના સગાંઓએ પણ રજપુતનું નામ જાણવા કઇ પણ પુછપરછ કરેલી નહિ; તેથી વોરો મરણ પામ્યો પણ તેને કયા રજપુતે માર્યો તે કોઇએ નક્કી જાણ્યુ નહિ. જે રજપુત સાથે વોરાને કજીયો હતા તે રજપુતને સરકારે શકદાર ગણી પકડયો. તે મુકરદમાની તપાસ વખતે બધા વોરાએ એકજ સરખો સાક્ષી આપી કે તેને રજપુતે માર્યો; પણ જડ્જ તરફથી જ્યારે રજપુતનું નામ માગવામાં આવ્યું, ત્યારે બધા વોરાએ કહ્યું, કે અમે તે રજપુતનું નામ જાણતા નથી, તેમ અમોએ મરનારને નામ પૂછ્યું નથી કે મરનારે અમને કહ્યું પણ નથી. આ તકનો લાભ લઇ એક મારવાડીએ જાંબુલને ચડાવ્યો, કે તું જો એવી સાક્ષી આપે કે, ફલાણા રજપુતે મારી પાસે વોરાને મરાવ્યો છે, તો રજપુત ઉપર ખુનનું તહોમત આવશે અને તે ફાંસીએ જશે. તેથી વોરાના સગાં તરફથી તને મોટી રકમ મળશે. જાંબુલ બીનઅકલી હોવાથી તે મારવાડીની જાળમાં ફસાયો, અને વોરા તરફથી સાક્ષી આપવા ગયો. અદાલતમાં જ્યારે સાક્ષી લીધી ત્યારે તેણે કહ્યું, કે ફલાણા રજપુતે પોતે સમક્ષ ઉભા રહી મારી પાસે વોરાનું ખૂન કરાવ્યું છે; અને તેથી તે વોરો મરણ પામ્યો છે. રજપુતને પુછતાં તેણે પોતાનો ગુન્હો ના કબુલ કર્યો, તેથી જાંબુલ ઉપર તે ખૂન કરવાનો ગુન્હો તેની જુબ્બેજ સાબીત થયો. આથી જડ્જ સાહેબે તેને જણાવ્યું કે રજપુત પોતાનો ગુનો કબુલ કરતો નથી, તેમ તારા સિવાય વોરાના મરણ

વખતે બીજા કોઇ હાજર હોવાની સાક્ષી પણ પડતી નથી પણ તું તો તારી જીભેજ લાકડા વતી વોરાનું ખુન કરવાનો ગુન્હો કબુલ કરે છે, જેથી તને ફાંસીની શિક્ષા કરવામાં આવે છે.

રજપુતને વોરા સાથે અણબનાવ હતો એ વાત ન્યાયાધિસના જાણમાં હોવાથી અને કોર્ટમાં તે જુઠુ બોલ્યો વિગેરે બાબતો ધ્યાનમાં લઇ, કોર્ટે તેની પાસે સારી આલચલણ માટે છ માસની મુદતનાં હાથજામીન લખાવી લઇ તેણે છોડી મૂકયો, તેમજ જાંબુલને ફાંસી દેવાનું નક્કી કર્યું.

જાંબુલને હાથે બેડી ઠોકી તેને ફાંસી દેવા સારૂં તૈયાર કર્યો, ત્યારે ગામના લોકોએ તેનો ધીટકાર કરી કહ્યું કે, "જાલીમ બેત ખરાબ "

એક તરફથી રજપુતના ઘર આગળ ખુશાલીના ઢોલ વાગ્યા, અને બીજી તરફથી જાંબુલના ઘરમાં મયતની તૈયારીને સારૂ સામગ્રીઓ તૈયાર થવા માંડી.



## આગલી અચ્છી, પીછલી ખરાબ.

વચન વચનમે ભેદ ઘણો, અનઘડ જાણે શું માપ.
આપ ભુલે ભુલથાપ ખાઇને, પડે અકલપર કાપ !

એક શહેરને પાદરે છાપરૂં નાખી એક વેરાગી ઘણી મુદત થયા રહેતો હતો. તે ગાંજાનો વ્યસની હોવાથી દરરોજ ગાંજો પીતી વખતે પોતાની જીંદગી વિષે એવા શબ્દો બોલતો કે **આગલી અચ્છી, પીછલી ખરાબ.** એક વખત એવો બનાવ બન્યો, કે તે વેરાગી ગાંજો તૈયાર કરી પીવાની તૈયારીમાં હતો, તેવામાં બરાબર તેજ વખતે રાજાની રાણી પાછળ અને તેની જુવાન ખુબસુરત દીકરી આગળ એમ બન્ને જતાં હતાં. બરાબર તેઓ વેરાગી પાસેથી જેવાંપસાર થતાં હતાં, તેજ વખતે વેરાગી પોતાના હંમેશના શીરસ્તા મુજબ "આગલી અચ્છી, પીછલી ખરાબ" એવા શબ્દ બોલ્યો. આ સાંભળી રાણીના દીલમાં ઘણોજ ગુસ્સો આવ્યો; કારણ કે તે એવું સમજી, કે વેરાગીએ મારી દીકરીની જુવાની અને મારા ઘડપણનો મુકાબલો કરી એવા શબ્દ બોલ્યો છે. આ શબ્દો સાંભળી તેણે તરતજ ગુસ્સામાંને ગુસ્સામાં આ સઘળી હકીકત પોતાના ધણીને કહી, ને વેરાગીનું માથું ધડથી જુદું કરી નાંખવા મજબુત ભલામણ કરી. અને રાજા જો તેમ

કરવામાં આનાકાની કરે કે વિલંબ કરે તો પોતાનો જાન પણ બરબાદ કરવા જણાવ્યું. રાજા ડાહ્યા અને સમજુ હોવાથી પોતાની સ્ત્રીના કહેવા પ્રમાણે ન કરતાં સત્ય શોધવા માટે પેલા વેરાગીને પોતાની હજુરમાં બોલાવ્યો. વેરાગીને પુછતાં તે કબુલ થયો કે "હું તે શબ્દો દરરોજની માફક આજ પણ ગાંજો પીતી વખતે બોલ્યો છું. પણ તેમ બોલવામાં મારી ધારણા કંઇ ખરાબ ન હતી". વળી તેણે જણાવ્યું કે "મારી આગલી જીંદગીમાં એટલે જુવાનીમાં જે સુખ ભોગવ્યું છે, અને અત્યારે હું જે દુઃખ ભોગવું છું તે ઉપરથી બંને જીંદગીની વિરૂધ્ધતા દર્શાવવા, આ શબ્દો હું દરરોજ ગાંજો પીતી વખતે બોલું છું અને તે મુજબ હું આજે પણ બોલ્યો છું". વેરાગીની આસપાસ રહેતા માણસોને પુછવાથી આ વાત સાચી ઠરી, જેથી વેરાગીને છોડી મૂક્યો આ ઉપરથી રાજાએ વિચાર્યું કે, આટલી તપાસ કીધા સિવાય રાણીના કહેવા ઉપરજ જો ભગાસો લાવીને વેરાગીને મારી નંખાવ્યો હોત તો નાહક એક નિર્દોષ જીવની હત્યાનું પાપ બેસત.



## અપનતો કહેનેવાલા, કુછ કરનેવાલા નહિ.



### કાજીજીની કહેવત.

ધર્મ જ્ઞાનીપર ધુળ પડી, અકલનો દુશમન,
ઉભો ઉભો વાયજ કરે. સમજાવે ભોલા જન.
જ્ઞાન ધર્મનું લેસ નહી, થઇ નિકલે વિદ્વાંન,
ડોલે ડાહપણ દોઢ ગજ, ભિત્તરમા પોળાંણ.
હું કહું તે સહુ કરો, કરો ન બીજું કાંઇ,
હું તો છું કેહવાવાલો, કરવાવાલો હું નહી.

---

એક ગામમાં મુસલમાની ધર્મ પ્રમાણે તેઓને શિક્ષા આપનાર એક કાજી રહેતો હતો. તે કુરાનમા લખેલા ફરમાન મુસલમાનોને પાળવા આગ્રહ કરતો. કોઇપણ મુસલમાનને કાંઇ ધર્મને બ્હાને કરવું હોય તો તે કાજીજીની સલાહ લેતા. એક વખત તે ગામનો એક મુસલમાન દેશાવરથી ઘણું દ્રવ્ય મેળવી પોતાને ગામ પાછો આવ્યો. સારી કમાઇ થવાથી તેને ધર્મને નામે કંઇ કરવાની ઇચ્છા થઇ. મુસલમાને વિચાર કર્યો, કે "કુરાનમાં જે જાતનું દાન શ્રેષ્ઠ ઠરે તે

જાતનું ધર્માદા કરવું. આમ વિચારી તે કાજીજી પાસે સલાહ લેવા ગયો, અને પૂછ્યું કે " અપને કુરાનમેં કીસ જાતકે સવાબ સબસે બરે કહાતે હૈ ? " કાજીએ ઉત્તર આપ્યો કે, "નંગેકુ વસ્ત્ર દેના, ભૂખેકું ખીલાના, પ્યાસેકુ પાણી પીલાનાં, ઓર ભૂલે ચુકેકું રાહ બતલાના " એ ચાર કામ કોરાનમેં સબસે બરે કહ્યા હૈ. આ વખતે કાજીની ઓરત તેના ઓરડા આગળ આવેલી એક બારી પાસે ઉભેલી હોવાથી તેણે આ બધી વાત સાંભળી હતી. થોડા વખત પછી કાજી કોઇ કામ સર ઘરમાંથી બહાર ગયા પછી એક મુસલમાન ફકીર મોહેલ્લામાં આવી પોકારવા લાગ્યો કે, "ઠંડસે મરજાતાહું, જો કોઈ નંગાકુ વસ્ત્ર દેવે ઉનકે ઉપર ખુદા બહોત મહેરબાની રખતા હૈ, નંગેકુ વસ્ત્ર દેનેકા કુરાનમાં બોત બરા સવાબ કીયા હૈ. " આ કાકલુદી ભરેલા શબ્દો જ્યારે કાજીજીની સ્ત્રીએ સાંભળ્યા, ત્યારે તેણે વિચાર કર્યો, કે મારા ખાવિંદે પણ નંગા કુ વસ્ત્રથી ઢાંકવાનો સવાબ-ધર્મ-મોટો છે એમ કુરાનમાં જોઇ કહ્યું છે. તો આ ફકીર પણ તેને મળતીજ વાત કહે છે, તો હું એને વસ્ત્રથી ઢાંકીશ તો મોટો સવાબ હાંસલ થશે. એમ વિચારી તેણે કાજીને ઓઢવાનું બનુસ જે હતું તે ફકીરને આપ્યું. કાજીજીના ઘરમાં માત્ર તે એકજ બનુસ હતું. વળી પોષ માસ હોવાથી ટાઢ પણ ઘણી સખત પડતી હતી. રાતને વખતે જયારે કાજીજી જમીને ઢોલીયા પર સુતા ત્યારે ટાઢ હોવાથી બનુસ લેવા ઉઠયા અને આસપાસ નજર નાખી પણ બનુસ નજરે ન પડતાં બૈરીને શોધી આપવા કહ્યું. બૈરીએ કહ્યું કે, "આજ ફજરમેં જે મુસ્લમીન તુમારી પાસ આયા થા, ઇસકુ તુંમને કોરાનકા ફરમાન મુજબ નંગેકુ વસ્ત્ર દેનેકા બરા સવાબ કીયા થા, ઉસકે પીછે તુમ બહાર ગયે, બાદ એક નંગા ફકીર પોકારતે પોકારતે મહોલ્લામેં આયે કે ટાઢસે મરતા હું, ઇસ ઉપરસે ઇસકે અંગ ઢાંકનેકે વાસ્તે સવાબકી ખાતર મેં ઇસકુ બનુસ દે દીયા". આ સાંભળી કાજી ઘણોજ ગુસ્સામાં આવ્યો, અને બોલ્યો કે, "અરે રાંડ ! અપન તો કહેનેવાલે. કુછ કરનેવાલે નહી, ઘરમે એકજ બનુસ થા, સો તુમને સવાબ કે ઇરાદેસે ફકીરકું દે દીયા; અબ અપનકે ઠંડી લગતી હૈ, ઉસકા ઇલાજ કૈસા કરના. અબ પીછે ખુબ યાદ રખના, કે સવાબ કેસા કરના સો ફકત બતાનેકા કામ અપના હ. કુછ સવાબ કરનેકા કામ અપના નહિ."



# રળેલો રોટલો કુતરે ખાધો

---

ફ્રામ વિના અકલ નાકામી, અકલ મારી જાય,
બાર માસની મોઘી રોટી, ફ્રામ વિના લુટાય.— ૧
અકલના અંધાઓ એવા, ફ્રામ વિના હરખાય,
ફ્રામ હોય જો અકલ સાથે, ભુલ કદી નવ થાય. — ૨

---

એક વાણીઆ વેપારીને ત્યાં મુસલમાન જ્ઞાતિનો છોકરો નોકર હતો. એક દિવસ તે છોકરાના માબાપે તે શેઠ ઉપર એક કાગળ લખી જણાવ્યું, કે, મહેરબાની કરી એક વરસના પૈશા અગાઉથી આપો તો તેની શાદી કરી શકીએ. વાણીયો દયાળુ હતો, વળી પેલો છોકરો પણ સ્વભાવે ગરીબ અને હાથનો ચોકખો હોઇ, અકીનદારીથી ચાકરી કરતો; તેથી તેણે છોકરાના એક વરસના પગારની હુંડી તેના ગામના શરાફ પર લખી આપી, ભાતું બંધાવી તેને ગામ રવાના કર્યો. ચાલતાં ચાલતાં જ્યારે પેલા છોકરાને ભૂખ લાગી, ત્યારે એક ઝાડના છાંયા નીચે પેલી ભાતાંની પોટલી નીચે ઉતારી બેઠો. શેઠે લખી આપેલી હુંડી પણ તેણે ભાતાંની પોટલીમાંજ બાંધી હતી. થોડો વખત વિસામો ખાધા પછી, પીશાબની હાજત થવાથી તે ત્યાંથી ઉઠી થોડે દૂર પીશાબ કરવા ગયો. એટલામાં એક કુતરે ત્યાં આવી પોટલીમાં અનાજની વાસ આવવાથી પોટલી મોહામાં ઘાલી ચાલતી પકડી. છોકરે પીશાબ કરી આવી જોયું તો ભાતાંની પોટલી દીઠી નહી. આસપાસ નજર કરતાં એક કુતરાને પોટલી મોહામાં નાખી લઇ જતું જોયું. પોટલી વાસ્તે છોકરો કુતરાની પછવાડે પડયો, પણ જેમ છોકરો પાછળ પડી દોડવા લાગ્યો તેમ કુતરૂં પણ આગળ દોડવા લાગ્યું. અંતે કુતરૂંજ ફત્તેહ પામ્યું. રાત અંધારી હોવાથી છોકરે વિચાર કર્યો કે જંગલમાં ભૂલો પડીશ તો જનાવરો ખાઇ જશે, એમ સમજી તે પાછો ફર્યો, અને એક જગાએ રાત વાસો કરી બીજે દિવસે સવારમાં પોતાના શેઠને ગામ પાછો ગયો શેઠ તેને જોઇ વિચારમાં પડી ગયો, અને પાછા આવવાનું કારણ પૂછ્યું તો પેલે છોકરે જવાબ દીધો કે:—

"અક્કલતો થી, પણ ફ્રેમ નહી, ફ્રેમ બડી જાદા,
બારે મહિનેકી રોટી, સો કુત્તા લેકર ભાગા."

તેનો ખુલાસો એ છે, કે છોકરો સમજતો હતો, કે હુંડીને વધારે કાળજીથી

જાળવવી જોઇએ; પણ ગફલતથી ભાતાં સાથે બાંધ્યાથી કુતરૂં લઇ ગયું. વાણીઓ સમજ્યો કે છોકરે હુંડી ગુમાવી છે તેથી છોકરાને કહ્યું કે એવી તે શી ગફલત કે, "રળેલો રોટલો કુતરે ખાધો." એમ કહી તેણે છોકરાને એક પેઠ લખી આપી તે લઇ છોકરો પોતાને ગામ ગયો અને પેઠનાં નાણાંનો ઉપયોગ પોતાની શાદીમાં કર્યો.



## રાણીનો શાળો !

અડબંગ રાજા રંગે રાગે, સત વચનીઓ ત્યાંથી ભાગે.
અંધેર નગરી રાજ નિહાલો, રંગ કરે રાણીનો સાલો.

આપણા લોકમાં કહેવત છે કે:—

"અંધેરી નગરી ચોપટ રાજા.
ટકે શેર ભાજી ટકે શેર ખાજા.

વળી; એજ બાબતમાં એક બીજો ખ્યાલ છે કે:—

"અંધેરી નગરી ચોપટ રાજા, નહિ માને કોઇ કીસીકુ;
સાઠ પટેલ, નવ ચોધારી, કયા દેખના ઉસ બસ્તી કુ."

ઉપર પ્રમાણેના કારભારથી એક રાજકુંવર રાજ ચલાવતો હતો. રાજકુંવર રાજનિતીમાં કે રાજવહીવટમાં કંઇ સમજતોજ નહિ. રાજા પ્રજા વચ્ચે કેવો સંબંધ હોવો જોઇએ, તેનું તો તેને ભાનજ ન હતું. માત્ર તે એક પુતળાંની પેઠે રાજા કહેવાતો. રાજની ખરી સત્તા તો જુલમી માણસોના અને કારભારીઓનાજ હાથમાં હતી. આવી સ્થિતિમાં અમલદાર તેમજ કોઇપણ જુલમી માણસ પ્રજાને ગમે તેમ નીચોવી શકતા. શહેરની આવક જાવક માલની જગાત જે જેના મરજીમાં આવે તેમ લઇ ખાઇ જતા. તેઓનો એ બાબતમાં એવોતો જુલમ હતો, કે કોઇ માણસ સો રૂપિયાનો માલ વેચવા આવે તો માલની કિંમત સુદ્ધાં, જકાતમાંજ પુરી થઇ જતી. વળી આ અંધેર કારભારમાં "ન્યાય" જેવો શબ્દ પણ હૈયાતી ધરાવતો ન હતો, તો દાદ મેળવવાનું તો કહેવુંજ શું ? આવી રીતે દિવસે દિવસે તે શહેરમાં જુલમ વધી પડયો, અને લોકોના જાનમાલની કે આબરૂની સલામતી રહી નહિ છતાં, તે બેવકુફ રાજકુંવરે પોતાના કારભાર

તરફ જરાપણ લક્ષ આપ્યું નહિ; તેમ તેના કોઇ મિત્રે પણ તેને આ વાતથી વાકેફ કીધો નહિ.

એક વખત એક લફંગો માણસ ભટકતો ભટકતો ધંધા માટે આ શહેરમાં આવી ચડયો. દરવાજામાં દાખલ થતાંજ દરવાને તેને અટકાવ્યો, અને શહેરમા દાખલ થવાનો એક રૂપિયો માગ્યો. લફંગાએ વિચાર કર્યો કે જે શહેરમાં દાખલ થવાના પણ પૈશા પડે છે, તે શહેરની આમદાની સારી હશે, એમ ધારી રૂપિયો એક આપ્યો પણ આ શહેરને આવા સાત દરવાજા હતા, અને તે સાતે પસાર કર્યા પછી શહેરમાં જવાતું. તેથી બીજી ભાગોળે આવતાં પહેલાંની માફક જગાતના પૈશા માગ્યા લફંગાએ પહેલા દરવાજામાં એક રૂપ્યો આપ્યાનું જણાવ્યું. દરવાને જોયું કે તેણે પહેલે દરવાજે એક રૂપિયો આપ્યો છે; માટે તેણે "બે" માગ્યા લફંગો અજાણ્યો હોવાથી દરવાનના કહેવા મુજબ તેને પણ બે રૂપિયા આપ્યા, અને આગળ ચાલ્યો. આગળ ચાલતાં વળી ત્રીજી ભાગોળ આવી ત્યાં પણ તેને જકાત આપવાની ફરજ પાડવામાં આવી. એવી રીતે તે માણસને લફંગો હોવા છતાં દર એક દરવાજે એક એક રૂપિયો ચડતી જગાત આપી શહેરમાં દાખલ થવું પડયું. શહેરમાં જઇ, ભૂખ્યો હોવાથી મીઠાઇવાળાની દુકાને જઇ દરેક જાતની મીઠાઇનો ભાવ પુછવા લાગ્યો. મીઠાઇવાળાએ સઘળી જાતની મીઠાઇ એકજ ભાવે; એટલે ટકે શેર આપવા કહ્યું. આથી નવાઇ પામી આ લફંગો આગળ ચાલ્યો, અને બજારમાં જઇ અનાજ, ભાજી, તરકારી, વગેરે ચીજોના ભાવ પુછવા લાગ્યો, તો બધે ઠેકાણેથી તેને "ટકે શેર" નો એકજ ભાવ મળવા લાગ્યો. બજારના ભાવ ઉપરથી નવાઇ પામી તેણે ઉપલો દોહરો જોડી કાઢયો. લફંગાએ શહેરમાં ફરી જોઇ લીધું કે આ શહેરમાં જેને જેમ ગમે છે તેમ જુલમ ગુજારે છે; પણ સરકાર તરફથી કોઇપણ જાતનો બંદોબસ્ત કે અટકાવ નથી; માટે હું પણ કોઇ જાતનો જુલમી ધંધો કરૂં તો મને પણ કોઇ જાતનો અટકાવ થવાનો નથી. આમ વિચારી બીજે દિવસે સવારમાં તે મશાણ કાંઠે જઇ બેઠો અને મુડદાં ઉપર કર લેવો ચાલુ કર્યો. આ ધંધાથી તે થોડા વખતમાં મોટો પૈશાદાર થઇ પડયો.

પ્રસંગોપાત એક વખત એવું બન્યું કે રાજાની મા મરણ પામી; તેથી તેને અગ્નિદાહ કરવા રાજા પણ સાથે મશાણમાં આવ્યો. લફંગાને ખબર પડી કે આ મૈયત રાજાની માની છે; છતાં પણ તેણે રાજાની બેવકુફીનો લાભ લઇ હીંમતથી પોતાનો કર માગ્યો, અને જણાવ્યું કે જગાત આપ્યા વિના મુડદાંને અગ્નિદાહ કરવા દેવામાં આવશે નહિ. મૈયત સાથે ગએલા લોકોએ તેને પૂછ્યું

કે "તું કોણ છે ? અને આ કર શેનો લે છે ?" લફંગાએ જવાબ આપ્યો કે, "હું રાણીનો સાળો થાઉં છું અને મને મળેલા પરવાનાથી આ કર વંશપરંપરાથી ઉઘરાવતો આવ્યો છું." રાજાના અંધેર કારભાર પ્રમાણે કોઇએ આ બાબતમાં વધારે તપાસ કીધી નહિ, અને તેને કર આપી રાજાની માને અગ્નિદાહ કર્યો. ઘેર ગયા પછી રાજાએ રાણીને પૂછયું કે, "રાણીજી, તમારો સાળો મશાણ કાંઠે બેસી શેનો કર લીએ છે ?" રાણી ડાહી અને ચતુર હતી, તેથી રાજાને તેના રાજકારભારની બાબત હંમેશ ચેતવણી આપ્યા કરતી અને ઘણી ઘણી રીતે સમજાવતી; પણ રાજા મૂર્ખ હોવાથી તેનું કહેવું ગણકારતો નહિ. રાણીએ રાજાને જવાબ આપતાં કહ્યું કે "હે રાજા મશાણ કાંઠે બેઠેલા માણસે તને જવાબ આપતાં ભૂલ કરીછે; કારણ કે તે મારો સાળો નહિ પણ તારી મુર્ખાઇનો નમુનો છે. જે રાજા છતી આંખે આંધળો હોય તેના રાજ્યમાં આવી જાતના જુલમથી પ્રજાને પીડવામાં આવે તેમાં શું નવાઇ! જે શખ્સે તારી પાસેથી પણ હિંમત રાખીને ખોટા નામથી કર લીધો; છતાં પણ તે કાંઇ તપાસ કર્યો નથી. તો તારી રૈયત પર વધારે જુલમ ગુજરતો હોય તો તે બિચારા કોની આગળ દાદ મેળવે! કારણ કે જે શહેરનો રાજા બેદરકાર તેની પ્રજાનો ઇન્સાફ કયાં થાય? વળી જેને એટલું પણ જ્ઞાન નથી કે સ્ત્રી જાતીનો તો સાળો હોઇ શકે નહિ. કેતે પુરૂષ રાજગાદી ઉપર રહી શું ફત્તેહ કરવાનો હતો."



## અંધેરી નગરી ને ગંડુ રાજા,
## ટકે શેર ભાજી ટકે શેર ખાજા.

---

અંધેર નગરી, હલહર ગામ, રાજ ચલાવે ગંડુ રાંમ,<br>
જે માગો તે એકજ ભાવે, મન ઇચ્છા ભોજન જમાવે.

---

ઉપર કહી તેવી એક અંધેરી નગરીમાં એક સાધુ પોતાના ચેલા સાથે જઇ ચઢયો. પોતે એક જગાપર ઉતારો કરી ચેલાને ગામમાં ભીખ માગવા મોકલ્યો. ચેલાએ ઘેર ઘેર ફરી થોડો આટો મેળવ્યો. પછી તેણે વિચાર્યું કે આટાનો થોડો ભાગ બજારમાં વેચી આવું તો લાકડાં વગેરે બીજો કંઇ સામાન લઉં. એવા ઇરાદાથી તે બજારમાં ગયો અને દુકાને દુકાને ફરી માલનો ભાવ પૂછયો. દુકાન--

દારોએ એવો જવાબ આપ્યો કે દરેક ચીજ ટકે શેર મળવાની. એ ઉપરથી ચેલો વિચારમાં પડયો કે, આ નગરમાં અંધેર જણાય છે; કારણ કે બધી ચીજ એકજ ભાવથી મળેછે. બજારમાંના એક માણસે તેને જવાબ આપ્યોકે "અંધેરી નગરી ગંડુ રાજા, ટકે શેર ભાજી ટકે શેર ખાજા," એટલે કે આ શહેરનો રાજા ગાંડો હોઇ અહિંનુ બજાર પણ આવું ગાડું છે. વેપારીએ તેને લાકડાં, તરકારી, અને મીઠાઇ બધું એકજ ભાવે આપવા જણાવ્યું. આથી પેલો ચેલો નવાઇ પામ્યો, અને રાજી થઇ પોતાની પાસેના બધા આટાની મીઠાઇ લીધી, અને પોતાના ગુરૂ આગળ જઇ મેલી. ચેલે ગુરૂને જણાવ્યું કે "તમારે જેટલી મીઠાઇ ખાવી હોય તેટલી ખાવ; કારણકે અહિં કાંઇ મીઠાઇના ભાવ મોંઘા નથી અને ખાધા ખોરાકીની બધી ચીજ એકજ ભાવે મળેછે." વેરાગી ગુરૂએ જણાવ્યું કે, "જે શહેરમાં એવા એક સરખાજ ભાવ હોય ત્યાં એક રાત પણ રહેવું યોગ્ય નથી, માટે આપણે અત્યારેને અત્યારેજ બીજે ગામ જતા રહીએ, કારણ કે જ્યાં ખાધા ખોરાકી સંબંધી આગે અંધેર કારભાર હોય, ત્યાંનો ઇન્સાફ પણ એવોજ અંધેર હોય; માટે હું તો અહિંયા એક ઘડી પણ થોભવા રાજી નથી. તું જલદી તૈયાર થા." ચેલે કહ્યું "ગુરૂજી! આ ગામનું આવું સસ્તું ખાવાપીવાનું મુકી બીજા દરિદ્ર ગામમાં હું નથી આવવા માગતો. ખાવાપીવાની આવી મઝા છોડી હું તમારી સાથે નથી આવી શકતો. તમારે જવું હોયતો સુખેથી જાવ." શિષ્યના આ શબ્દો સાંભળી પેલો સાધુ તરત ત્યાંથી ચાલતો થયો. પેલો ચેલો તો દરરોજ ગામમાંથી આટો માગી લાવી તે બદલ બરાબર મીઠાઈ લઇ ખાવા લાગ્યો. એક તો બે ફીકર અને પાછું આવું ખાવાનુ મળવાથી તેનું શરીર વધી ગયું, અને હાથીની માફક ગામમાં ફરી પોતાનો વખત સુખેથી ગુજારવા લાગ્યો, અને ગુરૂની મૂર્ખાઇ માટે તેને ધિક્કારવા લાગ્યો.

એક વખત એવું બન્યું કે, ચાર ચોરો એક શાહુકારને ત્યાં ચોરી કરવા ગયા. ઘેરમાં દાખલ થવા સારૂ દિવાલ કોતરી રસ્તો કરવા લાગ્યા. દિવાલ કોતરતાં નબળી હોવાથી નીચે પડી અને ચોરો તે નીચે આવવાથી ચમદાઈ મરણ પામ્યા ચોરોની મા રાજાજી પાસે ફરીઆદ કરવા ગઇ કે ફલાણા શેઠે પોતાના ઘરની દિવાલ નબળી બાંધ્યાથી, મારા ચારે દીકરા તે નીચે ચગદાઇ મરણ પામ્યા. રાજા જાતે મૂર્ખ હોવાથી તેનો ઇન્સાફ પણ ઉંધો હતો; અને તેથીજ તેના શેહરને "અંધેરી નગરી" કહેતા હતા. રાજાએ પેલા ઘરધણીને પકડાવી પોતાની હજુરમાં બોલાવ્યો અને કહ્યું કે. "તેં તારૂં ઘર નબળું બાંધ્યાથી ચાર માણસનો જાન ગયો; અને તેથી આ બુઢી સ્રીને ઘડપણમાં કોઇ કમાનાર ન હોવાથી મોટું દુઃખ થયું છે;

તેટલા માટે તને સૂળીએ ચડાવવામાં આવશે". ઘરધણીએ સમય વિચારી જવાબ આપ્યો, કે "રાજા સાહેબ! તેમાં મારી તકસીર શાની? કડીઆએ દિવાલ નબળી બાંધી તેથી આ માઠો બનાવ બન્યોછે". રાજાએ કડીઆને પકડી મંગાવ્યો, અને કહ્યું કે "તેં દિવાલ નબળી બાંધી તેથી ચાર પુરૂષનાં ખુન થયાંછે; માટે તને ફાંસીએ દેવામાં આવશે". કડીઆએ પોતાનો બચાવ ખોળી "જણાવ્યું કે, "બંદેનવાજ! એમાં મારી તકસીર જરા પણ નથી. દિવાલ બાંધવા જે ચુનો તૈયાર કર્યો હતો, તેમાં ભીસ્તીએ પાણી વધારે નાંખ્યાથી ચુનો નરમ થયો; અને દિવાલનું કામ નબળું થયું". અનાડી રાજાએ આ ઉપરથી ભીસ્તીને પકડાવ્યો, અને ચુનામાં વધારે પાણી નાખવા માટે તેને ફાંસીએ ચડાવવાનો હુકમ કર્યો. ભીસ્તીએ પોતાનો વિચિત્ર બચાવ કરતાં કહ્યું કે, "હું જ્યારે ચુનામાં પાણી નાખતો હતો; ત્યારે રસ્તે થઈને મુલ્લાં સાહેબ પુર દબદબાથી સ્વારી કાઢી જતા હતા. તે રમુજી દેખાવ જોવામાં મારૂં ચિત્ત લાગ્યાથી પાણી વધારે પડી ગયું પાણી રેડયા પછીજ જો તે મુલ્લાં ત્યાંથી નીકળ્યો હોત, તો આ માઠો બનાવ બનત નહિ". મૂર્ખ રાજાએ અક્કલની ખામીને લીધે વળી મુલ્લાંને પણ પકડી મંગાવ્યો; અને તેને જણાવ્યું કે "ભીસ્તી ચુનામાં પાણી નાખતો હતો, તે વખતે તારી સ્વારી નીકળવાથી તેનું ચિત્ત તે ઉપર લાગ્યું; અને તેથી ચુનામાં પાણી વધારે પડવાથી દિવાલનું કામ નબળું થયું; અને પરિણામે ચાર માણસોના જાન ગયા; માટે તને સૂળીએ ચડાવવો જોઇએ". મુલ્લાંએ કહ્યું, "જહાંપના! એમાં મેં શું તકસીર કીધી?" રાજાએ કહ્યું કે, "પાણી રેડવાનો વખત પુરો થયા પછી તું ત્યાંથી પસાર થયો હોત તો આવો માઠો બનાવ ન બનત." મુલ્લાંને બીચારાને પોતાનો બચાવ કરતાં ન આવડયો તેથી તેને સૂળી દેવા લઇ ગયા.

થોડી વાર પછી એક અમલદારે રાજાને જઈ કહ્યું, કે સૂળીની અણી તો જાડી છે, અને તે મૂલ્લાંના પતલા ગળામાં બરાબર બેસતી નથી. રાજા ખીજવાઇ ગયો અને બોલ્યો કે, "દરેક કામને વાસ્તે મને શું પુછવા આવોછો? જેમ તમારા ખ્યાલમાં આવે, તેમ શા માટે કરતા નથી?" મુલ્લાંનું ગળું પાતળું છે, તો કોઇ માતેલા પુરૂષને શોધી લાવી મુલ્લાંને બદલે શૂળીએ ચડાવો, એટલે ખૂનને બદલે ખૂન લેવાઇ જશે". મુલ્લાને માથે બેઠેલું ચકકર ખશી ગયું, એટલે રાજાના અમલદારો કોઇ જાડા માણસને શોધી લાવવા ગામમાં નીકળી પડયા. ફરતાં ફરતાં તેઓની નજર પેલા અલમસ્ત ચેલા ઉપર પડી. રાજાના માણસો તેને પકડી સૂળી દેવા લઇ ગયા. ચેલો બિચારો આ બધો દેખાવ જોઇ-સાંભળી લાચાર થયો; અને તેને પોતાના ગુરૂના આ શહેરના ઇન્સાફ બાબતમાં વચનો યાદ આવ્યાં. ચેલાએ

કકલુદી સાથે પેલા કારભારીઓને વિનંતી કરી કે, " મને તમારે શૂળીએ ચડાવવોજ હોય તો ખુશીથી ચઢાવો; પણ મરતી વખતે મને એક વખત મારો ગુરૂ જે આ ગામની નજીકનાજ બીજા ગામમાં છે, તેને મળી આવવા દો". કારભારીએ તેની માંગણી કબુલ રાખી, તેને તેના ગુરૂ પાસે લઇ ગયા. ચેલો પોતાના ગુરૂને પગે પડયો, અને તેની શિખામણ પ્રમાણે નહિ ચાલવાથી જે વખત આવ્યો હતો, તે બધો કહી સંભળાવ્યો, ગુરૂએ તેને કહ્યું કે, "તારી ઉપર આ પ્રસંગ આવ્યો તેમાં તારો પોતાનોજ વાંક છે. ખાવા જેવી નીચ બાબત માટે મારા કહેવાનો તિરસ્કાર કર્યો, અને ખાવા માટેજ તેં મારી સોબત પણ સદાને માટે છોડી." ચેલાએ ગુરૂને પગે પડી પોતાનો વાંક કબુલ્યો; અને તેની માફી માગી. ગુરૂ દયા આવ્યાથી તે ચેલાની સાથે અંધેરી નગરીમાં આવ્યો, અને કારભારીને કહ્યું; " તમે જઇ રાજાને અહિં બોલાવો. " બોલાવવા પ્રમાણે રાજા સૂળી પસે આવી હાજર થયો. તેને પેલા ગુરૂએ જણાવ્યું કે, " અત્યારે એવું ચોઘડીયું છે કે જે શખ્સ શૂળીએ ચડે તેને શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે મોટું સ્વર્ગ મળે માટે હું ચેલાને બદલે શૂળી પર ચડું છું". એમ કહીને શૂળી પાસે ગયો કે તરત પેલા ચેલાએ તેને આંચકો મારી શૂળી પર પોતે ચડવાનો આગ્રહ કર્યો. આ પ્રમાણે ગુરૂ અને ચેલા વચ્ચે કેટલોક વખત ખુબ રકઝક ચાલી આ દેખાવ પેલા રાજાએ જોઇ પોતે શૂળીપર ચઢી સ્વર્ગે જવા ધાર્યું, અને તેથી તેણે પેલા ગુરૂ-શિષ્યને ગામથી બહાર કાઢી પોતે શૂળીપર ચઢયો જે રાજાને પોતાને જાતી અકકલજ ન હોય તેના વખતમાં આવા બનાવ બને તેમાં શું નવાઇ !



## સબ સબકો સંભાળીએ, મેં મેરી ફોરતાં હું.

---

અકલ અકલમે ફેર પડે, હિંદુ અકલ ગંવાર,
કમાલ અકલમંદ, ગુલબાર કરે બિસ્માર.

---

અંગ્રેજી હકુમતમાં દેશી લશકરની એક ટુકડી એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતી હતી. ઘણે દૂર પહોંચ્યા પછી ભુખ શાંત કરવા તથા વિસામો ખાવા એક નદીને કાંઠે છાવણી નાખી. છાવણી કરી દરેક સિપાઇ પોતાને વાસ્તે રસોઇની તૈયારી કરવા મંડી પડ્યો. એક મુસલમાન સિપાઇ રસોઇ માટે કુવા ઉપર પાણી લેવા ગયો હતો, તે પાછો વળતાં પોતાનો ચુલો ભુલી ગયો. આ ગફલતથી તે સિપાઇ

બીજા હિંદુ સિપાઈના ચુલા આગલ જવા માંડયો. આથી તે ચુલાનો ધણી જે હિંદુ સિપાઇ બીજા સિપાઇઓ સાથે ટોલે મલી વાત કરતો હતો, તેણે ત્યાં બેઠા બેઠાજ બૂમ મારી કે, "એ ચુલા તો મેરા હે"; આ પ્રમાણે તે મુસલમાન સિપાઇ બીજા ઘણાંએ ચુલા આગળ જઇ પાછો ફર્યો. દરેક પોતાનો ચુલો જોઈ બૂમ મારતા; પણ કોઇ તેને તેનો ચુલો બતાવતું નહિ. આથી તે ઘણો ગુસ્સે થયો, એક તો રસ્તામાં ચાલવાથી તેને થાક અને ભૂખ બહુજ લાગ્યાં હતાં અને વધારામાં પીઠ ઉપર પાણીનો ભાર હતો. આથી કંટાલી જઇ તેણે પાણીના વાસણને નીચે મુકી, હાથમાં મોટો પત્થર લઇ બોલ્યો કે "સબ સંમકી સંભાલીઓ, મેં મેરી ફોરતા હું" આ શબ્દ સાંભળી દરેક સિપાઇ પોતાનું વાસણ ફુટી જવાના ભયથી ચુલા પાસે જઇ બેઠા. આવી રીતે બધા પોતપોતાના ચુલા આગળ બેસી જવાથી પેલા મુસલમાન સિપાઇનો ચુલો બાકી રહ્યો તે પેલા મુસલમાનનો ઠર્યો.



## અતિ લોભ તે પાપનું મુળ

---

લોભી ગામમા વસે લોભીયા, લોભે ઇજ્જત જાય,<br>
લોભ કરાવે પાપ સેંકડો, જગમા અતી હિણાય.

---

માતર નામના એક પરગણાને પાદર એક બાવો છાપરૂં નાખી ઓટલા ઉપર ધુણી ધખાવી ત્યાં બેસી રહેતો. તે કસ્બાથી વીશ ગાઉ દૂર અનાર કરીને એક ગામ હતું. બંને ગામડાઓ દરીઆ કાંઠે આવવાથી વેપાર રોજગારને લીધે આબાદ હતાં. બંને ગામના લોકો ઘણું ખરૂં સમુંદ્ર માર્ગેજ એક ગામથી બીજે ગામ જતા, તે બંને ગામ વચ્ચે જમીન માર્ગ પણ હતો; પરંતુ તે ઉજડ અને લુટારા લોકાની વસ્તીવાળો હોવાથી તે રસ્તે ઘણાં થોડાજ માણસો આવજા કરતા. એક વખત એવું બન્યું કે માતરથી પચાસ કોસ આવેલા એક ગામનો વેપારી ઉઘરાણી માટે ફરતો માતરમાં આવી ચડયો. ત્યાં તેને પોતાની ઉગરાણીના રૂપિયાની મોટી રકમ મળી. વાણીઆએ વિચાર કર્યો કે ઠેઠ અહિં સુધી આવ્યો છું, તો અનાર કસ્બામાં પણ ફેરો મારૂં, જો પૈસા ફેરવવાની પીડાથી આળસ કરીશ તો પાછું ઘેર જઈ આ પૈસા મુકી પાછું અનાર આવવું પડશે. વાણીઆએ વાહણનો ખર્ચ બચાવવાના વિચારથી જમીન માર્ગેજ અનાર તરફ

જવા નિકળ્યો. ગામને પાદરે તે પેલા વેરાગીની ઝુંપડામાં ચલમ પીવા બેઠો. વેરાગીએ ચલમ પાઇ, ભાંગ, ગાંજો કે, ચરસ પીતો હોય, તો તે પાવા જણાવ્યું. વાણીઆએ ભાંગ પીધી અને થોડોવાર વેરાગી સાથે વાતોના તડાકા માર્યા. વાતચીત ઉપરથી વેરાગીએ જાણી લીધું કે વાણીઆ પાસે પૈસાની મોટી થેલી છે. થોડીવાર પછી વાણીયો અનાર કસ્બા તરફ જવા તૈયાર થયો. વેરાગીએ તેને કહ્યું કે, "જો ભાઇ તારે અનાર કસ્બા તરફ જવું હોય, અને તારી પાસે જોખમ હોય તો સાથે ન લઇ જતો; કારણ કે રસ્તામાં ઘણો ભય છે; માટે જો કંઇ હોય તો માતરમાં મુકી જજે". આ શબ્દો સાંભળી વાણીયો બીધો અને વિચારમાં પડયો. માતરમાં વાણીઆને એક વેશ્યા સાથે દોસ્તી હતી, તેથી તેણે વિચાર કીધો કે તેને ત્યાં પૈસાની થેલી મુકીને જાઉં; પણ પાછો વિચાર થયો કે વેશ્યા તો વખતે પૈસા ખાઇ જાય. વેરાગીની વાતચીત પરથી તેને સારો માણસ ધારવામાંજ વાણીઆએ ભૂલ ખાધી; અને તેણે વેરાગીને કહ્યું, કે "રસ્તામાં ભય છે તેથી હું મારી પાસેનો જોખમ તમને સોંપવા માગું છું. વળતી વખતે તે હું પાછો લઇ જઇશ". વેરાગીએ કહ્યું, "તારૂ જોખમ સંભાળવાની મને જરાએ ગરજ નથી, પણ તે તારે અહિંજ મુકી જવું હોય તો ઝુંપડીમાં જઇ, તને યોગ્ય લાગે તે જગાએ દાટી આવ, અને પાછો વળે ત્યારે તેજ જગાએથી કાઢી લેજે; કારણ કે હું આ ધુણી આગળથી રાત દિવસ ઉઠી શકતો નથી." વાણીઆએ વેરાગીના કહેવા ઉપર પુરો વિશ્વાસ રાખી ઝુંપડીમાં જઇ એક જગાએ ખાડો કરી તેમાં રૂપીઆની થેલી દાટી, અને અનાર કસ્બા તરફ ચાલ્યો. વાણીઆના ગયા પછી વેરાગીએ તે જગાએથી થેલી કાઢી લઇ બીજી કોઇ જગાએ દાટી દીધી; અને વાણીઆવાળી જગા ઉપર ધૂળ વાળી તેને અસલ માફક કરી દીધી. બીજે દિવસે વાણીઓ પાછો આવ્યો અને કહેવા લાગ્યો કે, "બાવા હું મારી થેલી કાઢી લઉં છું". વેરાગીએ કહ્યું, "તારી વસ્તુ તને મુબારક." વાણીઆએ ઝુંપડીમાં જઇ પોતે દાટેલી જગાએ તપાસ કરી પણ તેમાં શું હોય કે તે બિચારો લે. આ ખબર વાણીઆએ વેરાગીને આપ્યા એટલે પેલા વેરાગીએ કહ્યું, "ભાઈ હું શું જાણું કે તારૂં ધન તેં કયાં દાટયું છે? તેં જયાં દાટયું હોય ત્યાંથી કાઢી લેવાને તને જરા પણ મનાઇ નથી." વાણીઆએ ઝુંપડી માંહેનો ઘણો ભાગ ખણી નાખ્યો, પણ ત્યાં શું હોય કે તેને મળે? આથી તે લાચાર થયો અને તેને કહેવા લાગ્યો, "બાવા ઇસ જમીનમેં તો કુછ નહિ હે!". બાવો બોલ્યો, "ભાઇ! મેં બહાર બેસનેવાલા અંદર કયા હુવા ઇસકી મુજે કયા ખબર! વખતપર કોઇ નિકાલ કે લે ગયા

હોય તો મુજે ઉસકી ક્યા માલુમ ? ઔર તુમે ઉસમેં દાટા થા કે નહિ, એ બી મેરેકુ ક્યા માલુમ ?" વાણીઓ આથી નિરાશ થઇ રડતો રડતો વેશ્યાને ઘેર ગયો, અને તેને બધી વાતથી વાકેફ કીધી. વેશ્યાને ખબર હતી કે તે વેરાગી ઘણાં માણસોને એવી રીતે ઠગી તેનું જે હોય તે હોઇયાં કરી જાય છે, માટે તેને શિક્ષા આપવાનું નક્કી કર્યું, અને વાણીઆને દીલાસો આપ્યો કે, "કાંઇ ફીકર નહિ હું તારી થેલી હમણાં પાછી લાવી આપું છું". તેણે વાણીઆને શીખવ્યું, કે હું કાલે સવારે નવ વાગ્યે તેના ઝુંપડા આગળ જઇશ. તું ત્યાં આડા નવ વાગે આવી રડી કુટીને વેરાગીને કહેજે કે, "બાવા મેરી ગઠરી દો." ત્યાર પછી વેશ્યાએ પોતાના ચાકરને હુકમ કર્યો કે, "કાલે દશ વાગે તું ઝડપથી બાવાની ઝુંપડીએ આવીને મને ખબર દે કે, તમારો ભરથાર આવ્યો છે અને તમને ઝડપથી બોલાવે છે". આ પ્રમાણે ઠરાવ્યા પછી બીજે દિવસે સવારે નવેક વાગ્યે તે વેશ્યા પેલા વેરાગીના મઠ આગળ ગઇ. વેશ્યાએ આ વખતે ઘણુંજ ઘરેણું પહેર્યું હતું; તેથી તેણે વેરાગીને ડોળ કરીને પૂછ્યું, કે "બાવા અનાર ગામ તરફ જતાં રસ્તામાં કંઇ ધારતી છે કે ? કારણ કે મારે મારી બહેનને ત્યાં લગ્નમાં જવાનું છે." વેરાગીએ જોયું કે આ ઘણો મોટો શિકાર મળે છે તેથી તે બોલ્યો કે, "બાઇ મેં તો અહિંઆં બેઠનેવાલા હું. કીસે ખબર કે રસ્તેમેં ક્યા હોતા હે, પણ લોકોની બાતસે ઇતના જાણતા હું કે રસ્તેમેં બદમાશોકા ત્રાશ બહુત હે. ઔર આદમીકુ કાટનેમે ઇસ્કુ જરા પણ ડર નહિ હે." ત્યારે પેલી વેશ્યાએ કહ્યું, "બાવા જબ તો મુઝે બોત ડર લગતા હે. ઔર મેં ઓરત જાત હું, ઉસ વાસ્તે મેરા સબ દાગીના આપકુ સંભાળને કે વાસ્તે તસ્દી દેતી હું, તો મેરીપર ઇતના મહેરબાની કીજીએ." વેરાગીએ જાણ્યું કે આ તો "ભાવતું,તું તે વેદે ફરમાવ્યું" તેના જેવું થયું. એમ ધારી કહ્યું, "કે મુઝે કીસકા કુછ, ચહાતા નહી, મગર તુમેરી ખુશી હુઇ તો મેરી ઝુંપડીમાં તુમકુ અચ્છા લગે ઉધર દાટ દો. ઔર પીછે નીકળતી વખતે લે જાના." વૈશ્યાએ કહ્યું, "બાવા તુમેરા કહેના સચ્ચા હે ઉસ વાસ્તે મેરા સબ દાગીને ગઠરીમેં બાંધ-કે ઝુંપડી કે બીચમેં ડાલતી હું." એમ કહી તે બાવાની સામે બેઠી અને જમીન ઉપર રૂમાલ પાથરી તેમાં એક પછી એક બધા દાગીના ઉતારી મુકવા લાગી. એટલામાં પેલો વાણીઓ રડાપીટ કરતો ત્યાં આવી પહોંચ્યો, અને વેરાગીને કહેવા લાગ્યો કે, "બાવા મેરી ગરીબકી ગઠરી તુમેરી ઝુંપડીમેં ગુમ હુઇ હે તો આપ ઇસ ગરીબપર મહેરબાની કરકે ઉસકા પત્તા દેના ચાહીએ". વેરાગીએ જાણ્યું કે જો આ વાણીઆની વાતને જરા ચોળીશ તો આ બાઇ પણ ચેતી જશે કે

બાવો માણસોને ફસાવે છે, એમ ધારી તેણે કહ્યું કે, " બનીયા ભાઇ, તુંમેરી ગઠરી ગુમ હુઇતી ઇસ વાસ્તે મેં બહુત ગમગીન હુવાથા અને ઇસ વાસ્તે મેંને ઝુંપડીમેં તપાસ કરા તો તુમેરી ગઠરીકા પત્તા મીલા હે. તો તુમ જાવ ઝુંપડી મેંસે તુંમેરી ગઠરી લેલો." વાણીએ ઝુંપડીમાં જઇ બાવાએ બતાવેલી જગાપર તપાસ કરી અને પૈશાની થેલી મળી તે લઇ લીધી. પેલી વેશ્યા હજી તો ઘરેણાં ઉતારતી બેઠી છે એવામાં તેના ચાકરે આવી કહ્યું કે, " બાઇ સાહેબ ! આપકા ખાવિંદ આયા હૈં, સો તુમકુ જલદી બોલાતે હે." આ ઉપરથી વૈશ્યાએ ઉતારેલા બધા દાગીના ઝડપથી પહેરી વૈરાગી સામે નાચ કરવા લાગી. વાણીઓ પણ તેની સાથે નાચવા લાગ્યો. આ બંને જણાને નાચતા જોઇ પેલો વેરાગી પણ તેમની સાથેજ કુદવા લાગ્યો. આ જોઇ પેલી વેશ્યા બોલી કેઃ—

" મેં નાચું મેરા પીયુ ઘર આયે, મેં નાચું મેરા પીયુ ઘર આયે,
બનીયા નાચે સો ગઠરી પાયે, બનીયા નાચે સો ગઠરી પાયે,
તું કયું નાચે બેરાગી ભાઇ ? "

આ શબ્દો સાંભળી વેરાગીએ જવાબ વાળ્યો કેઃ—

" તું નાચે તેરા પીયુ ઘર આયે, બનીઆ નાચે સો ગઠરી પાયે.
તો મેં નાચું આજ અક્કલ પાયે; એહી કારણ હૈ સુન લે બાઈ."

એમ કહી પેલો વેરાગી બોલ્યો કે, " અતિ લોભ તે પાપનું મૂળ."

## ઇન્સાનનું ટુંકારે મોત.

લાલ વાવટો મૂકે લફંગો, નહિ શરમ કે લાજ.
સર અવસર જાણે નહી, પેટ ભરવે કાજ.

એક શહેરમાં વજીરના અને ત્યાંના એક સોદાગરના છોકરાને બહુજ દોસ્તી હતી. તે બંને જણાઓ હંમેશા ફરવા હરવામાં પણ સાથેજ રહેતા. તેઓ દર-રોજ સાંજને વખતે નદીકાંઠે જયાં પનીહારીઓ પાણી ભરતી ત્યાં બેસતા અને પનીહારીઓનો અને બીજા રાહદારીઓનો દેખાવ જોઇ આનંદથી ગોષ્ટિ કરી ઘેર જતા. થોડા વખત પછી એક ત્રીજો માણસ જે લફંગો અને રંડીબાજ હતો તે પણ તેમની સાથે બેસવા લાગ્યો. આ ત્રીજા માણસની ચાલચલગતથી

તેઓ બંને અજાણુ હતા, તેઓએ તેને પણ પોતાના જેવો નિખાલસ દીલનો જાણી પોતાની સાથે ભેળવ્યો. આ બંને જણાઓ તો ચોખા દીલથી પનીહારીઓ તરફ જોઇ નિર્દોષ રમુજ કરતા; પણ આ માણુસ તો તેઓની કુમકનો લાભ લઇ છુપી રીતે પોતાની નીચ મતલબ પાર પાડતો. એક દિવસ તે લફંગાએ કોઇ ખાનદાન માણુસની કન્યા ઉપર નીચ હુમલો કીધો. આ બાબતની ખબર પડતાં પેલા લફંગાને તેમજ તેની સાથે બેસનાર બંને અમીરજાદાઓને પણ કોટવાલે પકડયા. બીજે દિવસે ઇન્સાફ વાસ્તે કોટવાલે તેમને કચેરીમાં ઉભા કર્યા. આ તહોમતદારોમાં બંને અમીરજાદાને જોઇ પાદશાહે વિચાર્યું કે-કોટવાલ કેવી રીતે ન્યાય કરે છે તે હવે જોવાનું છે. ફરીઆદી તરફના સાક્ષી લીધાથી કોટવાલને જણાયું કે, જે જગાએ પેલા બે જણાઓ બેઠા હતા તેજ જગાએ પેલો લફંગો પણ બેઠો હતો, અને ત્યાંથી ઉઠી તેણે પેલી સ્ત્રીની આબરૂ ઉપર હુમલો કીધો હતો. આ દેખાવ ઉપરથીજ પેલા લફંગાને ઉશ્કેરવાનો આરોપ પેલા અમીરજાદાઓ ઉપર ફરીયાદીઓએ મૂકયો હતો; પણ અમીરજાદાઓના ખુલાસાથી તે આરોપ ઉડી જાય તેમ હતું; પણ એ બાબતમાં ફરીઆદી તરફની એક સાક્ષી તેઓના ખુલાસાથી વિરૂદ્ધ હતી, પણ તે સાક્ષી કાંઇ વધારે વજનદાર ન હતી. આ ઉપરથી કોટવાલે વિચાર્યું કે બંને અમીરજાદાઓ તેઓના ખુલાસા પ્રમાણે નિર્દોષ છે ખરા; પણ તેઓની ભૂલ એટલીજ કે તેમણે આ લફંગાને વગર વિચારે પોતાની સોબતમાં લીધો. આમ ધારી તેણે પેલા બંનેને જણાવ્યું કે, "સારા આબરૂદાર માણુસના ફરજંદે આવા લુચ્ચા માણુસોની સોબતમાં રહી પોતાની આબરૂને ધકકો પહોંચાડવો તે યોગ્ય નથી." એટલું કહી તેણે પેલા બંનેને છોડી મૂકયા, અને પેલા લફંગાને અવળે ગધેડે બેસાડી, આખા શહેરમાં ફેરવી છોડી મુકવાનો હુકમ કીધો. પાદશાહે વજીરના આ ઇન્સાફને વાજબી માન્યો, પણ રમુજને ખાતર કહ્યું કે, "કોટવાલજી ! તમે વજીર અને સોદાગરની સહેમાં તણુઇ તેના ફરજંદોને બે શબ્દ કહી છોડી મૂકયા, અને પેલા ગરીબ માણુસને ગધેડે બેસાડી ફેરવવાનો હુકમ કીધો. કોટવાલે જણાવ્યું કે, હજુર "ઇન્સાનનું ટૂંકારે મોત, વજીર અને સોદાગરના છોકરાઓ ખાનદાનો છે, જેથી તેને બે શબ્દો પણ બે તીરના જેવા સાલતા હશે; પણ પેલા ગધેડે બેસનારને તેનું કાંઇ નથી. જો પાદશાહ સલામતને તેની ખાત્રી કરવી હોય તો તે ત્રણે શખ્સની પછવાડે એક એક છુપો જાસુસ મુકવો. તેઓના ખુલાસાથી આપની શંકાનું સમાધાન થશે". આ ઉપરથી પાદશાહે તે ત્રણે જણની પછવાડે એક એક છુપો જાસુસ મોકલ્યો. તેઓએ પુરતી તપાસ કરી

બાતમી આપી કે, “સોદાગરનો છોકરો મુસાફર તરીકે શહેર છોડી ચાલ્યો ગયો, અને વજીરના છોકરાએ અહિંથી નિકળી શહેર બહારના કુવામાં પડી આપઘાત કર્યો ! પણ પેલો ગધેડે બેસનાર તો તદન નફટ જણાયો, કારણકે તે જ્યારે મોહલ્લામાં ફરતો હતો. તેવામાં તેનો પાડોશી તેને મળ્યો. તેણે તેની સાથે પોતાની બૈરીને કહાવ્યું કે, ‘હું ગધેડે બેસીને અર્ધું શહેર તો ફરી ચુકયો છું, હવે માત્ર અર્ધું ફરવું બાકી છે તે પુરૂં કરી હમણાં ઘેર આવું છું, તો તું ગરમ પાણી તૈયાર કરી રાખજે કે જેથી આવીને તરત ડીલ શેકું”. આ ખુલાસો સાંભળી કચેરીના બધા માણસો ઘણાં દીલગીર થયાં. કાટવાલે પાદશાહને જણાવ્યું કે, “ખુદાવિંદ, જેઓ ઇન્સાન છે તેઓને માટે એક શબ્દ પણ તીરથી પણ વિશેષ છે, પણ જેઓ બેઆબરૂ છે તેને માટે ખરાબમાં ખરાબ શિક્ષા પણ કાંઇ અસર કરતી નથી, પણ ઉલટા તેઓ શીક્ષા ભોગવવાથી વધારે નફટ બને છે. તેની આ મુકર્દમાના પરિણામ ઉપરથી પાદશાહ સલામતને વિશેષ ખાત્રી થશે.”



## મા મેં ભલા કે મેરા ભાઇ?

હરામખોર એમ પુછે માતને, સાંભલ મારી મા,
હવે લાગું હું કેવો સારો, ગુણ મારા તું ગા.
માત કહે તું પુછે શેનો, મન માહે મલકાઇ,
તું તો જબરો ઢેઠ મુવો છે, ભાઇ તારો કસાઇ.

એક મુસલમાન પોતાની પાછળ બે બાળક અને એક બુઢી સ્ત્રીને મુકી મરણ પામ્યો હતો. બાળકો ન્હાના હોવાથી તે બુઢી સ્ત્રીને ઘરનો વહીવટ ચલાવી તેને ઉછેરવાની બહુ મુશ્કેલી હતી, વધારામાં તે બંને છોકરાંઓ ઘણાં અટકચાળાં અને ખરાબ ચાલનાં હતાં. તેઓ દરરોજ મહોલ્લામાં તોફાન કરી ગામના બીજા છોકરાઓ જોડે અઢડતા. જો કોઇ માણસ તેને સમજાવે તો તેને પણ ગાળોનો વરસાદ વરસાવતા. આથી ડોશી પાસે દરરોજ તે છોકરાંઓની ફરી-આદ આવતી; વળી તેઓ રોગી પણ હતા. તેથી તે બુઢીને મહેનત સાથે પૈસાની પણ બરબાદી થતી. તે છોકરાઓ માત્ર તોફાન મસ્તીથીજ અટકે એવા ન હતા, પણ ચોરી વગેરે સઘળા વ્યસનમાં સંપૂર્ણ હતાં. એક દિવસ તેના મોટા છોકરાએ એક મુસલમાન મહસ્સાની આઠ વરસની છોકરીને પંદર રૂપિ-

યાના સાંકળા વાસ્તે મારી નાખી. જેમાં તે બિચારીએ નાણાંની મોટી બરબાદી કરી ત્યારે તે મહા મુશીબતે છૂટયો. તે છોકરાઓ એવા તો આળસુ હતા, કે કાંઇ ધંધો રોજગાર ન કરતા, એટલુંજ નહિ પણ ઘરનો સરસામાન પણ લાવી ન આપતા. સવારમાંથી ઉઠીને જતા તે પાછા રાતના સુવા વખતે ઘેર આવતા. કોઇ કોઇ દિવસ તો આખા દહાડામાં જમવા પણ ન આવતા. આવી રીતે તે છોકરાઓના ત્રાસથી, ઘરના કામકાજથી તથા ઘડપણથી અશક્ત થઇ, ત્યારે તેણે ઘરનો સરસામાન લાવવાનું છોડી દીધું, અને પાડોશીઓની ખુશામત કરી તેની પાસે મંગાવવા લાગી. એક વખતે બુઢી આ બધા ત્રાસથી કંટાળી વિચાર કરતી રડતી હતી કે, "મારો ભરથાર પૈશા મુકીને મરણ પામ્યો છે, છતાં આ બંને હરામખોર છોકરાઓ પૈશા છતાં પણ મારા ઘડપણમાં કામ લાગતા નથી, તે જો મારો ભરથાર મને નિર્ધન મુકી મરણ પામ્યો હોત, તો મારી શું હાલત કરત ? આમ વિચારી દુઃખથી તે રડતી હતી, તેવામાં તેનો નાનો છોકરો ઘેર આવ્યો. તેને પોતાની માને રડતાં જોઇ દયા આવી. આથી તેણે ડોશીને રડવાનું કારણ પૂછ્યું, પણ ડોશીએ ગુસ્સે થઈ કાંઇપણ જવાબ ન આપ્યો. આથી તે ઘણી કાકલુદી કરી નરમાશથી પુછવા લાગ્યો. અને ડોશીએ તેને જવાબ દીધો કે, "રે ભાઇ ! તમે બબ્બે દીકરા છતાં મને મારા ઘડપણમાં શું કામના ? માણસના દીકરાઓ તો માબાપને પોષી ઘડપણમાં તેની ચાકરી કરે છે, પણ તમે તો છતે પૈશે પણ ચાકરી તો રહી પણ ઘરનો સામાન લાવવા જેટલું કામ પણ કરતા નથી. મેં તમને બચપણથી પાળી પોષી મોટા કર્યા અને હજી પણ મારૂં શરીર નબળું છતાં તમને પાળું પોષુ છું, તેનો બદલો તમે ઉલટો આવી રીતે વાળો છો !" નાનાં છોકરાને ડોશીનું કહેવું વાજબી લાગ્યું, તેથી તેણે તે દિવસથી ઘરનો સામાન લાવી આપવાનું માથે લીધું. તે દિવસથી તે બહારનું કામ કરવા લાગ્યો ખરો, પણ રૂપિયાનું લાવી ડોશી પાસેથી દોઢ રૂપિયો કઢાવતો. ડોશી આ લુચ્ચાઇ જાણતી છતાં ગરજની મારી બધું સહન કરતી. ઉલટું તે નાનાં છોકરાને શાબાશી આપી ચઢાવતી, અને મોટા છોકરાને તેની ચાલ જણાવી ધીક્કારતી. એક દિવસ નાનો છોકરો ડોશી ઉપર આભાર મુકવા બોલ્યો કે " માં મૈં ભલા કુ મેરા ભાઇ ? " ડોશીએ ક્રોધને લીધે જવાબ આપ્યો કે, " તુવા તું ઠેઠ ઓર એ કસાઇ ! " આથી તેણે તેની માને કહ્યું, કે "મા તે તો ઘરનું કાંઈ કામકાજ કરતો નથી, ઉલટો હરામખોરી કરી તોફાન કરી, તને ત્રાસ આપે છે અને હું તો તારૂં બધું કામ કરૂં છું, છતાં તું મને પણ તેના જેવોજ ગણે છે કે, શું ? " આથી ડોશીએ પેલા નાના છોકરાને કહ્યું કે, " બચ્ચા ! મને જેટલાં વરસ

થયાં છે તેના અર્ધાં પણુ તને થયાં નથી, છતાં તું મને ઠગવાની પેરવી કરે છે? બજારની વસ્તુઓ લાવવામાં મેં મારી આખી જીંદગી ગાળી છે, જેથી તું મને રૂપિયાનો દોઢ લઇ ઠગે છે, અને ઉલટો મારા પર આભાર મુકે છે તે બધું હું સમજું છું, પણુ શું કરૂં? શરીરની નબલાઇ અને ઘડપણુને લીધે બધું મુંગે મોઢે સહન કરૂં છું. તારો મોટો ભાઇ કામધંધો કર્યાં વિના બેઠો બેઠો ખાય છે તેમ તું લુચ્ચાઇથી મને ઠગીને ખાય છે. આવી રીતે તમે બંને જણાઓ મારા ઉપકારનો બદલો આવી રીતે વાળો તે બધું હું જાણું છું, અને તેથી તમને કેટલીક વાર ઘરમાંથી કાઢી મુકવાનો મને વિચાર થઇ આવે છે, પણુ મા તરીકેનો મારો પ્યાર હું છોડી શકતી નથી".



## ન બોલ્યામાં નવ ગુણુ.

મોઢપર મીઠું મીઠું બોલી, નામ ખુદાનું સ્મરશે.
કરશે તેવું ભરશે જગતમાં, સ્થિર કદી નહી ઠરશે.

મધુરસ નામે એક ગામડામાં અમરચંદ નામનો એક વાણીયો રહેતો હતો, તેને ગંભીરશાહ કરીને એક દીકરો હતો. આ છોકરો તેના નામ પ્રમાણે ખરેખર ગંભીર જ હતો. ગંભીરની બૈરી ઘણીજ ખુબસુરત અને રૂપાળી હતી. તેનું નામ ચંદ્રાવલી હતું. એ સ્ત્રી જેવી ખુબસુરત હતી તેવીજ પતિવ્રતા પણુ હતી, પણુ દૈવયોગે તે સ્ત્રી એક વખત પોતાના ધણીના મિત્રની જાળમાં ફસી પડી, તેથી તે મિત્રદ્રોહી નિચ માણુસે ઘણુા વખત સુધી તેની ખુબસુરતીનો ઉપભોગ કર્યો. એક વખત તે બંને આશકમાશુક વ્યભિચારમાં આનંદ લેતા હતા. તે વખતે ચંદ્રાવલીનો ભરથાર ત્યાં આવી ચડયો. આથી તેનો સ્વાર્થી, નીચ, મતલબી મિત્ર ત્યાંથી નાસી ગયો, અને ચંદ્રાવલીએ શરમની મારી આપઘાત કરવાનું નક્કી કીધું. તેનો આ વિચાર પામી જવાથી ગંભીરશાહે તેને પૂછ્યું કે, "ચંદ્રાવલી! આ બુરા કામથી તને શરમ થઇ હોય અને તું તેનો પશ્ચાતાપ કરતી હોય, તો ખરી વાત શું છે તેનો તું મારી આગળ ખુલાસો કર." ચંદ્રાવલીએ તેના પગ આગળ માથું મુકી અરજ કરી, "કે હે! મારા ગંભીર સ્વભાવના સ્વામી જેવા તમે ગંભીર છો તેવીજ હું પતિવ્રતા હતી; પણુ આજ, તમારા આ લંપટી, મિત્રે મને તેની જાલમાં ફસાવી, તેથી મારે હાથે ગુન્હો બન્યો છે; માટે

તેના પશ્ચાતાપ ખાતર મને આપઘાત કરવા દો". ગંભીરશાહ જાતે ગંભીરજ હતો, તેથી તેણે ચંદ્રાવતીને આપઘાત કરતાં અટકાવી કહ્યું કે, "જો આ કામ તેં મારા મિત્રની જાળથી ફસાઈનેજ કર્યું હોય અને તને જો તે માટે પસ્તાવો થતો હોય તો હું તને આ એક વખત માફ કરૂં છું; પણ જો તેં તારી નિચ ઇચ્છા પાર પાડવા ખાતર કર્યું હશે, તો તેનો જવાબ ઇશ્વર તારી પાસેથી જરૂરજ લેવાનો. તું કદાચ મને ઠગી શકીશ; પણ તેને તો ઠગી શકવાની નથીજ; કારણ કે જે કરશે તેજ ભોગવશે, એ બાબત મને જરા પણ સંદેહ નથી; માટે તું તારા મનમાંથી બધું કાઢી નાખ, અને નિર્ભયપણે મારી સાથે રહે. હું એ બાબત જરા પણ રીશ મારા મનમાં રાખવાનો નથી. હવેથી તારે ઇશ્વરનો ડર રાખી, ઠગારાથી ચેતી, સાવધપણે રહેવું, કે જેથી ફરી તારે પસ્તાવો કરવાનો વખત ન આવે". આ વાતને લાંબો વખત થઇ ગયો. ચંદ્રાવતીને ગર્ભ રહ્યો, અને વખત જતાં તેને એક પછી એક એમ પાંચ દીકરા અને ચાર દીકરીઓ થઇ. આથી ગંભીરશાહનું ઘર બાળબચ્ચાંવાળું થયું. ગંભીરશાહની ઉમર પાકટ થઇ. એક વખત તેના છોકરાઓએ પોતાના બાપને ચાકરીએથી છોડાવી આરામ આપવાનું નકી કરી કહ્યું કે, "હે વૃદ્ધ પિતા, તમે હવે ચાકરી છોડી દો અને ઘરમા રહી બાળ બચ્ચાંઓની સંભાળ રાખો". આ વાત ગંભીરશાહે પણ કબુલ રાખી, અને ચાકરી છોડી ઘરમાં રહી ઘરનો સઘળો વહીવટ ચલાવવા લાગ્યો. ગંભીરશાહને તેના નાના દીકરાની વહુ ઉપર ઘણુંજ હેત હતું; તેથી તે તેના છોકરાને પારણામાં સુવાડી કોઇ વખત હાલરડું પણ ગાતો. હાલરડું ગાતાં તે કેટલીક વખત એમ પણ બોલતો કે "ન બોલ્યાના નવ ગુણ રે, ન બોલ્યાના નવ ગુણ". આ શબ્દો તેની નાની વહુ રોજ સાંભળતી; તેથી તેણે એક દિવસ તેના સસરાને પૂછ્યું કે, "સસરાજી! તમે હાલરડામાં દરરોજ બોલોછો કે ન બોલ્યાના નવ ગુણરે, ન બોલ્યાના નવ ગુણ, તેનું કારણ શું તે મને કહો. સસરાએ કહ્યું; "રે વહુ! દરેક ખરાબ વાત આપણે કાને સાંભળી હોય, કે નજરે જોઇ હોય તોપણ આપણે તે કોઇની પણ આગળ ખુલ્લી ન કરવી; કારણકે એથી આપણને ઘણો ફાયદો થાય છે. જે વાત માટે હું હમણાં બોલું છું કે ન બોલ્યામાં નવ ગુણ તે વાત જો મેં કોઇની આગળ કરી હોત તો મારૂં ઘર જે આજે છૈયાં છોકરાંથી ભરપુર છે તે આજે ન હોત; અને ઇશ્વરને ખબર કે હું આજે કેવી સ્થિતિમાં હોતાં તે વાત હું કોઇની આગળ પણ ન બોલ્યો અને જેમ હતી તેમને તેમ મારા પેટમાં દાબી રાખી તો આજે હું ઘડપણમાં સર્વ વાતે સુખી છું".

ગંભીરશાહની નાની વહુને તેની સાસુ સાથે અણબનાવ હતો; કારણ કે વહુ જરા વ્યભિચારિણી હતી; તેથી તેની સાસુ રોજ તેને દમ માર્યાં કરતી; આથી વહુએ વિચાર્યું કે સસરો જો સાસુની કંઇ ખરાબ વાત કહે તો સાસુને સામું કહી તેનું મોઢું બંધ કરવા થાય. આ વિચારથી તેણે આ વાત સાંભળવાને તેના સસરાને ઘણી કાકુલદી કરી. વાણીયો તેની કાકલુદી ભરેલી જીભ અને મતલબીયા બોલથી ઠગાયો, અને કેટલીક શિખામણ દઇ પોતાની બૈરીની પોતાના મિત્ર સાથેના વ્યભિચારની છુપીવાત વહુને કહી સંભળાવી, અને કહ્યું કે, "મેં જો એ વખતે જરા પણ ભાંજગડ કરી હોત તો ઘણોજ માઠો બનાવ બનત. તારી સાસુને મારત અથવા તે વાત હું બીજા કોઈ આગળ કરત તો તેને માઠું લાગત, તેથી તે કદાચ આપઘાત કરત; અથવા ગુસ્સામાં આવી મેં તેને છોડી દીધી હોત, તો અમારો બંનેનો સંબંધ તૂટત. અને આ ગુલજાર જે મારા ઘરમાં વસી છે તે કદાચ ન હોત; માટે તે વખતેજ મેં ગંભીરાઇ ધારીને ન બોલ્યાના નવ ગુણનો પાઠ ભણ્યો, તો આજે નવે ગુણનો હું લાભ ભોગવું છું. જો તેમ ન કરતાં મેં બધું ખુલ્લું કર્યું હોત, તો આજે મોટો અવગુણ મને થયો હોત. વહુએ તેને પૂછ્યું," "સસરાજી નવ ગુણ તે કયા કયા"? સસરે જવાબ આપ્યો કે-

૧. તો એક-રૂપાનાં પતરાં જેવી, ઘર જાળવનારી, અને સાથે ભરથાર પ્રત્યેની ફરજ સમજનારી બૈરી કાયમ રહી.

૨.- એક-ન બોલ્યાથી બંને વચ્ચે સંપ સલાહ રહી.

૩.- એક-સંપ સલાહ હોવાથી છૈયા છોકરાં થયાં.

૪.- એક-છોકરાંને ઘેરે પણ છોકરાં થયાં, જેથી મારૂં ઘેર દીપી નિકળ્યું છે.

૫ - એક-છૈયાં છોકરાંને લીધે હું આજે ઘડપણમાં પણ સુખી છું.

૬.- એક-જો એ વાત વિષે મેં કશી પણ ભાંજગડ કરી હોત તો મારા પૈસાની ખરાબી થાત, અને સાથે ઇજ્જત આબરૂ પણ જાત.

૭- એક નહિ બોલ્યાથી આજે હું એવી હાલતમાં પહોંચ્યો, કે જેથી પર લોકમાં મારી આબરૂ વધી, અને મંડલીમાં મને માન મળેછે.

૮- એક-જો હું એ વાત બોલ્યો હોત, તો મારી અને મારી બૈરીની ફજેતી થાત. તે એથી અટકી ગઇ.

૯- એક-હું ન બોલ્યો તેથી મારા મિત્ર સાથે પણ દુશ્મનાવટ થઇ નહિ. જો મેં તેની સાથે મારામારી કરી હોત, તો પાંચ લોકમાં તેની અને મારી વાત ઉઘાડી પડત અને બેઉની આબરૂ જાત.

આ સાંભળ્યા પછી નાનકડી વહુથી કાંઇ ભૂલ થઈ, જેથી ચંદ્રાવલીએ તેને શિખામણ આપવા માંડી; ત્યારે વહુએ મેણું માર્યું કે, "સાસુ છિનાળ અને વહુને શીખામણ દે" ચંદ્રાવલીએ તેને કહ્યું કે, "મેં રાંડ કેની સાથે છીનાળુ કર્યું?" વહુએ કહ્યું કે, "મારા સસરાજીના મિત્રને પુછો. આ સાંભળી ચંદ્રાવલીને બહુ ખરાબ લાગ્યું, તેથી તેણે તરતજ કુવામાં પડી આપઘાત કર્યો. ગંભીરશાહે જોયું કે જ્યાં સુધી ન બોલ્યો ત્યાં સુધી સઘળી ફજેતી ઢંકાઇ રહી; પણ નાનકડી વહુ આગળ ભૂલ કીધાથી હવે સઘલે ફજેતી થવાની; એમ સમજી તેણે પણ કુવો પવિત્ર કર્યો.આ જોઇ નાનકડી વહુએ વિચાર કર્યો કે આ બંને જીવ જવાનું મૂળ હું છું. માટે જગતમાં જીવીશ ત્યાં સુધી મારા ઉપરજ લાનત પડવાની; એમ ધારી તેણે પણ કુવામાંજ પડતું મૂક્યું. તેના ભરથારે ધાર્યું કે મારી બાયડીની આડી ચાલથી જે આ બધું બન્યું. માટે લોકો મનેજ આંગળી ચીધવાના એમ વિચારી તેણે પણ છરી મારી આપઘાત કર્યો. ગંભીરશાહના બીજા ચાર દીકરાઓએ વિચાર્યું, કે આ ફજેતીભરેલી હાલતમાં જીવવું શા કામનું? એમ વિચારી તેઓએ પણ આપઘાત કીધો. આ દુ:ખદાયક બનાવથી ગામમાં મોટો પોકાર પડી ગયો, અને ગામના લોકોએ જઇ બાકીના કુંટુબને આપઘાત કરતા અટકાવ્યાં.

વાંચનાર! કોઇની પણ એબ નજરે જોઇ, કે કાને સાંભળી હોય તો બહેતર છે કે તે દરગુજર કરજે; કારણ કે જ્યારે એવું મહાપાપી કામ કરનારાઓ પણ ફજેત થાય છે; ત્યારે તેઓ નીચ વૃત્તિના હોય તોપણ આપઘાત સિવાય બીજો કોઇ પણ રસ્તો તેઓને માટે રહેતો નથી. માટે તેમના જાનની ખાતર પણ તેમને ફજેતીમાંથી મુકત કરજે.

## હાથનાં કર્યાં હૈયે વાગ્યાં.

લરશો તક વેડો કરી,- ગયો બાપને ગાંમ,
લોભે ઘસડાઇ માતડી, કિધું કામ હરાંમ.
દ્રવ્ય દેખી પ્રપંચ રચ્યું, ઘડયો પુરો ઘાટ,
પિછાન્યો પુતને નહિ, ખુન કિધું મધરાત.

અસુંદરા નામે એક ગામમાં દેવશંકર નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તે આસપાસના ગામમાંથી ભીખ માગી લાવી પોતાના કુટુંબનું ગુજરાન કરતો. દેવશંકરને ચંપાવલી નામે દીકરી અને ગુલાબશંકર નામે એક દીકરો હતો.

આ બંને ભાઇબેન ઉમરે પહોંચેલા હતાં. પણ તેનો બાપ ગરીબ હોવાથી તેમની કયાંય પણ સગાઇ થઇ ન હતી. દેવશંકર જોકે બ્રાહ્મણ હતો, : પરંતુ તે કાંઇ પણ શીખ્યો ન હતો; જેથી તે પોતાના કુટુંબનું ગુજરાન પણ મહામૂશી-બતે ચલાવતો. જેમ તે પોતે કાંઇ શીખ્યો ન હતો; તેમ તેનાં બચ્ચાંઓ પણ કોઇ શીખેલા ન હતા. ગુલાબશંકર જાને હેશિયાર ચાલાક અને લાંબી સમજ-વાળો હોવાથી, તે ગામના છોકરા ભેગો રહીને, થોડું ઘણું લખતાં વાંચતાં શીખ્યો હતો. જયારે ગુલાબશંકર મોટી ઉંમરનો થયો અને સમજતાં શીખ્યો ; ત્યારે તેણે વિચાર કર્યો, કે આ મારાં ઘરડા માબાપ જેનાં હાડકાં હવે ચાલતાં નથી, તેની મારે બરદાસ કરવી જોઇએ. તેને બદલે હું અને મારી બેન તેમની ઉપર બોજા રૂપે પડયાં છીએ. તેઓને પોતાને પણ પોતાનું ગુજરાન ચલાવતાં મુસ્કેલી પડે છે; તેને ઉલટી અમારે વાસ્તે વધારે મુશીબત ભોગવવી પડેછે; માટે હું અહિંથી નિકળી બીજા ગામમાં જાઉં, અને કયાંય ચાકરી કરી બે પૈસા મેળવું, તો આ મારા ઘરડાં માબાપ જેઓએ પોતાની આખી ઉમર દુ:ખમાં કાઢી છે તેને થોડો પણ આરામ મળે. પોતાનો આ ઠરાવ તેણે પોતાની બેનને જણાવ્યો, અને પોતાનો બાપ પ્યારને લીધે રજા ન આપે માટે હળવેથી છુપી રીતે નિકળી જવાનું નક્કી કર્યું. બંને જણાએ આ વાત પસંદ કરી, જેથી ગુલાબશંકર બીજે દિવસે સવારમાં ગામમાંથી નિકળી ગયો. ચાલતાં ચાલતાં કોઇ એક શહેર આવ્યું, ત્યાં જઇ એક વેપારીને ત્યાં ચાકરીએ રહ્યો. ગુલાબશંકરની ચાલચલણ, અને ઇમાનદારી જાણ્યાથી તેના શેઠે તેને કામકાજમાં આગળ વધાર્યો. ગુલાબશંકર ચાલાક હોવાથી તેણે થોડા વખતમાં વેપારના કામમાં સારો અનુભવ મેળવ્યો. આ પ્રમાણે તેની હોશીયારી જોઇ તેના શેઠે તેને બીજે ગામ વેપારના કામ માટે મોકલ્યો, અને તેને જરૂર જોગો પૈસા આપી તે શહેરમાં પોતાના નામની દુકાન નખાવી. દુકાન નાખ્યા પછી શેઠે તે ગામ જઇ હિસાબ તપાસતાં ઘણો નફો માલમ પડયો; વળી ગુલાબશંકરે પૈસા ઉપરાંત ગામના લોકોનો ચાહ પણ સારો મેળવ્યો હતો. આથી શેઠે તેને પોતાના વેપારમાં અર્ધો ભાગ આપ્યો. ઉપરાઉપરી આગળ વધવાથી તથા આવી અણધારી તકથી તે પોતાના માબાપને કાગળ લખવાનું પણ ભૂલી ગયો હતો. લાંબો વખત થવા છતાં તેનો કાંઇ પણ પત્તો નહિ લાગવાથી તેના માબાપે તેને મુએલોજ ધાર્યો હતો. એક વખત દેશાવરનો એક શેઠીયો અસુંદરા ગામમાં આવ્યો હતો. તે મોટો પૈસાપાત્ર હોવાથી અસુંદરા ગામનાં ઘણાં ગરીબોને જુદી જુદી જાતનું દાન આપતો હતો, કોઇને કપડાંનું તો કોઇને અનાજનું. આ

વાતની દેવશંકરને ખબર પડતાં તેણે પોતાની દીકરીના લગ્ન કરી આપવાની અરજ કરી. શેઠે વિચાર્યું કે આ ઠીક કન્યાદાનનું ફળ મળે છે. માટે તેણે તેમ કરવા કબુલાત આપી. બનાવ એવો બન્યો કે તેજ વખતે અમુંદરાથી બાર કોસ દૂર આવેલા ગામનો એક બ્રાહ્મણ પોતાના દીકરા વાસ્તે કન્યા શોધવા આવ્યો હતો; તેથી ગામના માણુસોએ તે બંનેને સમજાવી ચંપાવલીના લગ્ન પેલા બ્રાહ્મણના દીકરા સાથે નક્કી કીધાં. ચંપાવલી સારે ઠેકાણે પડયાથી પોતાના ઘરડાં માબાપને આશરો આપવા માંડયો, અને તેથી તે ઘરડું જોડું પણ પોતાની દીકરીનું સુખ જોઇ સંતોષ માની બેઠું હતું.

પેલી તરફથી ગુલાબશંકરે જયારે મોટી દોલત મેળવી ત્યારે તેણે પોતાના માબાપને મળવાનો વિચાર કર્યો. તે મુજબ પોતાના શેઠ પાસેથી રજા લઇ પોતાને ગામ જવા નિકળ્યો. ગુલાબશંકરની બેનનું સાસરૂં પણ ભેંશાણુ ગામ જે તેના બાપના ગામના રસ્તામાં હતું, ત્યાં હતું. કેટલેક દિવસે ગુલાબશંકર તે ગામમાં જઇ પહોંચ્યો. ગુલાબશંકરને ખબર ન હતી કે મારી બેન આ ગામમાં છે; કારણ કે ભાઇ બેન છુટા પડયા ત્યારે ચંપાવલી કુંવારી હતી; અને તેના લગ્ન થયા પછી ગુલાબશંકરનો પત્તો ન હોવાથી કોઇ ખબર આપી શકયું નહોતું. ગુલાબશંકર પૈસે ટકે સુખી થયો હતો; તેથી રસ્તામાં જે કોઇ ગામ આવતું ત્યાં થોડા દિવસ રહી બીજે ગામ જતો. તે પ્રમાણે ભેંશાણુમાં પણ થોડા દિવસ રહ્યો. એક દિવસ ગુલાબશંકર ફરવા નિકળ્યો હતો; તેવામાં બનાવ એવો બન્યો કે તેની બેન ચંપાવલી પાણીનું બેડું લઇને સામેથી આવતી હતી. તેણે ગુલાબશંકરને જોતાં પોતાના ભાઇનું મોઢું બરાબર મળતું આવવાથી બરાબર ધારી ધારીને જોયો, અને ઓળખ્યો. ચોકસ કરવા વાસ્તે ચંપાવલીએ તેનું નામ ઠામ પુછી જોયું. ગુલાબશંકરે પોતાનું નામ, બાપનું નામ જણાવી ગામ પણ જણાવ્યું. ચંપાવલી ઘણીજ ખુશી થઇ અને તેણે ગુલાબશંકરને પોતાનું સગપણ જણાવ્યાથી બંને ઘણાંજ ખુશી થઇ મળ્યાં. પછી ચંપાવલી પોતાના ભાઇને પોતાના ઘેર લઇ ગઇ, ત્યાં પોતાના સાસુ સસરા વગેરેને પોતાના ભાઇની ઓળખાણુ કરાવી બધી વાત કરી. પછી ભાઇ બેને એવું નક્કી કર્યું કે, ગુલાબશંકરે પ્રથમ પોતાના માબાપને ત્યાં એક પરોણા તરીકે દાખલ થવું, અને બીજે દિવસે ચંપાવલી આવ્યા પછી બધો ભેદ ખુલ્લો કરવો, અને જોવું કે તેના માબાપ લાંબી મુદત થવાથી ઓળખે છે કે નહિ. એ પ્રમાણે નક્કી કરી ગુલાબશંકર પોતાના ગામ અમુંદરા તરફ આવ્યો, ત્યાં જઇ પોતાના બાપને ઘેર જઇ તેની પાસે અજાણ્યા મુસાફર તરીકે એક રાત ઉતરવાની અરજ કરી. દેવશંકર જો કે હતો ગરીબ પણ દયાળુ હતો, તેથી તેણે બેરીજ

સમજાવીને ગુલાબશંકરને ઉતરવાની જગા કરી આપી. રાતે ગુલાબશંકરને જમાડ્યા પછી ત્રણે જણા વાતો કરવા લાગ્યાં; પણ ગુલાબશંકરને તેના માબાપ ઓળખી શક્યા નહિ; તેમ ગુલાબશંકરે પણ તે ભેદ ભાંગ્યો નહિ.

ત્યાર પછી ગુલાબશંકર વાસ્તે એક બીછાનું કરી ત્યાં સુવાનું તેની માએ તેને જણાવ્યું. આ વખતે ગુલાશંકરે પોતાની પાસેની સોના મહોરોની થેલી તેની માને સાચવવા આપી. અને કહ્યું કે હું જ્યારે સવારે તમારે ત્યાંથી પાછો જાઉં, ત્યારે મને પાછી આપજો; એમ કહી તે પોતાના બીછાના ઉપર જઈ સુતો. દેવશંકરની સ્ત્રી જો કે ઘડપણને લીધે મરવા સુતી'તી, પણ પૈસાએ તેની બુદ્ધિ બગાડી નાખી. તેણે પોતાના ધણીને ધીમેથી જણાવ્યું કે આ મુસાફરને જો આપણે મારી નાખીએ તો આ સોના મહોરોથી જીંદગીભર મરીએ ત્યાં સુધી સુખી થઈએ. આ વાત દેવશંકરે ના કબુલ કરી; તીરસ્કાર્યા છતાં ડોશીએ રાતના વખતે બધા ઉંઘ્યા પછી ગુલાબશંકરના પેટમાં હળવેથી છરી ભોંકી દીધી! આથી જે દિકરો માબાપને સુખી કરવા આવેલો તે, તેનાજ હાથથી ત્યાંજ ખતમ થઇ ગયો!!

વાંચનાર! તું જોજે કે આ ઘરમાં હવે કેવો બનાવ બને છે. જે કુટુંબે આખી જીંદગી દુઃખમાં ગાળી અને તેનો જ્યારે સુખ ભોગવવાનો વારો આવ્યો અને ગુલાબશંકર નાણુંાની મોટી રકમ લઇ પોતાના માબાપને શાંતિ આપવા આવ્યો, ત્યારે લોભને લીધે આખા કુટુંબનો નાશ થઇ ગયો!!!

જે રાતે તેની માએ ગુલાબશંકરને છરી મારી ઘરમાં દાટયો, તેને બીજે દિવસેજ ચંપાવતી ત્યાં આવી પહોંચી. ઘરમાં ચારે તરફ જોતાં તેને ભાઇ આવ્યાની કશીએ નિશાની જણાઇ નહિ. ત્યારે તે પોતાના માબાપને પુછવા લાગી, કે કાલે આપણે ઘેર પરોણો આવ્યો હતો તે ક્યાં છે? તેની માએ જવાબ આપ્યો કે તે આજ સવારે અહીંથી ચાલ્યો ગયો છે. આ બોલવા ઉપર તેને વિશ્વાસ નહિ આવતાં પોતાના બાપને પૂછ્યું, તો તેણે પણ એવોજ જવાબ દીધો; ત્યારે તે બોલી કે, "હે બુઢા બાપ! તે તો મારો ભાઇ ગુલાબ હતો, તે વળી ઘર છોડીને બીજે ક્યાં જાય? આ વાત સાંભળી ડોશાએ પોક મેલી અને દીકરીને બધો હેવાલ કહી સંભળાવ્યો. આ વાત જાણી ચંપાવતીએ કુવામાં પડી આપઘાત કર્યો, અને દેવશંકરે પણ ગળામાં ફાંસો ખાઇ પ્રાણ ખોયો. એટલામાં પોલીસને ખબર પડતાં દેવશંકરની બુઢી સ્ત્રીને ચોકીપર લઇ ગયા, અને ઇન્સાફ કરી તેને ફાંસીની શિક્ષા કરી, અને ફાંસીની જગાએ લઇ ગયા. આ વખતે એક સન્યાસી ત્યાંથી જતો હતો. તેણે બુઢી ડોશીને ફાંસીએ લઇ જતાં આખા કુટુંબના નાશથી રૂદન કરતી જોઇ;

નવાઇ પામી પૂછ્યું ત્યારે પેલી ડોશી બોલી કે, "રે બાવાજી આમાં કોઇનો કશો દોષ નથી આ તો મારા હાથનાં કીધેલાં હૈયે વાગ્યાં."



## આળસુનો પાદશાહ ?

---

મામા ભાણેજ બે હતા, આલસુના સરદાર.
આલસ થકી ભુખે મરે, ના ભુખ ભોજન દરકાર.
એક સમે ઘર આગમાં, જલવા લાગ્યું જયાર,
આલસમાં પડી રહ્યા, ના બોલ્યા હરફ લગાર.
કુટુંબને દુખી કરે, એવા આલસુ ગંવાર.
આલસ દલીદ્ર મૂલ છે, જીવે ખાઇ પેજાર.

---

મથુરાં નામે એક શહેરનો પાદશાહ ઘણોજ દયાળુ હતો; તેથી પોતાની રૈયત માંહેના ગરીબ માણસોની તે સંભાળ રાખી મદદ કરતો. એ શેહરમાં બે આળસુઓ રહેતા હતા, તેમાંનો એક મામો અને બીજો તેનો ભાણેજ થતો હતો. એ બન્ને પુરૂષો એવા તો આળસુ હતા કે ખાવાના વખતની પણ દરકાર કર્યા વિના સુઇ રહેતા. આ બન્ને આળસુઓ કાંઇ ધંધો ન કરવાથી ભૂખે મરવા લાગ્યા, રાજાને આ બન્ને આળસુઓની સ્થિતિની ખબર પડતાં તે બન્નેને પોતાની પાસે બોલાવ્યા, અને કાંઇ ધંધો કરી ગુજરાન ચલાવવા કહ્યું. તેઓએ રાજાને જણાવ્યું કે, અમારે ધંધો કરવાની કાંઇ જરૂર નથી; ઇશ્વર જેમ રાખશે તેમ રહીશું. રાજાએ પોતાના મહેલની સામેનું એક મકાન ખાલી કરાવી તેમાં આ બંને આળસુઓને રાખ્યા. તેઓના સારૂ દરરોજ ખાણું તૈયાર કરવાને વાસ્તે તેમજ તેમની જરૂરીઆત પુરી પાડવાને થોડા માણસો રાખ્યાં. અને તે મકાનનું નામ "આળસુઓની ધર્મશાળા" રાખ્યું. આ નામનો લાભ લુચ્ચા માણસોએ પણ લેવા માંડયો. પાદશાહે તેનું નામ આલસુઓની ધર્મશાળા રાખ્યાથી આળસુમાં ખપાવી ત્યાં રહેવા આવનારને કોઇ અટકાવી શકયું નહિ. આથી થોડા વખતમાં તેમાં પચાસથી પણ વધારે આળસુઓ ભેગા થઇ ગયા. આથી પાદશાહે જાણ્યું કે આ બહુ ખોટું થાય છે; કારણ કે તેનો લાભ લેવાને લુચ્ચા લોકો પણ ચુકતા નથી. પાદશાહે આ કામમાં વજીરની સલાહ લીધી. વજીરે જણાવ્યું કે આ ઘરને આગ લગાડી ખાત્રી કરવી કે કેટલા ખરા આળસુ છે, અને કેટલા

હરામખોરો છે. કારણ કે હરામખોરો તો આગ લાગતાંજ ભાગી જવાના; પણ જે ખરા આળસુ છે તે આગમાં પણ ત્યાંજ પડી રહેવાના. પાદશાહને આ સલાહ વાજબી લાગી; તેથી તેણે એ ઘરને આગ લગાડવાનો હુકમ કીધો. આગ લાગતાંજ જેઓ લુચ્ચા હતા તે તો તરત દોડીને નિકળી ગયા; પણ પેલા મામો ભાણેજ બન્ને જણા તો આગ તેઓની નજીક આવી છતાં પડયા રહ્યા. પાદશાહ આ દેખાવ જોયા કરતો હતો. તેણે ધાર્યું કે હવે આ આળસુઓ શું કરે છે. એવું બન્યું કે આગ તેઓના ખાટલાથી બે એક વાર દૂર રહી; ત્યારે ભાણેજ ખાટલામાં પડયો પડયોજ મામાને કહેવા લાગ્યો કે,"મ" "ત્યારે મામે જવાબ આપ્યોકે,"હું ભ" ત્યારે ભાણેજે કહ્યું કે "બ" "ત્યારે મામાએ કહ્યું કે "ઉ જા"

આ મામો અને ભાણેજ એટલા તો આળસુ હતા કે હાલવા ચાલવાનું કામ તો રહ્યું: આખો શબ્દ કે વાકય બોલવાની પણ તેઓ આળસ કરતા. ઉપરની તેમની વાતચિત ઉપરથી જણાશે, કે ભાણેજે જયારે આગ નજીક આવી; ત્યારે "મામા" ને બદલે ફકત "મ" એટલોજ શબ્દ ઉચ્ચાર્યો. સામાએ પણ "હું ભાણેજ" ને બદલે "હું ભ" થીજ ચલાવ્યું. આગ આગળ આવીને બળે છે, એમ કહેવાને બદલે "બ" થીજ ચલાવ્યું. અંતે મામાએ કેટલી અક્કલ અને આળસાઇથી જવાબ આપ્યો કે "ઉ જા", એટલે તું સુતો રહે એતો આપણી ઉપરથી જશે.

આ દેખાવ જોઇ પાદશાહે વજીરને કહ્યું કે હરામખોરો તો આગ જોઇનેજ નાશી ગયા છે; પણ આ બંને જણાઓ આગ પાસે આવ્યા છતાં પડયા રહ્યા છે; માટે તેજ ખરેખરા આળસુ છે. તેને "આળસુના પાદશાહ" ગણી પાળવા જોઇએ; કારણ કે તેઓ ખાવાપીવાની અને હરવા ફરવાની આળસ કરે છે, એટલુંજ નહિ, પણ આખો શબ્દ બોલવાની પણ આળસ કરે છે. આમ કહી તુરત આગ હોલવાવી નાખી, તેઓના મરતાં સુધી તે બન્નેને પાળ્યા.



## સો મણ સાબુ વાપરો તોપણ સીદીભાઇ કાળોને કાળો !



કપડવંજ નામે એક શહેરમા કરીમભાઇ નામનો એક વોરો રહેતો હતો. તેની બૈરીનું નામ હસનબુ કરીને હતું. કરીમભાઇ પાસે પૈસો ઘણોજ હતો; પણ કાંઇ સંતાન ન હતું. કરીમભાઈ પાસે તેના બાપનો પૈસો પણ સારો હતો,

અને બાકી તો તેણે વેપારવણજમાં પણ ખુબ પૈસો પેદા કર્યો હતો. કરીમભાઇની દુકાન ઉપર એક દિવસ અરબસ્તાનના ગુલામી ધંધો કરનારાઓ આસરે ચાર વરસના છોકરાને વેચવા લાવ્યા. કરીમભાઇએ તે છોકરાને પાંત્રીશ રૂપીયામાં વેચાતો લીધો, અને તેને પોતાને ત્યાં રાખી તેનું નામ મુરજાંન રાખ્યું. એ વખતે કરીમભાઇને ત્રીસ વરસ થયાં હતાં, છતાં કોઇ છોકરૂં ન હોવાથી તેની બૈરી હસનબુએ તેને જણાવ્યું કે મુરજાંન જોકે કંઇ ચહેરાવાળો નથી, પણ ઉધરતી આશીઅતનો એક લાયક છોકરો છે; અને તે આગળ જતાં સારો નીવડે એવું મને લાગે છે; માટે તેને આપણાં ગુલામ માફક નહિ પણ દીકરા માફક ઉછેરીએ. કરીમભાઇ પણ તેની બૈરીના જેવોજ દયાળુ હતો, તેને પણ મુરજાંનની ચાલચલણુ ગમી જવાથી તેણે વિચાર કર્યો કે, મરણ પછી નામ કાયમ રાખવાનો આ સારો માર્ગ છે. એમ જાણી તેણે તેની બૈરીની માગણી કબુલ રાખી પછી એક સારો દિવસ ઠરાવી મુરજાંનની સુનત મોટી ધામધુમથી કરી, તે દિવસે મળેલી મીજલસમાં તેણે મુરજાંનને પોતાનો દીકરો ઠરાવ્યો અને મુલ્લાંજી સાહેબ પાસે કબુલ કરાવ્યો.

આ વાત જયારે તેના જાતભાઇઓએ જાણી, ત્યારે તે માંહેના મુસાભાઇ નામના એક વોરાએ પોતાની મરીયમ નામની દીકરીની નિકા મુરજાંન સાથે કરવાને કરીમભાઇ ઉપર માગું મોકલ્યું; કારણ કે મુસાભાઇ અને કરીમભાઇ બન્ને તેમની નાતમાં મોટા પૈસાવાળાં અને આબરૂવાળા હતા. મુસાભાઇની જે દીકરીનું કરીમભાઇને ત્યાં માગું આવ્યું હતું, તે છોકરી એવી તો ખુબસુરત અને રૂપાળી હતી, કે તેની હરીફાઇમાં ઉતરે એવી રૂપાળી સ્ત્રીઓ કદાચ દુનિયામાં પણ થોડી હશે, એથી કરીમભાઇ અને તેની બૈરી બંને ઘણાંજ ખુશી થયાં, અને મુસાભાઇની માગણી તેઓએ કબુલ રાખી; અને મુરજાંનની બીબી મરીયમ માટે ગામના બધા માણસોના કરતાં સુંદર ઘરેણુંગાંઠુ કરી બન્નેની શાદી કરી.

જયારે કરીમભાઇએ મુરજાંનને દીકરા તરીકે લીધો ત્યારે એણે એવો વિચાર કર્યો હતો, કે જો તેના શરીરને લાંબો વખત સુધી સાબુ ચોળવામાં આવશે, તો તેનું શરીર કંઇક સફેદી પકડશે. આ વિચારથી તેણે મુરજાંનને નાહતી વખતે, મોઢું ધોતી વખતે, અને બીજી સઘળી વખતે સાબુ ચોળવા જણાવેલું હતું. જયારે મુરજાંનના લગ્ન એક પરી જેવી છોકરી સાથે કીધા, ત્યારે કરીમભાઇએ મુરજાંનને સાબુ ચોળવા બે માણસો રાખ્યા, અને તેને નહાતી વખતે સાબુ ચોળવા જણાવ્યું. અને સાબુ વાસ્તે એક વેપારીને ત્યાં સાબુનું ખાતું પાડયું. ત્યાર પછી એક દિવસ કરીમભાઇ વેપારના કામ માટે બહાર દેશાવર ગયો, અને પાછો લાંબી મુદતે પોતાને ઘેર આવ્યો. કરીમભાઇના આવ્યા પછી સાબુના વેપા-

રીએ કરીમભાઇ ઉપર સાબુનો આંકડો મોકલ્યો. તેમાં સો મણ સાબુ ઉપડયાનું પેલા વેપારીએ જણાવ્યું હતું. કરીમભાઇ નવાઇમાં પડયો, અને તેની બીબી હુસનબુને પૂછવા લાગ્યો, કે, "શું સો મણ સાબુ વાપર્યો, તોપણ સીદીભાઇ કાળો ને કાળોજ ?" તેની બીબીએ જણાવ્યું કે "મહેનત તો ઘણીએ કરી, પણ કંઇ સફેદી નીકળી નહિ."



## ભેરમ ભેરાની જાત્રા.

આવડ નહિ ઉકેલતાં, અક્ષર એક લગાર,
ધર્મ ઠગ બનવા થકી, ઘાલે ડોળ હજાર. — ૧
બ્રાહ્મણ થઈ ભિખ માગતાં, મલે ન ભિક્ષા જયાગ,
અનઘડને ઉપદેશ કરે, ઠાલી ડોળ હજાર. — ૨

હાલના વખતમાં અંગ્રેજ તેમજ પારસી, હિંદુ, મુસલમાન વગેરે કોમમાં નહિ ભણેલા માણસો બીજાના ઉપર બોજારૂપ છે; કારણકે તેઓમાં કશું જ્ઞાન નહીં હોવાથી ઠગાઇ, તરકટ અને લુચ્ચાઇથી પોતાનું ગુજરાન ચલાવેછે. એ લોકો કેટલીક વખત પોતાના કારસ્તાનમાં સપડાઇ જાયછે; ત્યારે કાંતો તેમને માર ખાવો પડેછે, અથવા તો આબરૂ ખોઇ મુંગે મોઢે ચાલ્યા જવું પડેછે.

આવાંજ માઠા ભાગ્યનો એક બ્રાહ્મણ કે જે કાંઇ પણ અક્ષર જાણતો ન હતો, અને ગરીબ લોકોને ધર્મનો બોધ કરવાને બ્હાને છેતરી પોતાનું ગુજરાન ચલાવતો. તે બ્રાહ્મણ એટલો તો અજ્ઞાન હતો કે તેને ગણતા પણ બરાબર આવડતું ન હતું. એટલુંજ નહિ, પણ વાર તીથીનુ સાધારણ જ્ઞાન પણ ન હતું. તેણે વાર અને તીથીની સમજણ માટે જે મહોલ્લામાં તેના યજમાન રહેતા હતા તે મહોલ્લાને નાકે રહેતી એક ડોશીના ઘરના ગોખલામાં સળી અને કાકરાં જુદા જુદા રાખ્યા હતા અને દરરોજ તે એકેક સળી અને કાંકરો જુદો પાડી તીથી અને વારનું નામ સમજતો, અને પોતાના યજમાનને તે મુજબ સમજાવતો. આ પ્રમાણે તેણે ઘણાંએ વરસો કાઢયા, પણ હજુ સુધી તેની લુચ્ચાઇ પકડી શકે એવો એકે યજમાન તેને મળ્યો ન હતો. જે ડોશીના ઘરના ગોખલામાં બ્રાહ્મણે આ બધું રાખ્યું હતું તે ડોશીને ત્યાં એક દિવસ તેનો પરોણો આવ્યો. તેણે ગોખલમાં હાથ ઘાલતાં બ્રાહ્મણની બધી ગણતરી જોવાઇ ગઇ. આ જોઇ ડોશીએ બૂમ પાડીકે, "રે ભાઇ ! આ ગોખલામાં હાથ નહિ

ખાઈશ, કારણકે એમાં તો બ્રાહ્મણની પુંજા પાતરીનો સામાન છે." આ ઉપરથી તે શખ્સે આ વાતનો તે વખતે તો કાંઈ ખ્યાલ કર્યો ન હતો. કારણકે પારકા ઘરમાં નકામી પંચાત કરવાનું તેને ઠીક ન લાગ્યું. બીજે દિવસે સવારમાં બ્રાહ્મણ ત્યાં આવી ગોખલામાં હાથ નાખે છે, તો બધી ગણતરી ભેલાઇ ગએલી માલમ પડી બ્રાહ્મણે વિચાર કર્યો, આજે કાંઇ યુકતી કરી અહિંથી નાશી જવું જોઇએ, અને ડોશીના ઘરનો પરોણો બહાર જાય ત્યાં સુધી આજારીને બ્હાને ઘરમાં રહેવુંજ ઠીક પડશે, નહિતો માર પડશે અને સાથે જીંદગી આખીના રોટલાય જશે. આ વિચારથી તે કાંકરા અને સળી ગોખલામાં જેમના તેમ મુકી ઝડપથી નાસવા મંડયો, એટલામાં ડોશીને ત્યાં આવેલા પરોણાએ પૂછ્યું, " મહારાજ! આજે શું તીથી થઇ?" બ્રાહ્મણે વિચાર કીધો કે માર્યાં, હવે આબરૂ જવાનો વખત આવ્યો, એમ ધારી તેણે તાલ કર્યો અને કહ્યું કે "મારે ઘેર મોટું નુકશાન થાય છે, માટે જલદીથી મારે ઘેર જવું જોઇએ એમ મને ગોખલા માંહેની મારી સામગ્રીથી માલુમ પડયું છે, માટે મને જેમ બને તેમ જલદીથી ઘેર જવા દો". પરોણાએ હાથ પકડી પૂછ્યું, "માહારાજ! મારે આજે ઉપવાસ કરવો છે, માટે આજની તીથી શું એટલું કહી તમે તમારે જતા રહો." મહારાજે જોયું કે હવે કાંઇ યુકિત કર્યા વિના છુટકો નથી, તેથી તેણે જણાવ્યું કે, "આજ તો ભેરંમ ભેરાની જાત્રા થઇ છે." પરોણાએ પૂછ્યું "એ જાત્રા તો અમારે ગામ કોઇ કરતું નથી, તો એ જાત્રા તે કઇ?" બ્રાહ્મણે કહ્યું કે, "ભાઇ એ જાત્રાનો ખુલાસો લાંબો છે, અને તે સારૂં હું હમણા થોભી શકું તેમ નથી, માટે ઘેર જઇ આવી બધો ખુલાસો કરીશ." એટલું કહી બ્રાહ્મણ ઘેર ગયો તે પાછો આવ્યોજ નહિ. પરોણાને ભેરંમ ભેરાની જાત્રા જાણવાની ઇંતેજારી થઇ, તેથી તેણે બ્રાહ્મણને ત્યાં તેડું મોકલ્યું. બ્રાહ્મણે જાણ્યું કે જો ગયો તો મુવો! માટે તેણે જવાબ આપ્યો કે, "મારા જીવને સુખ નથી, તેથી હું આવી શકતો નથી". પરોણાની ઇંતેજારી વધવાથી તે બ્રાહ્મણને ઘેર ગયો, અને પેલી જાત્રા વિષે તેને પુછવા લાગ્યો. બ્રાહ્મણે વિચાર્યું કે હવે પરોણો ઘરમાં આવ્યો છે, માટે તેને શરમમાં નાખી સઘળો ખુલાસો કરૂં. તેને પરોણાને આદરમાન આપી બેસાડયો, અને હાજત જોગ ચીજો આગળ ધરી. આથી પરોણો ખુશી થયો, અને બે હાથ જોડી બ્રાહ્મણે જણાવ્યું કે, "શેઠ! હું તો તીથીને વાર પણ ગણી જાણતો નથી, તે ગણવા વાસ્તે તમારા સગાના ઘરના ગોખલામાં તીથીની સળી અને વારના કાંકરા રાખેલા હતા. તે ગણીને હું તીથી અને વાર સાંભળું છું; પણ આજે તમે તે બધું ભેળી નાખ્યું; તેથી તીથી

અને વાર કહેવાને હું અશક્ત થયો; પણ તમે તો આગ્રહ કરીને પૂછવા લાગ્યા તેથી મેં યુક્તિ કરી કે આજતો બેરમ બેરાની જાત્રા થઇ છે." પરોણાને બ્રાહ્મણની ઠગાઇ જોઇ ગુસ્સો આવ્યો, આથી તેણે તેને ખુબ માર માર્યો; અને ગામમાં જઇ પેલી ડોશી અને બીજા સગાંઓ આગળ તેનો ભેદ ખુલ્લો કર્યો, આથી ગામના કોઇ લોકોએ તેને પોતાને ત્યાં આવવા દીધો નહિ.



## તેરા કુત્તા મેરી કુહાડી લાયા હય ?

ફાજેલભાઈ ફજ્જુ ઘણો, જાફર ઈજ્જતદાર,
બ્હાના કાહડી નિત ઘણાં, ઘુસતો તેને દ્વાર.
ભોજન સમયે નિત જતો, કરી તદબીર અનેક,
બીબીએ રસ્તો કીધો, શીખી ગયો વીવેક.

મહેમદાવાદ નામે ગામમાં બે મુસલમાનો એક બીજાની પાડોશમાં રહેતા હતા. તેમાંના એકનું નામ જાફર અને બીજાનું નામ ફાજલ કરીને હતું. જાફર જાતે ઉદ્યોગી અને હુશિયાર હોવાથી પોતાના કુટુંબનું સારી રીતે ગુજરાન ચલાવતો. ફાજલ આળસુ, બદચાલનો અને હરામખોર હતો; તેથી પોતાનું ગુજરાન બીજા લોકોના આધારથી ચલાવતો. ફાજલ પોતાના સારા ઉદ્યોગથી તથા સારી ચાલથી પોતાના બાળબચ્ચાં સાથે સંતોષથી આનંદમાં રહેતો. એક વખત ફાજલને જાફરના આ સુખની તેમાં પણ વિશેષ કરીને બાળબચ્ચાં સાથેના આનંદ ભર્યા તેના ભોજનની–ખાણાની વિષેશ અદેખાઇ આવી; તેથી જાફરના ઘરનું ખાણું ખાવાને તેનું મન ઘણું લલચાયું. આ ઉપરથી ફાજલે જાફરના ઘરમાં કેમ જવું તેની યુકિત શોધી કાઢી. જાફરે એક કુતરો પાળેલો હતો; તેથી કુતરાને બહાને તેને ઘેર જઇ તેના ઘરનું ખાણું ખાવાનું તેને યોગ્ય લાગ્યું. જાફર ખાણું ખાવા જયારે ઘરમાં બેઠો કે ફાજલ તરતજ બારણું ઉઘાડી ઘરમાં વખતસર હાજર થયો, અને જાફરને પૂછવા લાગ્યો કે "કેમ જાફરભાઇ તેરા કુત્તા **મેરી કુહાડી લાયા હય ?**" જાફરે ફાજલને કહ્યું "ભાઇ ! મેરા કુત્તા તો ઘર મેંજ થા, કભ બહાર પણ નહિ ગયા થા તો કુહાડી તે કીધરસેં લાવે ?" આમ કહી તેણે વિવેકની ખાતર કહ્યું કે "ભાઇ ! આ ખાના તૈયાર હે". ફાજલને તો એટલુંજ જોઇતું હતું; તેથી તો તે તરતજ "બિસમલ્લા" બોલી

ખાણા ઉપર બેસી ગયો. ખાણું ખાઇ આડા અવળા ગપા મારી ફાજલ ત્યાંથી ચાલ્યો ગયો. જાફર મોઢાંનો ભોળો હોવાથી ફાજલ તેનો લાભ લેવા ચુકતો નહિ. આ પ્રમાણે ઉપરાઉપરી તેણે હરરોજ આવવા માંડ્યું. આમ છતાં પણ જાફર તો તેના સ્વભાવ પ્રમાણે કાંઇજ બોલતો નહિ; પણ તેની બૈરી જરા અદેખી હતી, તેથી તેણે ઘરમાં મોટું તોફાન ઉઠાવ્યું, કે હવે પછી જો તેવા લુચ્ચાઓને ઘરમાં ખાવા દેશે તો હું ઘર છોડી જતી રહીશ. જાફર તો મોટા મનનો હતો પણ બૈરીના તોફાનથી કંટાળી તેને શાંત કરવા કહ્યું કે, "જયારે ખાતી વખતે તે ઘરમાં આવેછે, ત્યારે મને એ ઉભો હોય ને ખાતાં ઘણી શરમ લાગેછે; તેથી મારે તેને સાથે બેસાડવો પડેછે." જાફરની બાયડીએ કહ્યું, "આજે તમારે એક પણ શબ્દ બોલવો નહિ, હુંજ આજે એ હરામખોરને રોકડું પરખાવી દઇશ." રાતના ખાણા વખતે જેવો ફાજલ ઘરમાં આવી જાફરને પુછવા લાગ્યો કે, "જાફરભાઇ તેરા કુત્તા મેરી કુહાડી લાયા હૈ?" આ શબ્દો શાંભળી જાફરની બૈરીએ એક કુહાડી લાવી તેના પગમાં છુટી મારી કહ્યું, "લે એ તેરી કુહાડી". ફાજલ આવ્યો હતો તો ખાણું ખાવા, પણ જાફરની બૈરીએ કુહાડી મારવાથી તેના પગનો નળો ભાંગી ગયો, અને શરમનો માર્યો કુહાડી લઇ ત્યાંથી ચાલ્યો ગયો. આ દુઃખથી તે લાંબા વખત સુધી હેરાન થયો.

આળસુ અને નિરૂદ્યમી માણસો જેઓ પરાધિન થઇ જાયછે તેઓને સ્વમાન ગુમાવી બેઆબરૂ થવાના આવા ઘણાં પ્રસંગો બને છે.



## સાચને આંચ નહિ.

કહાંત કળીયુગ હતી કર્કશા, સતયુગ હતી સદ નાર,
પુત પારકો ગળે પડીને, ઘરથી કાહડી બહાર.
અક્કલ કસીને ન્યાય તોલિયો, કસી કલીયુગની નાડ,
સત્ય જાણ્યું સતયુગનું, મલ્યો પુત હકદાર.

સીંહુ નામે એક શહેરના વાણીયાની સ્રીને તેની પાડોશમાં રહેતી તેજ જ્ઞાતિની બીજી એક સ્રી સાથે ઘણીજ ગાઢ મૈત્રી હતી. જેમાંની એકનું નામ સત્યુગ અને બીજીનું નામ કલિયુગ હતું. આ બન્ને સ્રીઓ થોડા વખત સુધી તો ભરથારના તેમજ પૈસાટકાના સુખથી સમાન જ હતી; પણ પાછળથી કલિયુગનો ભરથાર

મરણ પામ્યો; આથી તે બિચારી મહા દુઃખમાં આવી પડી. બન્ને બેનપણીઓને એવો તો ગાઢો સંબંધ હતો કે, કલિયુગની આવી લાચાર હાલત જોઇ, સત્યુગે તેને પોતાના ઘરમાં લાવી રાખી, અને દીલાસો આપ્યો કે, "બાઇ, મારા ભરથાર વિષે તારે કશીએ ચિંતા રાખવી નહિ. હું તને જેમ બેન ગણી ચાહું છું, તેમ તે પણ તને બેન ગણી ચાહેછે; માટે તું જરાએ સંકોચ રાખ્યા વિના તારો કાળ સુખે ગુજાર." કલિયુગ પણ તેનો આટલો બધો ભાવ જોઇ તેના ઘરમાં છુટથી ભેળાવા લાગી, ત્યાર પછી સત્યુગને ત્યાં એક છોકરાનો જન્મ થયો, જેને કલિયુગ ઘણુંજ હેતથી પોતાનાજ બાળકની પેઠે ઉછેરવા લાગી. એક વખત સત્યુગના ધણીને દેશાવર સારી ચાકરી મળ્યાથી તે પોતાના કુટુંબ સહિત પરદેશ જઇ રહ્યો. આ વખતે પણ સત્યુગે કલિયુગને સાથેજ રાખી હતી. કળિયુગ છોકરાને એવી સરસ રીતે ઉછેરતી કે જેથી તે છોકરો પોતાની માને ભૂલી જઇ કળિયુગનેજ મા કહેવા લાગ્યો; વળી કળિયુગને ખોટું ન લાગે એટલા વાસ્તે સત્યુગે એવી તો વર્તણુંક ચલાવી કે બહારથી આવનાર માણસ કળિયુગને જ ઘરની ધણીઆણી માને. છોકરાના સંબંધમાં પણ કળિયુગનો અથાગ પ્રેમ જોઇ જયારે તે રડે; ત્યારે પોતાના છોકરાને કહે કે, "તારી મા પાસે જા તે કંઇક તને આપશે". આ બધી વર્તણુકથી ગામના લોકો અને પાડોશી પણ કળિયુગનેજ છોકરાની મા તથા ઘરની ખરી ધણીઆણી માનવા લાગ્યા. હવે એવું બન્યું કે, કંઇ અકસ્માત થવાથી સત્યુગનો ભરથાર મરણ પામ્યો. તે વખતે સત્યુગ ઘરમાંથી જરા બહાર ગએલી હતી, આ તકનો લાભ લઇ તેના ઘરનો બધો પૈસો કળિયુગે પોતાના કબજામાં લઇ લીધો. થોડા વખત પછી સત્યુગ ઘરમા આવી પણ તેને કળિયુગ ઉપર પુરેપુરા ઇતબાર હોવાથી પોતાના ધણીની પુંજી બાબત જરા પણ સંભાળ ન રાખતાં, તેના શબને ઠેકાણે કરવાની પંચાતમાં પડી. બધું ઠેકાણે પડી રહ્યા પછી પણ સત્યુગે પોતાના ધણીની પુંજીની જરા પણ સંભાળ લીધી નહિ, અને અગાઉના માફક કળીયુગનેજ ઘરધણીઆણી ઠેરવી અગત્યના બધા કામો તેની પાસેજ કરાવા લાગી. આ બધી દયાનો લાભ લઇ, દયાની માને ડાકણ ખાય એ કહેવત મુજબ, કળિયુગ સત્યુગ સામે મોટી તકરાર ઉઠાવી તેને સતાવા લાગી. આથી સત્યુગે પોતાની પુંજી સંભાળવાની પેરવી કરવા માંડી. આ વખતે કળિયુગે તેને ગળે પડી કહ્યું કે, "માલમતા અને ઇસ્કયામત ઉપર તારું શું પહોંચે છે ? તું તો મારા ભરથારની રાખેલી હતી, માટે હવે હું તને તેના મરણ પછી રજા આપું છું; માટે તારે આ ઘર છોડી ચાલ્યા જવું.". અગાઉ જણાવ્યા પ્રમાણે સત્યુગની ભલી વર્તણુકથી ગામના લોકોપણ કળિયુગ-

તેજ ઘર ધણીઆણી અને છોકરાની ખરી મા માનતા; વળી વધારામાં તેઓ જ્યારે આ નવા શહેરમાં રહેવા આવ્યા, ત્યારે ઘરધણી પાસે ઘરનું ભાડું પણ કળિયુગે નક્કી કર્યું હતું. આ બધા મામલાથી જ્યારે આ બન્ને વચ્ચે તકરાર ઉત્પન્ન થઇ ત્યારે પાડોશી તથા ગામના લોકો પણ વિચારમાં પડી ગયા. કળિયુગ બેશરમ અને બેરડ સ્ત્રી હતી, તેથી તે સત્યુગને વધારે વધારે દબાવી કહેવા લાગી, કે " રાંડ ! હવે મારા ઘરમાંથી તું નિકળી જા. હું તને એક દિવસ પણ મારી સાથે રાખવા માગતી નથી". કળિયુગની આટલે સુધીની બેવફાઈ જોઇ સત્યુગ લાચાર થઇ, અને પોતે નરમાશ વાળી તેમજ શરમાળ હોવાથી જોયું કે, આ હવે કોઇ રીતે પણ મને ફાવવા દેશે નહિ, કારણકે આમાં મારી દયાએજ મને દગો દીધો છે. આમ વિચારી ઇશ્વર ઉપર આધાર રાખી તેણે કળિયુગને કહ્યું; " બાઇ ! મારા ભરથારની પુંજીમાંથી મારા ગુજરાન જેટલું પણ મને આપે તો હું તેટલેથીજ સંતોષ પકડી ચાલી જાઉં." કળિયુગે મોટું તોફાન ઉઠાવી, ભલાઇ દાખલ કંઇ થોડોએક ભાગ આપ્યો. તે લઇ સત્યુગ બહાર નિકળવાને તૈયાર થઇ. અને જતી વખતે તેણે પોતાના દીકરાને માગ્યો. કળિયુગે છોકરો આપવાને ના પાડી, અને ઉલટી ગળે પડી, કે " મારો છોકરો હું તને કેમ આપું ?" આથી તો સત્યુગ બહુજ લાચાર થઇ અને પાડોશીઓ પાસે ફરીઆદ કરવા ગઇ, અને કળિયુગ અને પોતાની વચ્ચેનો જે હેવાલ બન્યો હતો; તેથી લોકોને વાકેફ કર્યાં. કેટલાક લોકોએ આ હકીકત ખરી માની; અને કેટલાક ખોટી માની. જેમણે ખરી માની તે સત્યુગનો પક્ષ કરવા લાગ્યા, અને જેણે ખોટી માની તેણે કળિયુગનો પક્ષ ખેંચ્યો. સત્યુગ કહેતી કે, " મેં ઘણી ભલાઇ કરી પણ સઘળી રીતે હું હારી બેઠી; અને હવે મારો છોકરો પણ તે આપતી નથી." ત્યારે કળિયુગ લોકોને એમ સમજાવતી, કે "મારા ધણીની હૈયાતીમાં મારી છાતી ઉપર ચડી સંસાર સુખ ભોગવ્યું; માટે હવે તેના મુવા પછી પણ મને સુખ લેવા દેતી નથી, અને ઉલટી મારા દીકરાને પણ લઇ જવાની પેરવી કરે છે." આવી રીતે બન્નેનું કહેવું સાંભળી જ્યારે કોઇ આ વાતનો નિકાલ ન લાવી શક્યું; ત્યારે આ વાત ગામના રાજા પાસે ગઇ. દરબારમાં બન્નેની સાક્ષી લેવાઇ, અને તે બેઉના પક્ષમાં બરાબર સરખીજ ઉતરી. આ ગામનો રાજા ડાહ્યો અને અદલ ઇન્સાફી હતો. તેણે વિચાર કર્યો કે બન્નેના સાક્ષી પુરાવા મજબુત છે, પરંતુ તેમાં એકની તો જરૂર લુચ્ચાઇ હોવી જ જોઇએ. આમ વિચારી તેણે એક યુકિત શોધી કાઢી. જલ્લાદને બોલાવી બધા સાંભળે તેમ મોટેથી હુકમ આપ્યો, કે " આ છોકરા ઉપર બંને સ્ત્રી દાવો કરે છે; માટે તેના બે કુકડા

કરી એકકને એકકો આપ." આ સાંભળી કળિયુગ બોલી ઉઠી કે "સાચને આંચ નહિ, કંઇ ફીકર નહિ". પણ સત્યુગ તો આ હુકમ સાંભળતાંજ રડી પડી, અને મોટેથી પોકાર મારી કહેવા લાગી, " મારા છોકરાના કકડા કરાવશો ના. મને તમારો આવો ઇન્સાફ જોઇતો નથી. હું એના ઉપરથી મારો હક ઉઠાવું છું. ભલે, તારી દેવડીમાં મારો ઇન્સાફ ન થઇ શકયો; પણ ઇશ્વરને ત્યાં તો જરૂર થવાનો છે." આ બંને સ્ત્રીના બોલવાથી રાજાએ જોયું કે છોકરાની ખરેખરી મા સત્યુગજ છે. કારણ કે છોકરાના ટુકડા થવાનો હુકમ સાંભળી તેનો પ્રેમ એકદમ ઉભરાઇ આવ્યો, ને પેલી વૈરી તો જાણે કેમ કશું થતુંજ ન હોય તેમ સાચને આંચ નહિ એમ કહી ઉભી રહી. આથી તે છોકરો સત્યુગને આપ્યો, અને પેલી ગળેપડુ કળિયુગને દેશનિકાલની સજા કરી કાઢી મુકી.

ઠગારા લોકો ગમે તેવી યુકિતથી પોતાનું કામ સાંધે; પણ અંતે સત્ય પ્રકાસ્યા વિના રહેતુંજ નથી. સત્યનો જય.



## ટુકડા હરામ અને બચકા હલાલ



બે વાણીઆ વેપારી પોતાને ગામથી કાપડની ગાંસડી લઇ બીજે ગામ વેચવા જતા હતા. ચાલતાં ચાલતાં બપોર થયા એટલે તેઓએ કોઇ ઠેકાણે વિસામો લેવાનો વિચાર કર્યો. થોડેક દૂર ગયા એટલે એક ઘટાદાર વડનું ઝાડ જોયું. તે ઝાડ નીચે ઘણાં માણસો આરામ લેવા બેઠા હતા. લોકોથી થોડે દૂર તેજ જગા ઉપર જમનાદાસ નામે વાણીઓ માત્ર એકલોજ બેઠેલો હતો. જમનાદાસને એકલો જોઇ પેલા બંને વાણીઆઓ તેની પાસે ગયા. જમનાદાસે તે બેઉને મીઠી જીભે બોલાવ્યા અને કહ્યું, " આવો ભાઇઓ આરામ લો અને કંઇ નાસ્તો કરવો હોય તો આ ઝાડની છાયા સારી છે. માટે ખુશીથી કરો. ખરા મધ્યાન વખતે આરામ લઇ જીવને જરા શાંતી આપવાથી તાજા થવાય છે, અને તેથી મુસાફરીનો રસ્તો કાપવાની શકિત આવે છે". બંને વાણીઆ એક મારગી હતા પણ જમનાદાસની મધુર વાણી પરથી તેને ભલો અને અકકલમંદ આદમી ધારી પોતાના માથા ઉપરના ગાંસડા ઉતારી હેઠે મેલ્યા. પછી તેમાંનો એક પાણી ભરી આવ્યો, એટલે બંને જણાએ નાસ્તો કર્યો. પાણી પીને પાન સોપારી ખાવા લાગ્યા, અને જમનાદાસને પાનસોપારી આપ્યાં; ત્યારે જમનાદાસે

પૂછ્યું, "ભાઇઓ તમે ક્યાંથી આવો છો અને અ.મ કઇ તરફ જવાના છો?" પેલા બંને વાણીઆઓએ જવાબ આપ્યો, કે "ભાઇ, અમે ઉદેપુરથી આવીએ છીએ, અને આ કાપડની ફેરીને વાસ્તે સુતેપુર જઇએ છીએ." આમ કહી તેઓએ કાપડના ગાંસડા છોડી, રસ્તાપરની ચડેલી ધૂળ ઝાપટી નાખી, ફરીથી બરાબર ગાંસડીઓ બાંધી, અને બન્ને જણાઓ એક એક ગાંસડી ઉપાડી ત્યાંથી ચાલતા થયા. તેઓએ જયારે કાપડના ગાંસડા છોડયા ત્યારે એક કાપડના તાકાની ધારી જે કાપડ ખરીદ્યા પછી લેનારાઓ ફાડી નાખે છે, તે બહાર પડી રહી હતી. તે પડી રહ્યાની જમનાદાસને ખબર હતી; પણ જયાં સુધી પેલા કાપડીયા ચાલતા થયા ત્યાં સુધી તે બોલ્યો નહિ, અને અજાણ્યો થઇ બેસી રહ્યો. જયારે પેલા અર્ધોક માઇલ ગયા હશે; ત્યારે જમનાદાસ તેની પાછળ દોડતો ગયો, અને જયારે તેમને દૂરથી દીઠા; ત્યારે મોટી બૂમ મારી તેઓને બોલાવવા લાગ્યો કે, "અરે ભાઇઓ! આ તમારૂં કંઇક પડી રહ્યું છે તે લેતા જાવ." જમનાદાસનો અવાજ સાંભળી વાણીઆઓ પાછા ફરી ઉભા રહ્યા. જમનાદાસે દોડતા આવી, કાપડના તાકાને છેડેની ધારી તેમને આપી. આ જોઇ પેલા બંને જણા નવાઇ પામ્યા, અને જમનાદાસના પ્રમાણિકપણા અને ચોકસાઇ માટે ઉંચો મત બાંધ્યો. બંને વાણીયાઓ ભાઇજ હતા, તેઓએ જમનાદાસને શાબાશી આપી પૂછ્યું કે, "ભાઇ! તું અહિંથી કયે ગામ જવાનો છે અને શુ ધંધો કરે છે?" જમનાદાસે કહ્યું, "ભાઇઓ હું તો ધંધા રોજગાર વિનાનો માણસ છું, અને ચાકરી વાસ્તે બહાર નિકળ્યો છું; માટે કયાંય ચાકરીએ લગાડશો તો મારા ઉપર મોટી મહેરબાની થશે." પેલા બે ભાઇમાંથી નાનાને દયા આવી, કે આવો એકીનદાર માણસ ધંધા વિના રખડે છે. આથી તેણે પોતાના ભાઇના કાનમાં ભરાઇ વાત કરી કે, "આપણને સુતેપુર ગયા પછી માણસનો ખપ પડશે, માટે આને જ રાખી લઇએ તો ઘણું સારૂં; કારણ કે તે ઘણીજ કાળજીવાળો અને હાથનો ચોકખો જણાય છે. એક અર્ધા માઇલ સુધી કાપડની એક ચાપ માટે દોડતો દોડતો આવ્યો છે; વળી બીજો લાભ એ છે, કે સુતેપુર અહિંથી દૂર છે તેથી ત્યાં સુધી તો આપણે માથેથી બોજો પણ ઓછો થશે," મોટા ભાઇએ તેમ કરવા આનાકાની કરી પણ નાના ભાઇએ આગ્રહ કરવાથી તેણે જમનાદાસને કહ્યું, કે "જો તારી ખુશી હોય તો અમારી સાથે આ કાપડની ગાંસડી ઉપાડી ફર. અમે જે ખાઇશું તે તને પણ ખવરાવશું, અને દર માસે ચોકખા રૂપિયા બે આપશું." જમનાદાસે કહ્યું, "ભાઇઓ! પગાર બહુજ થોડો છે; પણ અત્યારે મારૂં કામ બતાવ્યા વિના હું તમને શું કહી શકું! જયારે તમે

અને છુટથી કામ કરવા દેશો; ત્યારેજ તમને મારા કામની કદર થશે. ફીકર નહિ! પણ મારૂં સારૂં કામ જોઇ પગારમાં વધારો કરી આંપશો કે નહિ ?" તેઓએ આ વાત કબુલ કરી, અને તેને ચાકરીમાં રાખી લીધો; અને બંને જણાના ગાંસડા તેને માથે ચડાવ્યા. તેઓ સુતેપુર ગયા અને જમનાદાસ પાસે ગાંસડા ઉંચકાવી કાપડની ફેરી કરવા લાગ્યા. થોડાએક દિવસ થયા એવામાંતો જમનાદાસે તેની એવી તો ચાકરી કરી કે તેઓનો એવો મજબુત વિશ્વાસ તેના ઉપર બેસી ગયો કે તેના પોતાના ભાઇ પ્રમાણે ગણવા લાગ્યા. ઘણાં વખત સુધી આ બંને ભાઇઓ સુતેપુરમાં રહેવાથી તેમને ગામના બીજા વેપારીઓ જોડે પણ સારો સંબંધ થયો. એક દિવસ તે ગામમાં રાતે કાંઇ તમાશો થવાનો હતો; તેથી તે ગામના વેપારી કે જેને આ બંન્ને ભાઇ સાથે સારો નાતો થયો હતો. તેઓ આ બન્ને ભાઇને બોલવવા તેના ઉતારા ઉપર આવ્યા. આ વખતે આ બન્ને ભાઇઓ સુતેલા હતા, તેથી પેલા વેપારીઓએ તેમને ઉઠાડી તમાસો જોવા આવવા કહ્યું, બન્ને ભાઇઓએ વિચાર કર્યો, કે જમનાદાસ સુતો છે અને આપણે બહારથી તાળું મારી જઇએ તો કોઇક ચોર આવી તાળું ભાંગી માલ ચોરી જાય, માટે જમનાદાસ પાસે અંદરથી બારણું બંધ કરાવવું તે વધારે ઠીક. આમ વિચાર કરી તેણે જમનાદાસને ઉંઘમાંથી જગાડયો, અને કહ્યું કે, " અમે તમાશો જોવા જઇએ છીએ, માટે તું અંદરથી બારણાં બંધ કરી હોશિયારીથી ઉંઘજે ". આમ કહી બન્ને ભાઇઓ પેલા વેપારીઓ સાથે તમાસો જોવા ગયા.

એક તરફથી જમનાદાસના શેઠો તમાશો જોવા ગયા, અને બીજી તરફથી જમનાદાસ સારા સારા રેશમી તથા ઉંચા કાપડનો ગાંસડો બાંધવા લાગ્યો, અને ગાંસડો બાંધી ગામમાંથી નીકળી જવા તૈયાર થયો. જતી વખતે તેણે એક કાગળના ટુકડા ઉપર મોટા અક્ષરે ટુકડા હરામ અને બચકા હલાલ એમ લખી તે કાગળ દરવાજા પર ચોંટાડી ત્યાંથી સાડાબાર ભણી ગયો. પેલા બન્ને ભાઇઓ તમાશો જોઇ સવારે ઉતારે આવ્યા, તો દરવાજા ઉપર જમનાદાસનું કાગળીયું વાંચી હસવા લાગ્યા કે જમનાદાસે આ શું કૌતક કર્યું છે ! પછી તેઓ બારણું ઠોકવા ગયા તો દરવાજા ખુલ્લા જોયા અને માલમાંથી ઉંચી જાતના કાપડની ચોરી થએલી જણાઇ, આથી તેમણે જમનાદાસને ખરો ધુતારોજ માન્યો, અને સમજ્યા કે ટુકડો આપી બચકો લઇ ચાલ્યો ગયો ! વાણીયા બિચારા અજાણ્યા છતાં આણીગમ પેલીગમ દોડા દોડ કરી અંતે રડીને મુંગા બેઠા.



## જીસ મૂળસે આયે ઉસ મૂળસે ગયે, નફેમે દો જુતીયાં !

### ચોરને ઘેર ઠગ પરોણો.

કોઈ એક ગામમાં દલેરખાં નામનો એક મુસલમાન ચોરીનો ધંધો કરી સોદાગરના જેવો દમામ રાખતો હતો. ઘણાં ખરાં લોકો તો તેને એક મોટો સોદાગરજ જાણતા હતા, કારણ કે તે એવી સરસ રીતે ચોરી કરતો કે ધોળે દિવસે અને માલ ધણીની સામે છતાં તેની હીકમતથી તે પકડાતો નહિ. જેઓ તેની આ શાહુકારી ચોરીથી જાણીતા હતા, તેઓ તો તેને શાહુકાર ચોર અથવા નામીચો ચોર કહેતા. આ નામીચા ચોરે પોતાના ચતુરખાં નામે છોકરાને પણ આ ધંધાની તાલીમ આપી બરાબર હોશિયાર કર્યો હતો. એક દિવસ તે પોતાના છોકરાને ગુલામના લેબાસમા પાસેના એક ચંદર નામના શહેરમાં લઇ ગયો, અને એક ઘોડાના વેપારીને ત્યાં ગુલામ તરીકે વેચ્યો. ઘોડાના વેપારીનું નામ ગફલતશા કરીને હતું. તેણે છોકરાની ચાલાકી જોઇ ઘોડાની પરીક્ષાના કામ ઉપર રાખ્યો. છોકરો ચાલાક હોવાથી તે થોડા વખતમાં ઘોડાની પરીક્ષાના કામમાં બરાબર કાબેલ થઇ ગયો, અને પેલા સોદાગરનું કામ એવું તો સરસ કરતો કે તેથી થોડા વખતમાં તેણે તેનો સંપૂર્ણ વિશ્વાસ મેળવ્યો. થોડી મુદત વિત્યા પછી પેલો નામીચો ચોર દલેરખાં એક દિવસ હિંદુ સોદાગરનું ડોળ ઘાલી ગફલતશાને ત્યાં ઘોડો લેવા આવ્યો. ગફલતશા આ નામીચા ચોરને ઓળખી શક્યો નહિ, કારણકે પ્રથમ જ્યારે તે આવેલો ત્યારે એક સાધારણ મુસલમાન વેપારીના ડોળમાં આવ્યો હતો. નામીચા ચોરને પસંદ પડે તેવો ઘોડો કાઢી આપવાનો તેણે ચતુરખાંને હુકમ કર્યો. ચતુરખાં પોતાના બાપની મતલબને બરાબર સમજતો હતો, તેથી તેણે એક તેજી ઘોડો પોતાના બાપ માટે કાઢયો, અને જણાવ્યું કે, આ ઘોડો તારા કામનો છે. તેના બાપે તે ઘોડો પસંદ કરી તેની કિંમત પેલા સોદાગરને પુછી, અને કિંમત પ્રમાણે રૂપિયા આપવા માંડયા, ત્યારે સોદાગરે ચતુરખાંને રૂપિયા લેવાનો હુકમ કર્યો. આથી તેણે તેને પૈસા આપ્યા. પણ પૈસા આપ્યા પછી પેલા નામીચા ચોરે વાંધો લીધો કે, "મારે તો ઘોડાની ચાલ તથા તે કેવું દોડી શકે છે તે જોવું છે". ઘોડાના વેપારીએ ચતુરખાંને ઘોડો દોડાવવા કહ્યું. આથી ચતુરખાં તરતજ રૂપિયા સાથે ઘોડા ઉપર બેઠો, અને તેણે ઘોડાને એવા તો જોરથી દોડાવી મૂકયો, કે તે ગામની હદ છોડી ક્યાંય ગુમ થઇ ગયો ! ઘણા વખત સુધી પેલા બન્ને જણાએ

તેના આવવાની રાહ જોઈ. પણ તે નહિ આવવાથી પેલો નામીચો ચોર પોતાના પૈસા માટે ગફલતશાહ પાસે માંગણી કરી, જે પૈસા ગફલતશાને આપવા પડયા, જે લઇ દલેરખા પોતાને ઘેર આવ્યો. અહિ. તેનો છોકરો ચતુરખાં પણ ઘોડો અને રૂપિયા લઇ આવી ગયો હતો.

થોડા એક દિવસ ગયા બાદ એક ઠગ તે ચોરને ત્યાં પરોણા દાખલ ગયો. વાત કરતાં દલેરખાંને જણાવ્યું, કે મારે એક સારો ઘોડો જોઇએ છીએ, તેથી હું ચંદ્ર શહેરમાં ગફલતશાને ત્યાં જાઉં છું. આથી દલેરખાં લલચાયો અને તેણે જાણ્યું કે ઘોડાના પૈસા કરી લેવાની આ સારી તક છે. આથી તેણે પેલાને જણાવ્યું કે, "જો તું પૈસા ખરચી શકે તેમ હોયતો મારી પાસે એક ઘણોજ સારો ઘોડો છે". ઠગે જણાવ્યું કે, "પૈસાને વાસ્તે કાંઇ સવાલ નથી, પણ ઘોડો દોડવામાં સારો જોઇએ, કારણ કે મારે અમારા ગામના રાજાને સારૂં શિકાર રમવા જોઇએ છે". આથી તો વધારે પૈસાના લોભથી દલેરખાં વધારે લલચાયો, અને તેણે તે વાત કબુલ કરી. સવાર પડતાં પેલા ઠગે ઘોડો બરાબર જોઇ તપાસી પસંદ કર્યો, અને આણીગમ પેલીગમ દોડાવી જોવા તેની રજા માગી. દલેરખાંએ રજા આપ્યાથી પેલો ઠગ પોતાના જોડા કાઢી ઘોડા ઉપર સ્વાર થયો. થોડા વખત સુધી આમ તેમ દોડાવી પોતાના ગામની દિશા તરફ લઇ જઇ, એડી મારી પુરપાટ દોડાવી મુકયો. જયારે તે નજરથી દૂર થયો ત્યારે પેલો નામીચો ચોર તેની મતલબને સમજી ગયો, અને પેલા ઠગારાના જોડા ઉપાડી "કંઇ નહિ તો આજ મળ્યુ", એમ બોલી ઘર તરફ ચાલવા માંડયો. ત્યાં ઉભેલા લોકોએ તેને પૂછયું, "કે ઘોડાનું શું ઉપજયું ?" દલેરખાંએ તેમને ખરેખરૂં જણાવ્યું કે, "જીસ મૂળસે. આયા, ઉસ મૂળસે ગયા, નફેમે દો જુતીયાં !"



## લેને ગઇ પુત અને ખોઇ આઇ ખશમ !

એક ગામમાં કોઇ જુવાન પઠાણ રહેતો હતો. તે પૈસા ટકાથી સઘળી રીતે સુખી હતો, પણ તેને કંઇ બાળક ન હતું. તેથી તે અને તેની સ્ત્રી હમેશાં દીલગીર રહેતાં. બાળકની લાલસાથી તે પઠાણ એટલો તો વહેમાયો હતો કે, મુસલમાન હોવા છતાં હિંદુના દેવ દહેરાંની માનતા કરવી પણ તે ભૂલ્યો ન હતો. પૈસા ખરચવામાં તો તે પાછી પાનીજ કરતો નહિ. તેની વહેમી પ્રકૃતી જોઇ

એક માણુસે તેને રસ્તો બતાવ્યો કે, ગામની બહાર એક વેરાગી જે પોતાના ઝુંપડામાં ધુંઇ ધખાવી બેસે છે, તે સ્ત્રીઓને એક માસ સુધી રાતને વખતે પોતાની સામે બેસાડી મંત્ર ભણાવે છે; તેથી તેને ગર્ભ રહે છે. વહેમી પઠાણે આ વાત ખરી માની, અને પોતાની બૈરીને તે વેરાગી પાસે લઇ જઇ પોતાનો બધો હેવાલ કહ્યો. વેરાગીએ તેને જણાવ્યું કે, "તું જો મારા ઉપર પુરેપુરો વિશ્વાસ રાખતો હોય તો તારી બૈરીને દરરોજ એક માસ સુધી રાતને વખતે મારી પાસે એકલી મોકલ. એજ આશાએ મંત્ર ભણવા મારે ત્યાં બે બૈરીઓ દરરોજ આવે છે, તે રાતે જોઇ જવાથી ખાત્રી થશે". પઠાણને તેની વાત ઉપર વિશ્વાસ આવ્યો, તેથી દરરોજ પોતાની બૈરીને ત્યાં મોકલવા લાગ્યો. વેરાગી ગમે તેવો હોય; પણ ત્યાં જતી બૈરીઓની આબરૂની તે બહુજ રક્ષા કરતો. એક દિવસ પઠાણને વેરાગીની પરીક્ષા લેવાનું મન થયું; તેથી તે રાતના પોતાની બૈરીની પાછળ પાછળ તેના ઝુંપડા સુધી ગયો, અને ઝુંપડા પછવાડે છુપાઈ અંદરનો દેખાવ જોવા લાગ્યો. વેરાગી તેની સ્ત્રીને હાથમાં માળા આપી ઇશ્વરનું સ્મરણ કરવાનું કહી, પોતે પીશાબ કરવા બહાર નીકળ્યો, તો તેણે કોઇ આદમીને ઝુંપડા પછવાડે સંતાઈ રહેલો જોયો; પણ અંધારી રાત હોવાથી પઠાણને ઓળખી શકયો નહિ. તેણે ધાર્યું કે કોઇ હરામી માણસ આ સ્ત્રીની આબરૂ લેવા અહિં આવ્યો છે. એમ ધારી તેણે તરતજ ઝુંપડીમાં જઇ તરવાર લઇ આવી પેલા પઠાણનું ડોકું કાપી નાખ્યું. સવાર પડતાં પેલી સ્ત્રી ઘેર ગઇ પણ પોતાના ધણીને નહિ જોતાં શોધમાં નીકળી તો વેરાગીના ઝુંપડા પાસે તેને કતલ થએલો જોયો. રાતની હકીકત તો વેરાગીએ તેને જણાવી હતી; તેથી તે રડી ઉઠી અને બોલી કે, "લેને ગઇ પુત ને ખોઇ આઇ ખશમ ?"



## લાકડાનાં દેવને ખાસડાની પુંજા.

### બ્રાહ્મણોની ઠગાઇ.



અંમત નામે એક કસ્બામા હિંદુઓની ઘણી વસ્તી હતી. તે કસ્બામાં એક પ્રખ્યાત દહેરું હતું, અને તે દહેરાની પુજા શામળભટ નામનો એક બ્રાહ્મણ કરતો. શામળભટને બે દીકરા હતા. એકનું નામ રામભટ અને બીજાનું નામ ગામભટ. ગામભટ સ્વભાવે નમ્ર અને મીલનસાર હતો; તેથી કસ્બાના ઘણાખરા લોકોની

તેણે પ્રીતિ મેળવી હતી. રામભટ લુચ્ચો અને લફંગો હોવાથી તેને દોસ્ત પણ એવા મળ્યા હતા. શામળભટના ગુજરી ગયા પછી થોડો વખત તો બંને ભાઇઓએ સાથે ચલાવ્યું. દહેરાંની પુજાનું તથા ઘરનું બધું કામ ગામભટનેજ કરવું પડતું; પણ રામભટ જરાપણ મદદ કરતો નહિ, અને ઉલટો બધે રખડયા કરી મરજી પ્રમાણે ખરચ કર્યાં કરતો. એક દિવસ ગામભટની બૈરીએ તોફાન ઉઠાવ્યું, "કે મારો ધણી એકલોજ રજ્યા કરે, અને દેર દેરાણી મફતના રોટલા શા માટે ખાય?" આ વાત ગામભટને પણ વાજબી લાગી, તેથી તેણે તે માન્ય કરી, અને રામભટને જો ધંધો ન કરવો હોય તો ઘરમાંથી બહાર નીકળી જવા કહ્યું; પણ રામભટ કાંઇ આ બધું સાંભળી લે તેવો ન હતો; તેથી તેણે તેજ વખતે ગામભટને પુષ્કળ મારી, તેની બૈરી સાથે બહાર કાઢી મૂકયો, અને ફરી જો દહેરામાં પગ મુકે તો વધારે મારવા ધમકી આપી. ગામભટ સમજુ હોવાથી તેણે મારની બીકથી દહેરા અને ઘર ઉપરનો સઘળો હક છોડી દીધો, અને પોતાના ઘરના પલંગનો એક પાયો લઇ, તેને તેલ સીંદુર ચોપડી, લાલ કપડું વિંટાળી, દેવ ઠરાવી કસ્બા માંહેની એક જગાએ બેઠો, જે જગા દહેરે જવાના રસ્તામાં આવેલી હતી; તેથી જે લોકો દર્શન કરવા જતા તેને બોલાવી ગામભટ કહેતો કે, "આવોરે ભાઇઓ! આ છે પેલા મહાદેવજીનો નાનો ભાઇઓ; એનું નામ છે પલંગનો પાયો." કસ્બાના લોકોને ગામભટ તરફ વધારે ભાવ હતો; તેથી બધા લોકોએ દહેરા માંહેના દેવને પડતા મુકી, પેલા ગામભટના દેવની, એટલે પલંગના પાયાની પુજા કરવા લાગ્યા. આથી રામભટના દહેરાની કમાણી તદન બંધ થઇ ગઇ. રામભટને પોતાના ભાઇની અદેખાઇ આવી આથી તેણે એક દિવસ છાના માના જઇ ગામભટના દેવને એટલે પલંગના પાયાને છીનવી લીધો, અને દહેરાના ઓટલા ઉપર મુકી ત્યાં આવતા લોકોને દેખાડી પેલા પાયાને ખાસડાં મારી બોલતો કે, "**લાકડાના દેવને ખાસડાંની પુંજા અને પત્થરના દેવને માણસની પુંજા**"



## રાજાને ગમી તે રાણી અને છાણાં થાપતી આણી.



બાનશલડા નામે એક મોટા અને રસીલા પરગણામાં અમરસીંગજી નામે રાજા રાજ કરતો હતો. એ રાજા હોશિયાર અને બુધ્ધિમાન હોવા છતાં, રજપુત લોકોની કેટલીક ખાસ ટેવોનો તે ગુલામ હોવાથી, તેના સારા ગુણ ઢંકાઇ જતા.

એ રાજા એક નામીચા રજપુતની દીકરી સાથે પરણ્યો હતો, અને તેનાથી તેને એક સુંદર પુત્ર પણ થયો હતો. તેનું નામ શેરસીંગ કરીને હતું. શેરશીંગ જ્યારે પાંચ વરસનો થયો ત્યારે તેની મા મરણ પામી. થોડા વખત પછી રાજાને માટે સારાં કુળવાન કુટુંબોના માગા આવવા માંડયા; પણ અમરસીંગ તે બધાં પાછા વાળતો. એક દિવસ અમરસીંગ શિકાર કરવા ગયો, અને હરણની પાછળ પાછળ ઘણે દૂર સુધી નીકળી ગયો. અંતે હરણ થાકી જવાથી રાજાની બંદુકનો ભોગ થઇ પડયું. રાજાએ તેને પોતાના ઘોડા પછવાડે બાંધી, દિશાની તેમજ રસ્તાની કંઇ સમજણ ન પડવાથી તેમજ સાંજ પડી જવાથી આથમણી દિશા તરફ ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં એક ગામ આવ્યું. રાજાએ ગામને પાદરે એક સુંદર સ્રીને છાણાં થાપતી દીઠી. આ સ્રી ઘણીજ ખુબસુરત હોવાથી રાજા તેના ઉપર મોહી પડયો, અને વાતચિતને બહાને તેના પાસે પાણી માગ્યું. તે સ્રીએ હાથ સાફ કરી તરત એક લોટામાં પાણી લાવી આપ્યું. રાજાએ તેને પુછયું કે, " તું કુંવારી છે કે પરણેલી ?" ત્યારે તેણે જણાવ્યું કે, "મારી મરજી પ્રમાણે ભરથાર ન મળવાથી હું હજી પરણી નથી; વળી મારો બાપ મરી જવાથી તેમજ મારી મા અપંગ હોવાથી ભરથારની પસંદગી મારેજ કરવાની છે." રાજાએ તેને જણાવ્યું કે, "તું મારી સાથે પરણે કે નહિ ?" ત્યારે પેલી સ્રીએ જણાવ્યું કે, "હા તારા બોલવા ઉપરથી તેમજ તારા ચહેરા ઉપરથી હું તને પરણું ખરી; પણ તું મારી જાત જાણ્યા પછી મને કબુલ કરે કે નહી તે જોવાનું છે, કારણ કે હું જાતની ઢેડ ગરૂડા એટલે ઢેડ લોકોની બ્રાહ્મણ છું." રાજાએ કહ્યું કે "હું તો રજપુત છું; વળી બાનશલડા નામે પરગણાનો રાજા પણ છું; પણ જો તું મારી સાથે આવવા માગતી હોય, તો આ ઘોડા ઉપર ચઢી બેસ." એક તો રાજાને જોઇનેજ પેલી સ્રી પણ તેના ઉપર મોહી પડી હતી. તેમાં પણ જયારે તેને રાજા જાણ્યો; ત્યારે આંધળી માની દરકાર કર્યા વિના તેના ઘોડા ઉપર ચઢી બેઠી. આથી રાજા તેને પોતાના શહેરમાં લઇ ગયો. આ બધો દેખાવ તેજ ગામના અને તેની જાતીના એક ઢેડ ગરોડાએ જોયો હતો. તેણે આ ખબર પેલી સ્રીની માને આપ્યા. આથી તે સ્રીની માએ બાનશલડામાં તેની દીકરીને સદેશો મોકલ્યો, કે, "તું હવે સુખી થઇ છે તો મને ત્યાં તેડાવી લે." તેની દીકરી જે રાજાની રાણી થઇ હતી તેણે વિચાર કર્યો, કે અમારી જાત તો ઢેડ ગરોડાની છે, અને આ રાજા ઇશ્કનો માર્યો મને અહિં લાવ્યો છે; માટે જો મારી માને અહિં બોલાવું તો સઘળો ભરમ ખુલ્લી જાય; કારણ કે રાજાએ ગામમાં એમ ફેલાવ્યું છે, કે હું એક નામીચા રજપુતની કુંવરી છું. અને પોતે મારા બાપની ઇચ્છાથી

એને પરસી લાવ્યો છે. આમ વિચાર કરી તેણે તેની માને ખરચી મોકલી, અને જણાવ્યું, કે જો તને અહિં બોલાવવામાં આવે તો સઘળો ભેદ ખુલી જાય; અહિં રાખવાનું તો બની શકશે નહિ, પણ આવી રીતે દર મહિને હું ખરચી મોકલ્યા કરીશ. આ વાતને થોડા દિવસ નીકળી ગયા પછી તે સ્ત્રીને ગર્ભ રહ્યા, અને તેણે ખુબસુરત છોકરાને જન્મ આપ્યો, તેનું નામ બહાદુર-સિંગ કરીને રાખ્યું. આ વખતે જુની રાણીના દીકરા શેરસિંહનું વય અગીયાર વરસનું હતું. શેરસિંહની નાની ઉંમરનો લાભ લઇ આ નવી રાણીએ પાદશાહના પ્યારનો ઝરો પોતાના દીકરા તરફ વાળ્યો, અને તેની પાદશાહ આગળ નિંદા કરવી ચાલુ કરી. આ ધર્ષાથી શેરસિંહનું દીલ દુખાવા લાગ્યું; પણ પોતે કેળવાએલો અને અકકલમંદ હોવાથી તે વિષે જાઝી દરકાર કરી નહિ. શેરસિંહને તપાસ કરવાથી તેની માની જાત વગેરે માલમ પડયું હતું, પણ મોટું મન રાખીં કાંઇ પણ ચર્ચા કરી ન હતી. જયારે શેરસિંહ બાવીશ વર્ષનો થયો, ત્યારે બહાદુરસિંહ અગીયાર વર્ષનો હતો. આ વખતે રાજા ઘરડો થયો હતો, તેથી તેની નવી સ્ત્રીએ રાજાને આડું અવળું સમજાવી બહાદુરસિંહને રાજ્ય સ્વાધિન કરવા સમજાવ્યું. કેટલીક આનાકાની કર્યા પછી રાજાએ એ વાત કબુલ રાખી અને પોતાના અમીર ઉમરાવોને આ વાતથી વાકેફ કીધા, અમીરો તથા અમલદારો આ સાંભળી ઘણાંજ નારાજ થયા; કારણ કે તેઓ શેરસિંહની લાયકાત ઉપર ખુશ થઇ ગયા હતા; વળી બહાદુરસિંહના ગુણ તેની માની જાત તરફ ઉતર્યા હતા. આથી બધા ઉમરાવોએ શેરસિંહ સાથે મસલત કીધી. આથી તેઓને માલમ પડયું કે નવી રાણી ઢેડ ગરોડાની એટલે ઢેડ લોકોના બ્રાહ્મણની દીકરી છે, તેથી તેમને એક દિવસ આખા રાજયના બધા શેહરીઓની એક ખાનગી સભા રાજાને સમજાવી શેરસિંહને ગાદી અપાવવા વિષે વિચાર કરવા બોલાવી. તેમાં ઉપલો ઠરાવ પસાર કરી છેવટ રાજા ન સમજે તો લશ્કર ફેરવી રાજાને નસાડી શેરસિંહને ગાદી આપવાનું નકકી કર્યું.

આ બધી વાતથી તેઓએ શેરસિંહને વાકેફ કીધો, અને શેરસિંહને બધાનો સરદાર થવા સમજાવ્યું; પણ શેરસિંહે તેઓને જણાવ્યું કે, "મારા બાપની વિરૂધ્ધ અથવા તેની મરજી વિરૂધ્ધ હું કાંઇ પણ કરવા માગતો નથી. મારા બાપનો વિચાર, અને તેનું પાલન તેજ મારો ધર્મ. મને રાજ ન આપે, અને બહાદુરસિંહને આપે તોપણ તે મારો ભાઇજ છે; તે માટે હું જરા પણ ના-ખુશ નથી". અમીરજાદાઓએ તેને કહ્યું, કે જે સ્ત્રીને પેટે બહાદુરસિંહનો જન્મ થયો છે તે કાંઇ રજપુત પુત્રી નથી; પણ એક હલકામાં હલકી જ્ઞાતિની

એટલે ઢેડ ગરોડાની દીકરી છે. તેમ તે કાંઇ લગ્નની પવિત્ર ગાંઠથી જોડાએલી નથી. માત્ર વેશ્યા માફક લાવીને રાખેલી છે, તેવી સ્ત્રીના પેટથી જન્મેલો પુત્ર બીનહકદાર હોવા છતાં રાજ ચલાવે, અને ખરી ધર્મ પત્નીના દીકરાનો હક લુંટાય તે જોવા અમે રાજી નથી. શેરસિંહે તે લોકોને ધીરજથી સમજાવ્યા અને રજવાડાની રીતભાત અને રાજાઓની ચાલચલણ વિશે તેમજ પ્રજાની ફરજ વિશે ભાષણ કરી જણાવ્યું, કે "**રાજાને ગમી તે રાણી, અને છાણા થાપતી આણી**", છેવટે તેણે લોકોને સમજાવ્યું, કે "તે સ્ત્રી ગમે તેવી નીચ જાતની હો, નીકા કીધેલી હો કે ગમે તેવી હો; પણ ખુદ રાજાએ જ્યારે તેને રાણીનો દરજ્જો આપ્યો; ત્યારે આપણે બધાએ તેને રાણી ગણી માન આપવુ જોઇએ. તમારી દલીલ કેટલેક અંશે વાજબી છે, પણ અંતે આપણા બધાના હકમાં નુકશાન કરનારી છે. એમ માનો કે તમે બધી ફોજને ફેરવી રાજાને નસાડી મુકો, તો શું એને બીજી ફોજ મેળવતા નથી આવડતી! તે નવી ફોજ લાવી ચડી આવે, ત્યારે નાહક પ્રજાના જાનમાલની ખુવારી થાય તે કરતાં બહેતર છે, કે બહાદુરસિંહ રાજ કરે, અને અમે બંને સંપથી રહીએ, કે જેથી પ્રજાના જાન માલની આબાદી થાય."



## ઘેરની કસર, અને વહાણની સફર.

---

મીઆંખાન નામે એક વોરો વેપારી કપડવંજમાં રહેતો હતો. એ જાતે ડાહ્યો, મીલનસાર, અને સમજુ હતો; વળી તે સાથે તે પૈસે ટકે પણ સુખી હતો. મીઆખાનને તેનાથી નાના બીજા ઘણા ભાઇ હતા. તેમ તેણે પણ બાપના મરણ પછી મીઆંખાને સાથેજ રાખ્યા હતા, મીઆંખાનનો બાપ મરતી વખતે ચાર દીકરાઓ સિવાય કાંઇ પણ પુંજી મેલી ગયો ન હતો; પણ મીઆખાન જાતે ડાહ્યો હોવાથી નાનો સરખો વેપાર કરી પોતાના કુટુંબનુ ગુજરાન ચલાવતો. તે ઘરની અંદર જે કસર કરતો તે ખરેખર હસવા જોગ હતી. એક દિવસે મીયાંખાને રાતના એક પાઇની ગુવારફળી શાક માટે આણી, તેમાં દમડીનો એટલે એક પૈસાના આઠમા ભાગનો, તેલ, મરી મસાલો નાખી શાક કરાવ્યું. રાતના મીઆંખાન પોતાના ત્રણે ભાઇઓ સાથે જમવા બેઠો. આ વખતે તેણે પોતાના બધા ભાઇઓને જણાવ્યું, કે "જો આપણે કસર કરીશું, તો પાછળથી

સુખી થવાના; માટે હું ખાઉં તેમ તમારે પણ ખાવું, અને હું ચાલું તેમ તમારે પણ ચાલવું". મીઆંખાને રોટલીનો ટુકડો મોઢામાં નાખી ગુવારફળી શાકમાં આંગળું બોળી ચુસ્યું ! ! ને બોલ્યો કે, " વાહ ! ગુવારફળી બહુ મજાની બની છે ! " આ પ્રમાણે તેણે ઘરનાં બધાં માણસોને જમતાં જમતાં શાકમાં આંગળું બોળી ચાટવાનું શીખવ્યું, આથી બધા માણસો તેમ કરવા લાગ્યા. અંતે બધાં જમી રહ્યા પણ શાક તો તેમનું તેમજ રહ્યું ! આ વખતે મીયાંખાને કહ્યું, " જુઓ મારી માફક ખાધાથી કેટલો બધો ફાયદો થયો, વળી જમતાં જમતાં સ્વાદ પણ કેવો મજેનો આવ્યો. અત્યારે કસર કરવાથી સવારમાં પણ તે કામ લાગશે." બીજે દીવસે સવારનાં જમવા બેઠા, ત્યારે આગલા દિવસના માફકજ ચલાવ્યું. અને અરધી ગુવારફળી તે વખતે ખાધી અને બાકીની અરધી તે દિવસે રાતના ચલાવી. રાતે જમી રહ્યા પછી તેણે પોતાના ભાઇઓને શિખામણ આપી કે; "ઘેરની કસર અને વહાણની સફર બંને બરાબર થાય છે. જો આપણે ઘરમાં આખી જીંદગી સુધી બરાબર કસર કરીએ, તો એક વહાણની સફર જેટલો ફાયદો થાય છે". બીજે દિવસે મીઆંખાન પોતાના એક મિત્રને મળવા ગયા. ત્યાં તરકારીની વાત નીકળતાં મીઆંખાન બોલી ઉઠયા. કે, "ભાઇ ! હમણાં ગુવારફળી ઘણી સસ્તી મળે છે. મેં ગઇ પરમદીને દોઢીયાની મંગાવી હતી, તેને દમડીનું તેલ અને મસાલો નાખી વધારી તો ઘણીજ સ્વાદિષ્ટ થઇ હતી. તે એવી તો મજેની બની હતી, કે અમ પરમ દિને રાતના ખાધી, પાછી કાલ સવારે અને છેવટે રાતના પણ ખાધી."

આ વાતને લાંબો વખત ગયા પછી મીઆંખાનના ભાઇઓ મોટા થવાથી તેઓ તેનાથી જુદા પડયા, અને દરેકે જુદા જુદા ધંધા ચાલુ કર્યા. એક વખત મીઆંખાનને વેપારના કારણસર લાંબી મુસાફરીએ જવાનું નક્કી થયું, તેથી તેણે ઘરમાંથી નીકળ્યા અગાઉ ઘરમાં કેમ કસર કરવી તે પોતાની બીબીને લંબાણથી સમજાવ્યું. પછી તે બીબીને મળી ભેટીને બહાર નીકળ્યો. પાંચ છ કોસ ચાલ્યા પછી કાંઇક યાદ આવવાથી મીઆંખાન પાછો ઘેર આવ્યો, અને બૈરીને કહ્યું, "રે શું ! એક જાતની કસરની સમજ પાડતાં હું ભુલી ગયો," બૈરીએ જાણ્યું કે કોણ જાણે તે કસર કેટલી અગત્યની હશે; કે મીઆં આટલો રસ્તો કાપી પાછા આવ્યા છે. બાઇડીએ કહ્યું, "મીઆં તે કસર તે કેવડી મોટી છે કે તમે લંબાણથી પાછા આવ્યા." મીઆંખાન બોલ્યો, "બીબી રાતને વખતે દીવીમાં બત્તી કરવી નહી, પણ કોડીયામાં કરવી. ખાસ અગત્યનું તો એ છે કે કોડીયામાં વાટ બળી જાય ત્યારે તે વાટને આંગળી વતી સંકોરવી નહિ, પણ પાતળી સળી

વતી સંકોરવી; કારણ કે કોડીયામાં આંગળી નાખવાથી તે માંહેનું તેલ આંગળીને ચોટે અને તેટલું દીવેલ ઓછું થાય!!" આ સાંભળી બીબીએ કહ્યું, "મીઆ તમે આટલી નાની વાત માટે ફેરો ખાધો; પણ તમે આવતાં જતાં જેટલું ચાલશો, તેથી જોડા ઘસાશે તેટલો આપણને અવગુણ થવાનો કે નહિ?" મીઆંએ જવાબ દીધો, "બીબી, શેહર બહાર નીકળ્યા પછી હું જ્યારે પાછો ફર્યો; ત્યારે મેં જોડાને બગલમાં માર્યા હતા: અને પાછો તેટલો પંથ જઇશ ત્યાં સુધી બગલમાંજ મારીશ, એટલે આપણને જરા પણ અવગુણ થવાનો નહિ!!" મીંઆ સફરે ગયા પછી તેની બૈરીએ તેના કહેવા મુજબ ઘરમાં કસર કરવા માંડી. જ્યારે તે શાક વાસ્તે ભાજી મંગાવે ત્યારે તેના કુમળાં મુળીઆમાં મીઠું નાખી અથાણું બનાવે, અને રીંગણા (વેંગણ) દુધી, અને પાપડી (વાલોર) મંગાવે ત્યારે તેની છાલ ઉતારી સુકવી તેને બળતણ તરીકે કામમાં લે. મીઆખાને ઘેર આવી બીબી પાસે ઘરખરચનો આંકડો માગ્યો. બૈરીએ તે આપ્યો, તો ભાજી તરકારીના ખરચનો હિસાબ કરતાં સરાસરી રોજના અર્ધા પૈશાનો ખરચ આવ્યો. આટલો બધો ખર્ચ જોઇ મીઆંએ બૈરીને ઠપકો આપ્યો, કે, "રે બીબી, તે કાંઇ બરાબર કસર કરી નહિ. અમે ચાર ભાઇ જ્યારે સાથે હતા, ત્યારે એક પૈશાની ગુવારફળી માંથી બે દિવસ રાતના અછી તરેહથી જમ્યા; વળી એક આખો દિવસ ખાસી રીતે નાસ્તો કર્યો!! તેં તો એકલીએ રોજનો અર્ધો પૈશો ખાધો! હું સફરમાં હતો, ત્યારે એક પૈશાના ચણા કુરમરા લઉં તો આખો દિવસ કાઢી નાખતો અને તેં તો બે વખત અનાજ વાપરવા છતાં અર્ધા પૈશાની તરકારી ખાધી એ કંઇ ઠીક કર્યું નહિ!"



## લખાણું તે વંચાણું.

ખેડા નામે જીલ્લામાં બાહેલાં લોકોની મોટી વસ્તી હતી. બાહેલા જાત એ મૂલેજ ખેડુત છે; તેથી અહિંના બધા બાહેલા લોકો મોટા પાયા પર ખેતી કરી, અનાજ પકવી બાહેરના દેશ ખાતે મોકલતા. અનાજનો મોટો જથો થવાથી ઘણાં આડતીયા માલ ખરીદવા આવતા. કેટલાક લોકો આડતીયાને માલ આપતા તો કોઇ કોઇ લોકો જાતે શહેરમાં જઇ વેચી આવતા. આ બધામાં હરખા નામનો એક બાહેલો અનાજનો મોટો જથ્થો પકવતો; વળી પોતે અક્કલવાન હોવાથી વેચી સાટી પણ બરાબર જાણતો. હરખાનો વેપાર મોટો હોવાથી તેને હિસાબ

કેતાબની બહુ જંજાળ ખેંચવી પડતી. ખેડાથી થોડા કોસ ઉપર ખંભાત કરીને એક બંદર હતું. ત્યાંથી ઘણાં દેશો સાથે માલની આવજા થતી, અને બધા મોટા વેપારીઓ હાલના મુંબઇ અને અગાઉના સુરતની પેઠે ત્યાં વસતા હતા. ખંભાતમાં ધીરજલાલ નામનો એક વાણીયો દાણાના દલાલને ત્યાં નોકર હતો. એ વાણીયો પોતાની ચંચળાઇને લીધે ઘણો વખણાએલો હતો. જે દલાલને ત્યાં ધીરજલાલ હતો તેજ દલાલ માર્ફત હરખો પોતાના માલનો સોદો કરતો. ધીરજલાલને હરખા સાથે સારો સંબંધ હતો, તેથી તે તેને કોઇ કોઇ વાર છુપી સલાહ આપી ઘણો ફાયદો કરાવતો. એક વખત પટેલને ધીરજલાલની ચતુરાઇ જોઇ લાગ્યું, કે ધીરજલાલને જો આપણે ત્યાં મુનીમ તરીકે રાખી લીધો હોય, તો હિસાબ કીતાબની સાથે વેપાર વણજમાં તે ઘણો કામ લાગે. આમ ધારી એક વખત તેણે ધીરજલાલની આ બાબતમાં મરજી પુછી જોઇ. તેણે કહ્યું કે "મને વરસ દહાડે અહિં જે મળે છે તે કરતાં બાર મહિને પચાસ રૂપિયા વધારે આપવામાં આવે તો હું તૈયાર છું". હરખાએ ધીરજલાલના પગારની સાથે તેને રાખવાથી થતા લાભો સરખાવી જોયા. આથી તેણે ધીરજલાલને વરસે પચાસ રૂપિયા વધારે આપી પોતાને ત્યાં રાખી લીધો. ધીરજલાલ પટેલનો હિસાબ બરાબર રાખવા લાગ્યો વળી વેપારમાં પણ સારી સલાહ આપવા લાગ્યો. આથી હરખાને ઘણોજ લાભ થવા માંડયો. એક વખત વરસાદના દિવસમાં બધા અનાજની વાવણી ચાલતી હતી. તે વખતે ધીરજલાલે વિચાર કર્યો, કે મેં પટેલને ઘણાં વખત સુધી લાભ કરાવ્યો; પણ પટેલે તેનો કાંઇ બદલો વાળી આપ્યો નહિ; માટે હવે કાંઇ યુક્તિ કરી બદલો વાળી લેવો જોઇએ. પાછલી વાવણી વખતે જ્યારે ઘઉં, ચણા વગેરે વાવવાનો વખત આવ્યો; ત્યારે પટેલે ત્રીશ ખાંડી ચણા વાવવા કાઢયા, અને ધીરજલાલને તે ચોપડામાં લખી લેવા કહ્યું. આ વખતે ધીરજલાલ હસી પડયો, અને બોલ્યો, કે "પટેલ જો તમે રાજીખુશીથી હુકમ આપો તો આ ત્રીશ ખાંડી ચણામાંથી અર્ધો ચણો મારે નામે લખું". હરખાએ આ વાત નજીવી જાણી હસીને કહ્યું, "ભાઇ, અર્ધા ચણાનો તે શું હિસાબ હોય!" ધીરજલાલે કહ્યું કે, "અરધા ચણાનો પાક જે હિસાબે થાય તે મને આપવો". પટેલે આ વાત કબુલ કરી, અને ધીરજલાલને તેની માગણી પ્રમાણે અર્ધા ચણાનો હિસ્સો તેને નામે લખવાનો હુકમ આપ્યો. આ ઉપરથી ધીરજલાલે શેઠની સાથે થએલી બધી વાતચિત નોંધી તે સાથે અર્ધો ચણો પોતાને નામે લખ્યો. તેમાં એવી રીતે લખ્યું હતું, કે, "હરખા પટેલના ખેતરમાં વાવેલા તીશ ખાંડી ચણામાં અરધા ચણાનો ભાગ ધીરજલાલનો છે". આ બીના

લખ્યા પછી ધીરજલાલે હરખા પટેલને તે દેખાડ્યું. આ વાંચી હરખો પટેલ હસ્યો, અને બોલ્યો કે, "બચ્ચાંની રમત સરખી વાત છે". ધીરજલાલે કહ્યું, "શેઠ જેવા મારાં નશીબ; પણ જો તમે આ વાતમાં રાજી હો, તો કરો આ લખત નીચે સહી". હરખાએ આ બધું રમત જેવું જાણી સહી પણ કરી આપી. આ વાતને ઘણો વખત ગયા પછી ચણાનો પાક તૈયાર થયો. હરખાએ ધીરજલાલને હુકમ કર્યો કે, "ચણાની કાપણી કરાવી ખળીમાં નાખી પાક તૈયાર કરો". હુકમ પ્રમાણે ધીરજલાલે ચણા કપાવી, ખળીમાં નાખી છુટા કરાવી પાકના બે ભાગ કર્યા. આ ઉપરથી પટેલે પૂછ્યું કે, "ચણાના બે ભાગ શું કામ કીધા છે?" ધીરજલાલે કહ્યું, "એક ભાગ તમારો અને બીજો મારો". પટેલે ગુસ્સે થઇ કહ્યું, "એનું કારણ શું?" ધીરજલાલે કહ્યું, "આપણા કરાર પ્રમાણે અર્ધા ચણા મારા ખરા કે નહિ?" પટેલે જણાવ્યું કે, "માત્ર અરધા ચણાના એટલે ચણાની એક ફાડના હિસાબ પ્રમાણે આપવા હું તૈયાર છું. બાકી તારી આ લુચ્ચાઇ કાંઇ ચાલવાની નથી". ધીરજલાલે કહ્યુ, "પટેલ ! જો હું તમારા મોઢાના શબ્દો ઉપરજ રહ્યો હોત, તો તમે છેવટે મારા હાથ ધોવડાવત, પણ મેં ચોપડામાં બધું લખાવી તમારી સહી લીધી છે". હરખે ઉતર આપ્યો કે, "ભાઇ ! ચોપડામાં લખાણું તે વંચાણું, આપણે કોઇ પાસે ઈન્સાફ કરાવીએ". આ ઉપરથી તે બંનેએ એક પંચ બોલાવી તેની પાસે પોતાનો કેસ મુકયો. પટેલના ચોપડામાં જોતાં પંચે વાંચ્યું કે, "હરખા પટેલના ખેતરમાં વાવેલા તીશ ખાંડી ચણામાં અરધા ચણાનો ભાગ ધીરજલાલનો છે". આ ઉપરથી પંચે એવો ફેસલો આપ્યો કે, "ત્રીશ ખાંડી ચણા માંથી પંદર ખાંડી ચણાનો ભાગ પટેલે ધીરજલાલને આપવો". પટેલે દલીલ કરી, તેથી પંચે જણાવ્યું કે ઉપલા લખાણનો બીજો કાંઇ અર્થ થઇ શકે નહિ. પંચના ચુકાદાથી પટેલને અર્ધો ભાગ ધીરજલાલને આપવો પડયો, અને ધીરજલાલને ચાકરીએ રાખ્યાથી પટેલને આવો મોટો ફાયદો થયો ! માટે હરેક બાબતમાં સહી કરતી વખતે તેમાં લખેલા મુખ્ય વાક્યનાં અર્થ ઉપર બરાબર ધ્યાન આપવું. નહિ તો હરખાની માફક સાચા છતાં હારી બેસવાનો વખત આવે.



## પૈસા ખરા કે અક્કલ ?

---

માતર નામે પરગણાંના મહુવા નામે ગામમાં શેરખાં નામે એક પઠાણ રહેતો હતો. પઠાણ બાપીકી દોલત બહુ ધરાવવાથી હંમેશાં મગરૂર રહેતો. એજ ગામમાં

સોભાગચંદ નામનો વાણીયો રહેતો હતો. સોભાગચંદ ડાહ્યો, ધીરજવાન, અક્કલમંદ, અને મીલનસાર હતો, ત્યારે શેરખાં ઉછાછળો, તુંડ મીજાજનો અને અભિમાની હતો. જો કોઇની સાથે જરા પણ અણબનાવ થાય તો સેરખાં તેને પૈસાના બળથી હેરાન કરવાની ગોઠવણ કરતો. સોભાગચંદ જેમ તેના સારા ગુણોને લીધે ગામમા પ્રખ્યાત થયો હતો, તેમ શેરખાં તેની ખરાબ ચાલ ચલગતથી પ્રખ્યાત થયો હતો. સહેજ વાતમાં આ બંને જાહેર પુરષોમાં અણબનાવ થયો હતો. આથી શેરખાં પોતાના પૈસાના બળથી તેને ખરાબ કરવાની કોશીશ કરતો હતો, પણ સોભાગચંદ પોતાની અક્કલ હુશિયારીથી તેના દરેક દાવમાથી નીકળી જતો. એક વખત એવું બન્યું, કે સોભાગચંદ જે ગામથી પોતાના ગામ માતરમાં આવતો હતો, તેજ ગામમાં શેરખાંને જવાનું હતું. બંને ગામ વચ્ચે એક સાકડી એકજ ગાડી ચાલી શકે એવી નાળ હતી. સોભાગચંદ જયાં અરધી નાળમાં ગાડી સાથે પહોંચ્યો, ત્યાં સામેથી શેરખાંનું ગાડું બરાબર સામે આવી પહોંચ્યું. આ વખતે શેરખાંની ગાડીમા તેના દમામ પ્રમાણે કેટલાક સિપાઇઓ પણ હતા, અને સોભાગચંદની ગાડીમાં ફકત બેજ માણસ હતા. શેરખાંએ સોભાગચંદને હુકમ કર્યો, કે " મારી ગાડીમાં વધારે માણસો બેઠાં છે, માટે તું તારી ગાડી પાછી નાળ બહાર કાઢ ". આથી સોભાગચંદે તેને જણાવ્યું, કે " ભાઇ ! તારી ગાડી જેમ ભરેલી છે, તેમ મારી ગાડી કાંઇ ખાલી નથી, વળી તારી પાસે તો સિપાઈ સફરા પણ છે, તો તારી ગાડી તું પાછી ફેરવે તો તને કાંઇ હરકત પડવાની નથી". આથી શેરખાંનો મીજાજ ગયો, અને તેણે સિપાઈઓને સોભાગચંદની ગાડી પાછી નાળ બહાર કાઢવાનો હુકમ કર્યો. સોભાગચંદ આ સાંભળી લટી ગયો, અને એક યુકત શોધી કાઢી બોલ્યો, કે " ભાઇ, મને ગરીબને તું શા માટે હેરાન કરે છે ? મેં તને જે રસ્તો બતાવ્યો છે. તે વાજબીજ છે, પણ મારી વાત તને ખોટી લાગતી હોય તો આપણે થાણદાર પાસે જઇ મન્સાફ કરાવીએ. જો તું વાજબીજ કરવા માગતો હોય તો આ રસ્તો ઘણો સારો છે." શેરખાંએ વિચાર કર્યો, કે થાણદારને લાંચ આપીશ, એટલે તે પણ મારી તરફજ થવાનો, એમ ધારી તેણે સોભાગચંદની વાત પસંદ કરી, અને બંને થાણદારની કચેરીમાં ગયા. થાણદારના હાથ નીચે જે કલાર્કો હતા, તે બધા સોભાગચંદ મારફતજ નાણાં વ્યાજે લેતા. આથી તેણે થાણદારને સમજાવી શેરખાં પાસેથી મોટી લાંચ લેવા છતાં તે મુકદમો આગળ ચલાવ્યો, અને મામલતદારની કચેરીમાં મોકલાવ્યો. ત્યાં પણ મામલતદાર સોભાગચંદનો ઓશીઆળો નીકળ્યો, કારણ કે

ઘણી વાર તેને સરકારી કામમાં તેની મદદ લેવી પડતી. આથી તેણે શેરખાં પાસેથી લાંચ લેવા છતાં, એવો તટસ્થ ઇન્સાફ આપ્યો, કે "શેરખાં પોતાની ગાડી પાછી ફેરવશે તો યોગ્ય થશે, કારણ કે તેની પાસે સિપાઇ વગેરે માણસો છે". આ ચુકાદાથી શેરખાંએ જીલ્લા કચેરીના વજીરમાં અપીલ કરી. તેણે ધાર્યું કે વજીર બહુજ દેવાદાર છે, માટે મારી લાંચથી લોભાઇ મારી તરફજ ન્યાય ઉતારશે. બંને જણાંઓ વજીરની કોર્ટમાં ગયા વજીરે તેમને સમજાવ્યા, કે "બંનેની ગાડી નાળ વચ્ચે એકડી થઇ છે, માટે બંનેએ સમજી એક જણે પોતાની ગાડી પાછી કાઢવી. એ બાબતમાં સરકાર કાંઇ જબરજસ્તી કરી શકે નહિ, કારણ કે બંનેના હક સરખા છે". વજીરની સમજાવટથી પણ તેઓ સમજ્યા નહિ. આથી વજીર બહુ ગુસ્સે થયો, અને ત્યાંથી પચાસ માઇલ દૂર આવેલા ગામમાં ત્યાંના અમલદાર ઉપર ચીઠી લખી, આ બંનેને કેદ રાખવા જણાવ્યું. વિશેષમાં તેઓને જણાવ્યું કે, તેમણે ઈન્સાફને અપમાન આપ્યું છે, માટે બંનેને એક એક વરસ સુધી કેદ રાખવામા આવશે. આ હુકમથી શેરખાં ગભરાયો, પણ સોભાગચંદ જરા પણ બીધો નહિ. રસ્તામાં ચાલતાં શેરખાંએ સોભાગચંદને કહ્યું, "જો ભાઇ, તું સમજ્યો નહિ તેથી બંને જણાને કેદ થવું પડશે". સોભાગચંદે ઉત્તર આપ્યો, કે "ભાઇ તું તો પૈસાવાળો છે, માટે લાંચ આપીને પણ છુટી જવાનો, પણ હું તો ગરીબ છું, એટલે મને તારા કરતાં વધારે ફીકર છે." શેરખાં બોલ્યો, "બળ્યો મારો પૈસો! દરેક જગ્યાએ મોટી મોટી લાંચ આપી પણ કંઇ વળ્યું નહિ, બૈરાં છોકરાં હેરાન થતાં હશે, અને હું હેરાન થાઉં છું તે જુદો; માટે જો તું તારી બુધ્ધિ ચલાવે તો આપણો બેઉનો છુટકો થાય. જો તું મારો છુટકો કરશે તો હું તારો ગુણ ભૂલીશ નહિ". સોભાગચંદે જોયું, કે હવે મીઆંનો મીજાજ ઠેકાણે આવ્યો છે. આથી તેણે પૂછયું, કે "મીઆં સાહેબ, પૈસા ખરા કે અક્કલ?" મીઆંએ જવાબ આપ્યો કે, "પૈસા નહિ, પણ અક્કલ ખરી" એમ કહી તેણે એક હજાર રૂપિયા પોતાના માણસ પાસેથી સોભાગચંદને અપાવ્યા, ને કહ્યું કે, "હવે જેમ બને તેમ જલદીથી છુટકારો કર". સોભાગચંદે એક યુક્તિ શોધી કાઢી, અને ઉર્જન ગામના મામલતદાર પાસે જ્યારે તેઓને લઇ ગયા ત્યારે પુછપરછ કરી, ત્યારે સોભાગચંદ બોલ્યો "સાહેબ, અમે પુરા ભાગ્યશાળી છીએ. જયાં અમે જઇએ છીએ ત્યાં દુકાળ અને મરકી સિવાય બીજું પરિણામ નીપજતું નથી, જેથી આ દેશથી પેલે દેશ એમ વારે ઘડીએ અમોને કેદ કરવામાં આવે છે. બસ ફરીને આ દશમી વાર તમારા ગામમાં કેદ થવાને આવ્યા છીએ; પણ અમને ધાસ્તી લાગે છે,

કે રખેને અહિં પણ મરકી ફાટી નીકળે અને અમારે અહિંથી વળી બીજે જવું પડે. આ ગામ પણ અમને બહુજ ગમે છે; પણ ધાસ્તી માત્ર રોગ ફાટી નીકળવાનીજ છે. અમે ઘણાં મજેનાં કેદખાનાં જોયાં; પણ કોઇએ બે માસ કેદ રાખી રોગ ફાટી નીકળતાં બીજા ગામના મામલતદાર ઉપર ચીઠી લખી ત્યાં મોકલ્યા; પણ કોઇ એવો માણુસ નથી મળતો કે જે અમને લાંબી મુદત સુધી જેલમાં રાખી મેલે". આ સાંભળી ઉર્જનના મામલતદારે વિચાર કર્યો, કે શું વજીરના ગામમાં જેલ નથી, કે અહિંયા કેદ કરવા મોકલે? પણ કેદીઓના કહેવા પ્રમાણે મરકી અને દુકાળ ચાલતો હશે; તેથી આ પીડા અહિં કાઢીછે. તો હું મારી ગરીબ વસ્તીને શા માટે દુઃખી કરૂં, એમ વિચારી તેણે બંને જણાને છોડી મેલ્યા!



## પટેલની વાત તો પટેલ જાણે,<br>હાથમાં દાંડો ને ધંટી તાણે.

---

કુંભારીયા નામે એક પરગણાંમાં વાઘજી નામનો એક કણબી રહેતો હતો. એ કણબી સ્વભાવે શાંત, અક્કલ હોશિયારીવાળો, અને સાથે ઇન્સાફ કરવાની શકિતવાળો હતો. આ ઉપરથી તે ગામના મામલતદારે ત્યાંના લોકોની માગણીથી વાઘજીને પટલાઇ આપી હતી. વાઘજીને પટલાઇ મળ્યાથી ગામના લોકો ઘણાં ખુશી થયાં; કારણકે વાઘજી એવો તો સરસ ન્યાય કરતો કે તેમને થાણદાર કે મામલતદારની કચેરીમાં જવાની જરૂર રહેતી નહિ. વાઘજીની આ ખ્યાતી સાંભળી બીજા ગામના લોકો પણ તેની પાસે ન્યાય કરાવવા આવવા લાગ્યાં; કારણકે તેના વાજબી ન્યાયથી લોકોમાં પૈસાની ખુવારી થતી અટકી. આથી વાજબી ઇન્સાફ તોળવા માટે, પોતાના હક બરાબર જાળવવા માટે; તેમજ પુરતી સુલેહ શાંતિ જાળવવા માટે વાઘજી ઘણી મહેનત લેતો; પણ આ બધી મહેનતના બદલામાં પટલાઇના હક શિવાય બીજું કંઇ મળ્યું નહિ. તેમ પોતે કોઇની લાંચ રૂશ્વત લેતો નહિ, કે ભેટ સોગાદ અને નજરાણું પણ સ્વીકારતો નહિ. તેમ બીજો ધંધો કરી ગુજરાન ચલાવી શકે તેટલો વખત પણ તેને મળતો નહિ. આથી તેને ઘરખરચની બહુજ આપદા ભોગવવી પડતી. આથી તેને કંટાળો આવવા લાગ્યો; તોપણ પટલાઇ સરીખા મોટા નામ અને માનને ખાતર તંગાશ ભોગવ્યા છતાં પણ એ કામ કરતો હતો. પાછળથી વાઘજી પટેલ બહુજ દુઃખી

થવા લાગ્યો, કોઇવાર ખાવાનાએ સાંસાં પડવા લાગ્યા. હવે વાઘજી પટેલે જોયું, કે પટલાઇના માન અને શોભાને જાળવવા જાઉં છું તો ઘરમાં ખાવાનાએ સાંસાં પડે છે, અને ધંધા રોજગાર ઉપર ધ્યાન આપવા જાઉં છું તો માન અને મોભામાં ઘટાડો થાય; વળી કોઇ ભાવ પણ પુછે નહિ. આ બેમાંથી કયો રસ્તો લેવો તેના વિચારમાં વાઘજી પટેલે ઘણાં દિવસ કાઢી નાખ્યા; કારણકે રાત દિવસનો મોટો ભાગ લોકોના કામમાંજ તેને ગુંચવાઇ રહેવું પડતું. આથી આ બાબતમાં તે પાકો ઠરાવ કરી શકયો નહિ. એક વખત વાઘજી પટેલના ઘરમાં આટો થઇ રહ્યો હતો. અને બૈરી તેને પીઅર એટલે તેના બાપને ત્યાં ગઇ હતી, અને બીજી તરફથી તેની પાસે પૈસા પણ ન હતા, કે અનાજ કોઇની પાસે દળાવી મંગાવે; પણ વખતસર ખાવું તો જોઇએજ. તેથી વાઘજી પટેલ ખુણામાં પડેલી ઘંટી ઉપર જાતે દળવા બેસી ગયો. પટેલ દળતો હતો તેવામાં એકાએક મામલતદાર ગામમાં આવવાથી તેણે પોતાના પટાવાળાને પટેલને તેડવા મોકલ્યો. પટાવાળો પટેલના ઘરથી અજાણ્યો હતો, તેથી પુછતો પુછતો પટેલને ઘેર ગયો; પણ પટેલને ઓળખતો ન હતો; તેથી પટેલનેજ પુછવા લાગ્યો, કે વાઘજી પટેલ કયાં છે ? પટેલે જવાબ દીધો, કે "ભાઇ, **પટેલની વાત તો પટેલ જાણે ને હાથમાં હાંડોને ઘંટી તાણે**" આ શબ્દનો અર્થ પેલા પટાવાળે એવો કર્યો, કે આ માણુસને પટેલ કયાં છે તેની ખબર નથી. આ સાંભળી તેણે મામલતદારને કહ્યું, "પટેલ કયાં છે એની ખબર પણ એક પટેલના ઘરમાં દળવા બેઠેલા પુરૂષને નથી". મામલતદાર વિચારમાં પડયો, કે વળી પટેલના ઘરમાં કયો પુરૂષ દળવા બેઠો હશે ! આથી તેણે એક સારા માણુસ પાસે ખબર કઢાવી, તો પટેલનો સઘળો ભરમ ખુલ્લો થઇ ગયો. આથી મામલતદારે પટેલના લવાજમમાં વધારો કરી આપ્યો.



## લાખના બાર હજાર.

ઉજાલા નામે એક શહેરમાં હુશિયારખાં નામે એક પઠાણ રહેતો હતો. તે બહાદુર અને હિંમતવાળો હોવાથી ઘણોજ નામીચો થયો હતો. તે પઠાણ ઉજ્જૈનના રાજાની ચાકરીમાં હોઇ, તેની ઘણી સારી ચાકરી બજાવી તેનો પ્યાર મેળવ્યો હતો. રાજાએ તેની સારી સેવા બદલ તેને ઘણાં ઇનામ તથા બક્ષિસો આપી હતી. વળી તેને મોટા પગારથી ખજાનાનો ઉપરી પણ બનાવ્યો હતો આવા

બારે પગારથી તેમજ રાજાની સારી મહેરબાનીથી લગભગ તે એક લાખ રૂપિયાનો આસામી થયો હતો. તેને રમઝાનખાં નામે એક છોકરો હતો. રમઝાનખાંની મા નાનપણથી મરણ પામી હતી. આથી હુશીયારખાંએ તેને ઘણાં લાડ લડાવ્યા હતા. રમજાનખાં બાર વર્ષનો થયો તેટલા વખતમાં તો હુશીઆરખાંએ તેની શાદી પણ કરી નાખી. રમજાનખાંની બૈરી પરીના જેવી ખુબસુરત અને ડાહી હતી. રમજાનખાં જયારે પદર વર્ષનો થયો ત્યારે તેનો બાપ હુશીઆરખાં મરણ પામ્યો. આથી તે બધી દોલતનો માલિક થયો. રમજાનખાં નાનપણથીજ લાડમાં ઉછરેલો હોઇ મરજી મુજબ પૈશા ઉડાડતો. કોઇપણ જાતનો ખર્ચ કરતાં તેના બાપે તેને કોઇ દિવસ અટકાવ્યો ન હતો. આમ નિરઅંકુશ રહેવાથી તેના બાપના મરણ પછી તે લખલુટ પૈશા ઉડાડવા લાગ્યો. આ જોઇ તેની બૈરીને ચિંતા થવા લાગી, અને તેણે પોતાના ભરથારને પૈશા યોગ્ય રસ્તે વાપરવા માટે ઘણું સમજાવ્યો; પણ બચપણથીજ ઉડાઉ સ્વભાવના રમજાને તે ઉપર કશું ધ્યાન આપ્યું નહિ, અને તેના લુટારા મિત્રોની સલાહ પ્રમાણે ચાલવા માંડયો. આવા દેવાળીયા ખર્ચથી તેનો પૈશો થોડા દિવસમાં તદ્દન કમી થઈ ગયો, અને તીજો રીતું તળીયું નજીક જણાવા લાગ્યું. તે એટલોતો બીન અકલી હતો, કે પૈશાની નહિ પણ થેલીનીએ ગણતરી ન રાખતો. ઘણીવાર તો એ પોતાના મિત્રોને ચાવી આપી તેની પાસથી ઘેરથી પૈશા મંગાવતો. તેન મત્રો પણ એવાજ ધનમતલબી હતા; તેથી તેની આ બેદરકારીનો લાભ લેવા ચુકતા નહિ. તીજોરીમાંથી મરજીમાં આવે તેટલા પૈશા કાઢી લઇ જતા, અને મરજીમાં આવે તેટલા પૈશા તેને આપતા. રમઝાનની બૈરી આ બધું સમજતી, પણ તેનું કાંઇ ચલણ ન હોવાથી, પાછલી જીંદગી વિષે ચિંતા કરી મનમાં બળીને બેસી રહેતી. રમઝાન તેના મિત્રોના કહેવાથી એમજ માનતો કે મારો પૈશો તો અખુટ છે. તે કદી ખુટવાનોજ નથી. આવી ખોટી સમજણથી તે તેની બૈરીનું કહેવું ગણુકારતોજ નહિ; પણ તેની સ્ત્રી તેને રોજ પૈશાની ગણતરી કરવા સમજાવતી. દરરોજની ઉશ્કેરણીથી એક દિવસ રમજાનખાંને ગણતરી કરવાનું મન થયું ને તેણે બરાબર હિશાબ કર્યો, તો તેની આંખે ચડી ગએલો મગરૂરીનો પડદો ખસી ગયો; કારણ કે એક લાખ રૂપિયામાંથી લખલુટ આંખો બંધ કરીને ખરચ કરવાથી માત્ર રૂપિયા બાર હજાર રહ્યા હતા! આ જોઇ રમજાન ધાસ્તીમાં પડયો અને પોકાર મારી બોલી ઉઠયો, " રે બીબી આતો લાખના બાર હજાર રહ્યા છે!" આ તકનો લાભ લઇ તેની બૈરીએ તેને એવું તો ઠેસવ્યું, કે હજુ પણ જો તું તારો ખર્ચ અને મતલબી મિત્રોને નહિ છોડે તો તારા આ બાર

હજાર તો બાર દિવસમાં પુરા થઇ જવાના છે, અને છેવટે તારા અને મારા બુરા હાલ થશે. જે ઘરમાં આજે બાદશાહી મોજમજા ચાલે છે, તેજ ઘરમાં ખાવાના પણ સાંસા પડશે; માટે હે રમજાનખાં! તમારા બધા મિત્રોને આજથી સલામ કરો અને બાકી રહેલા બાર હજાર મને સોંપી તમે બેઠા બેઠા માત્ર ખાવાનું કામ કરો, અને જો તમારાથી બની શકે તો કોઇ ઉદ્યમ કરી બે પૈસા ઘરમાં લાવો. રમજાનખાંને બૈરીનું કહેવું બરાબર લાગ્યું, તેથી તેણે બાર હજાર રૂપિયા તેને સ્વાધિન કરી દીધા, અને પોતે બધું છોડી દઇ વખતસર ઘરમાં જઇ જમી આવતો. આમ થોડો વખત ચાલ્યા પછી તેની સ્ત્રીની સમજાવટથી ચાકરી કરવા લાગ્યો. પ્રથમ તો તેના પગારના રૂપિયા તેજ વાપરતો પણ કેટલોક વખત ગયા પછી તેને એક પુત્ર થતાં તેની બૈરીએ ખરચ વધ્યાનું જણાવી તે રૂપિઆ પણ ઘરમાં લેવા માંડયા. આ શાંત સ્વભાવની શિખામણથી રમજાનખાં એકદમ સુધરી ગયો, અને પાછળથી તે જોડું ઘણું સુખી થયું.

પૈસાદારોએ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ, કે તેમણે પોતાના બચ્ચાંને અયોગ્ય લાડ લડાવવા ન જોઇએ; કે પાછળથી તેમના પ્યારાં બચ્ચાંને દુઃખી થવાનો વખત ન આવે. ખાસ કરીને એવી કેળવણી આપવી જોઇએ કે જેથી તેઓ પૈસાનો નાશ કરવાને બદલે તેમાં વધારો કરી શકે. આમ થવા માટે તેને બચપણથીજ સ્વચ્છંદી થતા અટકાવી તેના ઉપર પુરતો અંકુશ રાખવો જોઇએ. છોકરીઓને એવા પ્રકારની કેળવણી આપવી જોઇએ કે તેઓ કરકસરથી વેતરણ કરી પોતાનું ઘર બરાબર ચલાવી શકે. વળી તેઓને જો રમજાનખાં જેવો ધણી મળ્યો હોય, તો પોતાની કેળવણીના બળથી તેને સુધારી શકે. આવા પ્રકારની કેળવણીજ સ્ત્રીઓને લાયક છે, અને કન્યાશાળાઓમાં આવી કેળવણી મળતી હોય તોજ તેઓએ તેનો લાભ લેવો, નહિતર આથી ઉલટું ખરચાળ ટેવો પડતી હોય તો બહેતર છે, કે તેમણે પોતાની પુત્રીઓને ઘર આગળ અક્ષરજ્ઞાન આપી ઉપર કહી તેવી ગૃહ કેળવણી આપવી.



## અકલ બડી કે ભેંશ?

### બાળકોનો વિચાર

મધુરસ નામે એક ગામમાં ધીરજસીંગ નામે એક રાજા રાજ ચલાવતો હતો. આ રાજામાં તેના નામ પ્રમાણેજ ગુણ હતા; એટલે તે ધીરજવાળો, અક્કલ-

વાળો, અને ડાહ્યો હતો. આ રાજાને શિકારની ઘણો શોખ હતો; તેથી તે જંગલોમાં ખુબ રખડતો. એક દિવસ સવારમાં તે જંગલમાં નીકળ્યો, તો તેણે દૂરથી એક હરણું દીઠું. આથી તેણે ઘોડાને તે તરફ દોડાવ્યો. આ તરફ હરણું રાજાના ઘોડાને પોતાની તરફ આવતો જોઇ એકદમ નાઠું. હરણું આગળ અને રાજા પાછળ. એમ દોડતાં દોડતાં લગભગ બપોર થયા છતાં હરણું પકડાયું નહિ. અંતે રાજાએ તેનો પુંઠ પકડયાથી તે થાકયું; તેથી તેણે રાજાને હાથે મરવા કરતાં આપઘાત કરી મરવું વધારે ઠીક માન્યું. આથી દોડતાં દોડતાં એક તળાવ આવ્યું તેમાં હરણું કુદી પડયું; પણ તળાવનો ભાગ ઉંડો ન હોવાથી તે ડુબી ગયું નહિ; પણ પાણીમાં ભરાઇ બેઠું. રાજાએ તળાવમાં જવા ઘોડાને ચલાવ્યો; પણ તળાવના કાંઠાપર કાદવ પુષ્કળ હોવાથી ઘોડાના પગ કાદવમાં ઉતરી જવા લાગ્યા. આથી તેણે ઘોડાને દુર બાંધી પોતેજ તેની પાછળ પડી મારવાનું નક્કી કીધું; કારણ કે તે હરણે રાજાને બહુજ હંફાવ્યાથી તે તેના ઉપર ઘણોજ ગુસ્સે થયો હતો આથી તે નીચે ઉતરી તળાવમાં જવા લાગ્યો; પણ ઘોડાની માફક તેના પગ પણ કાદવમાં ઉતરી જવા લાગ્યા. આથી કંટાળી તેણે હરણનો કેડો મૂકયો. ઉનાળાની ગરમીને લીધે તેને પાણીની તરસ તથા થાક બહુજ લાગ્યા હતા. આથી તે પાણીની શોધ કરવા લાગ્યો. ચાલતાં ચાલતાં તે એક લીલોતરીવાળી જગાએ જઇ ચઢયો. ત્યાં ભાજી તરકારીના કયારા જોઇ તેણે વિચાર કર્યો, કે આ જગાએ માણસ હોવા જોઇએ. આથી તેણે માણસની શોધ કરવા માંડી તો લાંબે નજર નાખતાં બે છોકરાઓ તરકારીના કયારા આગળ રમતા જોયા. રાજાએ તે છોકરાઓને બૂમ મારી પોતાની નજીક બોલાવી, પીવા વાસ્તે પાણી માગ્યું. આ જગાથી ત્રણેક માઇલ પર એક શેરડીનો વાડ ફરતો હતો. ત્યાં પેલા છોકરાનો બાપ ચાકરી કરતો હતો. તેને શેરડીના રસનો ઘડો છોકરાઓને ઘેર લઇ જવા આપ્યો હતો. તે ઘડો તેના ભાઇબંધના ખેતરમાં મુકી તેઓ રમતા હતા; કારણ કે તેનો મિત્ર તેને વાડીની ચોકી કરવાનું સોંપી પોતે ઘેર જમવા ગયો હતો.

રાજાના કહેવાથી બંને છોકરાઓ પાછા જ્યાં શેરડીના રસનો ઘડો પડયો હતો તે અને પાણી લેવા ગયા. બંને જણા શેરડીના રસનો તથા પાણીનો ઘડો લઇ પાછા આવ્યા, અને રાજાને મરજી પડે તે પીવા જણાવ્યું. રાજાએ શેરડીનો રસ પીધો; આથી તેના જીવને ઘણી ટાઢક વળી; આથી તેણે છોકરાઓને તેમની ઉદારતાના બદલામાં જે માગે તે આપવા જણાવ્યું. છોકરાઓ બંને બાળજ હતા. તેમાં એકની ઉંમર સાત અને બીજાની નવ વરસની હતી.

તેમણે રાજાના કહેવાથી પોતાની બુદ્ધિ પ્રમાણે માગણી કરી. નાના છોકરાએ રાજા પાસે ઘણી અક્કલ માગી, અને મોટાએ એક ભેંસ માગી! તેની માગણી ઉપરથી રાજાએ તેના બાપને ત્યાં બોલાવ્યો, અને કહ્યું કે, "તારા બંને છોકરાઓએ મારી સારી બરદાસ કીધાથી હું તેમના ઉપર ખુશી થયો છું, અને તેમને કંઇ માગી લેવા કહ્યું હતું. તો તારા મોટા દીકરાએ ભેંસ માગી છે; માટે ગામમાં જઇ સારામાં સારી ભેંસ ગમે તેટલી કિંમત આપીને લઇ આવ". છોકરાના બાપે ગામમાં જઇ એક સારી ભેંસ ખરીદ કરી, અને તેના રૂપિયા રાજા પાસેથી ભેંસના ધણીને અપાવ્યા. હવે નાને છોકરે તો અક્કલ માગી હતી; તેથી તેણે પણ તેના માગ્યા પ્રમાણે આપવું જ જોઇએ. આથી તેણે છોકરાના બાપને કહ્યું કે, "આ છોકરાને ખાધે ખોરાકીના તથા કપડાં લતાંના પૈસા દર માસે પુરા પાડવામાં આવશે. વધારામાં તેણે અક્કલ માગી છે; માટે હું એક વિદ્વાન માણસ તેને અક્કલ આપવા માટે મોકલીશ; તે માણસને તારો છોકરો સોંપજે; જેથી તે અક્કલવાન થશે". આમ કહી તે છોકરાના બાપને એક માસની ખોરાકી તથા કપડાં બદલ રૂપિયા પચાશ આપી ત્યાંથી પોતાના શેહરમાં આવ્યો અને ત્યાંથી એક સારા વિદ્વાન માણસને સારો પગાર ઠરાવી તે છોકરાને અક્કલ આપવા મોકલ્યો.

હવે એક તરફથી નાને છોકરે પેલા વિદ્વાન પાસે વિદ્યાભ્યાસ ચાલુ કર્યો, અને બીજી તરફથી પેલે મોટે છોકરે ભેંસનું દુધ ખાવા ભેંસની બરાબર ચાકરી કરવા માંડી. આ વાતને ઘણો વખત ગુજરી ગયો. ત્યારે નાને છોકરે સંપૂર્ણ વિદ્યા મેળવી લીધી; એટલે તેનો શિક્ષક જે પેલો વિદ્વાન હતો, તે નાના છોકરાની પરીક્ષા કરાવવા માટે રાજા પાસે લાવવા તૈયાર થયો. આ વખતે પેલા મોટા ભાઇએ ભેંસના દુધનો બે ત્રણ વખત સ્વાદ લીધો હતો; પણ પાછળથી તે ભેંસ મરી જવાથી બીજી ભેંશ લેવા રાજા પાસે જવા તૈયાર થયો, અને પોતાના નાના ભાઇના શિક્ષક સાથે ચાલ્યો. બંને છોકરાને જોઇ રાજાએ પૂછ્યું, કેમ છોકરાઓ "અક્કલ બડી કે ભેંસ?" આ સાંભળી મોટો છોકરો તો વિચારમા પડયો, કે શું જવાબ દઉં; પણ નાને છોકરે તુરત જવાબ દીધો કે, "સાહેબ! અક્કલ બડી." રાજાએ કહ્યું, "અક્કલના કરતાં તો ભેંસ ઘણી મોટી હોય છે ને?" છોકરાએ જવાબ દીધો, "ભેંસના કદ કરતાં અક્કલનું કદ નાનું હોય છે ખરૂં; પણ અક્કલને કાંઇ ભેંસની પેઠે દુઃખ દરદ થતું નથી. તેમ તે ભેંશની પેઠે ચોરાઇ કે ખોવાઇ જતી નથી, તેમ મરણ પામતી નથી. એટલુંજ નહિ; પણ અક્કલનો ખજાનો સોના રૂપાના ખજાનાની પેઠે કોઇને આપ્યાથી ઓછો થતો નથી; પણ ઉલટો વધે છે; આમ છે તેથી અક્કલ સર્વે

કરતાં શ્રેષ્ટ છે." આ સાંભળી તેનો મોટો ભાઇ તો રડી પડયો, ને બોલ્યો, "સાહેબ! મારા ભાઇનું કહેવું ખરૂં છે, મારી ભેંશ તો મરણ પામી; પણ તેની અક્કલ કાંઇ ઓછી થવાની નથી." આ ઉપરથી રાજાએ બંનેને બક્ષિશ આપી વિદાય કીધા.



## જટાળો તે જોગીનો ભાગ

---

### વાણીયાની લુચ્ચાઈ

---

એક વખત એક વાણીયો, બ્રાહ્મણ, અને જોગી એક ગામથી બીજે ગામ જતા હતા. તેઓ રસ્તામાં ચાલ્યા જતા હતા, તેવામાં રસ્તાની એક બાજુએ શેરડીનો સાંઠો પડેલો જોયો. આથી વાણીયે તે ઉંચકી લીધો; પણ ત્રણે સાથે હોવાથી, તેમજ ત્રણેએ એક સાથે જોવાથી બ્રાહ્મણે અને જોગીએ તેમાં પોતાનો હક છે એમ કહ્યું. આથી તે વાણીયાએ સાંઠો વહેંચી આપવાનું કબુલ્યું. પ્રથમ તેણે શેરડીનો પુછડા તરફનો નરમ ભાગ કાપી બ્રાહ્મણને આપ્યો, અને કહ્યું કે "અગ્રે અગ્રે વિપ્ર". પછી મૂળીઆં તરફનો ભાગ કાપી જોગીને આપતાં બોલ્યો "**જટાળો તે જોગીનો ભાગ**". આવી રીતે બંનેને આગલા-પાછલા ખરાબ ભાગો આપી વચ્ચેનો સારો ભાગ પોતે રાખ્યો, અને કહ્યું કે "**વચ્ચેનું કંદ આરોગે નંદ**" આવી રીતની ઠગાઇ કરી પોતે સારો ભાગ રાખ્યો લુચ્ચા લોકો ભોળા માણુસને ઠગવાને ઘણીવાર આવી યુક્તિઓ કરે છે, અને તેઓની ઠગાઇ નહે સમજવાથી ભોળા લોકો તેના કહેવામાં કશોએ વાંધો લીધા વિના ઉલટા ખુશી થાય છે.



## હોઠ બહાર તે કોટ બહાર.

---

ગુજરાત તરફ મકરપુરા નામે પરગણામાં એક રાજા રાજ્ય કરતો હતો. તે રાજા બધી રીતે સુખી હતો. માત્ર તેને ત્યાં બાળકની ખોટ હતી, બાળકને માટે તે રાજાએ ઘણો પ્રયત્ન કર્યો. અનેક જોશી બ્રાહ્મણો તથા ઠગારાના કહેવા પ્રમાણે તેણે બધા ઉપાય અજમાવી જોયા, પણ કશાથી તેની આશા પુરી પડી નહિ. તે રાજાની કચેરીમાં એક ગમતી માણુસ હતો. તે ફુરસદને વખતે રાજાને રમુજ

કરાવતો. આ માણુસ ઘણો ચતુર અને હોશિયાર હતો. તેણે રાજાને ધુતારા બ્રાહ્મણોના હાથમાં ફસી પડતો જોઇ વિચાર કર્યો, કે જો રાજા આ લોકોના હાથમાં ફસી પડશે, તો રાજકારભારમાં કાંઇ ધ્યાન આપશે નહિ, અને તેથી રાજ્યમાં અંધેર ચાલશે, એમ વિચારી રાજાને વહેમમાંથી છુટો કરવાની એક યુક્તિ તેણે શોધી કાઢી. એક દિવસ તેણે પોતાને ગામ જવાને બહાને રાજા પાસે એક માસની રજા માગી, અને રજા મંજુર થયા પછી તે બ્રાહ્મણ બીજા કોઇ ગામમાં એક મહિનો ગાળી પાછો રાજા પાસે હાજર થયો. આ વખતે તેણે કુરનેસ બજાવી કહ્યું, "બંદે નવાજ! નોકરની એક અરજ છે." રાજાએ હુકમ કર્યો કે "તારી અરજ સુખે જાહેર કર".

આ ઉપરથી પેલા ગમતી માણુસે કહ્યું કે, "હું જયારે મારા દેશમાં ગયો હતો, ત્યારે મેં ત્યાં ૧૨૫ વરસનો ઘરડો બ્રાહ્મણ જોયો, અને તેથી મેં આપને ત્યાં બાળક થશે કે નાહ તે બાબત પુછપરછ કરી, તો તેણે આપના ગ્રહ જોઈ જણાવ્યું છે, કે જો દશ વરસ સુધી આપ એક કુમારી કન્યા જોડે દર વરસે લગ્ન કર્યા કરો તો આપને ત્યાં છોકરાનો જન્મ થાય, માટે હે માહારાજ! હવે આપે બધા બ્રાહ્મણોને રજા આપી, આ ઘરડા માણુસે કહેલો ઉપાય કામે લગાડવો જોઇએ." રાજાને આ વાત પસંદ પડી તેથી તેણે એક બૈરી શોધી કાઢવા પ્રધાનને હુકમ કર્યો. આ ઉપરથી પ્રધાને એક ખુબસુરત રાજ કન્યા શોધી કાઢી તેની સાથે રાજાના લગ્ન કરાવ્યાં. આ પ્રમાણે દશ વરસ સુધી રાજા એક એક કન્યા સાથે લગ્ન કરતો ગયો. રાજાએ જયારે દશમી વખતે લગ્ન કર્યું ત્યારે તે બૈરીને થોડા વખત પછી ગર્ભ રહ્યો, અને પુરા નવ મહિના થયે તેણે એક છોકરાને જન્મ આપ્યો. રાજાને ત્યાં છોકરો તો આવ્યો, પણ એ છોકરાને એક એબ હતી. આથી રાજાનું દીલ નારાજ થયું, કારણ કે આ છોકરાના કાન બકરાંના જેવડા લાંબા હતા! આ વાતની શહેરમાં ચર્ચા ન થવા પામે માટે રાજાએ એક યુકિત શોધી કાઢી પોતાના ગામથી દૂર આવેલા એક જંગલમાં બંગલો બંધાવી પોતાની સ્ત્રી તથા કુંવરને ત્યાં રાખ્યા, અને તે રસ્તે કોઇ ન જવા પામે માટે ત્યાં ચોકી પહેરો બેસાડી, જવાની અટકાયત કરી ને જનારને ફાંસીએ દેવાનો સખત હુકમ કર્યો. આ બધાનાં કારણમાં જાહેરમાં એવું ઉડાડયું, કે શહેરના કોઈ ખરાબ માણુસોની નજર બાળક ઉપર ન પડે, માટે આ બધું કર્યું છે.

આ વાતને લાંબો વખત થયા પછી કુંવર જયારે મોટો થયો ત્યારે તેને વિધાભ્યાસ કરાવવા રાજાએ ગોઠવણ કરી. કુંવર જાતે હોશિયાર અને બુદ્ધિવાળો હોવાથી ટુંક સમયમાં સારૂં ગ્નાન મેળવ્યું. માઠાં ભાગ્યે એવો બનાવ બન્યો કે

રાજા એકાએક અકસ્માતથી મરણ પામ્યો. આ ખબર તેના કુંવરને પડતાં તેણે શહેરમાં જવાની યુક્તિ શોધી કાઢી. પોતાના બાપના મરણના શોક દાખલ તેને પાઘડી ન પહેરતાં બંને કાન ઢંકાઇ જાય તેવી રીતે શાલ વીંટવી શરૂ કરી. આ પ્રમાણે કરવાથી તેની એબ તુરતમાં તો ઢંકાઇ ગઇ.

આ નવા રાજાએ પોતાની હજામત કરવા સારૂં પોતાના બાપના બુઢા હજામને બોલાવ્યો, અને તેને એકાંતમાં લઇ જઇ કહ્યું, કે, "મારી એબ વિષેની વાત જો બહાર પડશે તો તને અને તારા છોકરાને ફાંસીએ દઇશ, અને તારૂં ઘરબાર લુંટી લઇશ". આ ઉપરથી હજામે જણાવ્યું, કે "સાહેબ ગમે તેવી છુપી વાત હશે તોપણ હું મારા પેટમાં દાબી રાખીશ, અને કોઇને કહીશ નહિ". આ પ્રમાણે હજામને સમજાવ્યા પછી રાજાએ તેની પાસે હજામત કરાવવી ચાલુ કરી. રાજાના કાન બોકડા જેવા જોઇ હજામને ઘણુંજ આશ્ચર્ય લાગતું, પણ રાજાએ બીક બતાવેલી તેથી કોઇની મોઢે તે વાત કરી શકતો નહિ. હજામ લોકોની જાત અદક પાંસળી એટલે જરા વાચાળ (બહુ બોલી) કહેવાય છે. કોઇબી છુપી વાત તેઓને કહેલી હોય તો થોડા વખતમાં બહાર આવ્યા વિના રહેતી નથી. રાજાના આ હજામને રાજાના કાન વિષેની વાત પોતાના મિત્રો આગળ તથા પોતાના બૈરાં છોકરાં આગળ કહેવાનું ઘણું મન થતું, પણ રાજાની બીકથી તે હોઠ સુધી વાત પાછી પડતી મુકતો.

એક દિવસ એવું બન્યું, કે તે હજામ પોતાની નાતમાં ખુબ મિષ્ટાન્ન જમી આવ્યો. આથી બીજે દિવસ તેને પેલો જમણનો ભારે ખોરાક પચ્યો નહિ, અને તેનું પેટ ચડી આવ્યું. આ ઉપરથી હજામે એમ માની લીધું કે રાજાના કાન સંબંધી વાત પેટમાંજ દાબી મુકવાથી પેટ ચડી આવ્યું છે. ! ! આ વાત કોઇની આગળ ન બોલ્યાથી આમ બન્યું છે એવો વિચાર જયારે હજામના મનમાં નક્કી થયો ત્યારે તેનો જીવ ઘણો ગભરાવા લાગ્યો, અને આ વાત પેટમાંથી બહાર કાઢવા તે તલપી રહ્યો. એક તરફથી આ વાત બહાર પાડવા તરફ તેનું ધ્યાન ખેંચાઇ રહ્યું હતું, અને બીજી તરફ આખા કુટુંબનો નાશ તેની નજરે તરતો હતો. આ ઉપરથી હજામે એવો તોડ કાઢયો, કે આ વાત શહેરની બહાર જઇ કોઈ અજાણ્યા માણસને કહેવી. આવી ધારણાથી તે જંગલ તરફ જવા નીકળ્યો. ચાલતાં ચાલતાં મોટી ઝાડીવાળા ગીચ જંગલમાં તે આવી પહોંચ્યો. આ વખતે સૂરજ આથમી ગયો હતો અને ધીમે ધીમે અંધારૂં વધતું જતું હતું, આથી તે જંગલી જનાવરોના ડરથી ઝાડ ઉપર ચડી ગયો, પરંતુ રાતનો જંગલનો આવો બીહામણો દેખાવ જોઇ તે ઘણોજ બ્હીવા લાગ્યો, અને પોતાના

આ મૂર્ખાઈ ભરેલાં કામને માટે મનમાં પસ્તાવો કરવા લાગ્યો, કે રાજાની વાત જો પેટમાં દાબી રાખી હોત, તો આ ઘોર જંગલમાં રાતવાસો કરવો પડત નહિ. જેમ જેમ રાત આગળ વધતી ગઈ તેમ તેમ તેનો ભય વધતો ગયો, અને તેનું મન આકુળ વ્યાકુળ થવા લાગ્યું. આ ભય પોતાના મનમાંથી ઓછો કરવા હજામે એવો વિચાર કર્યો, કે અહિં તો મારા સિવાય કોઇ માણસ નથી, માટે રાજાના કાન બોકડા જેવા છે એ વાત જો મોટા અવાજે બોલી દઉં તો મારા જીવનો ગભરાટ શમી જાય ને દીલનો પણ ખુલાસો થાય ! આમ વિચારી તેણે **"રાજાના બોકડા જેવા કાન, રાજાના બોકડા જેવા કાન"** એમ બોલી આખી રાત કાઢી અને સવાર પડતાં પોતાના ઘર તરફ રવાના થયો.

હવે બન્યું એવું કે હજામ જે જંગલમાં હતો તેજ જંગલમાં હજામના ઝાડથી થોડે દુર એક ફકીર ઝાડ નીચે પથારી કરી સુતો હતો. તેણે જ્યારે "રાજાના બોકડા જેવા કાન, રાજાના બોકડા જેવા કાન" એમ સાંભળ્યું. ત્યારે જાગી ઉઠયો અને વિચાર કરવા લાગ્યો, કે આવા ભયાનક જંગલમાં અત્યારે આ કોણ બોલતું હશે. ભયને લીધે તપાસ કરવા તેની હિંમત ચાલી નહિં, તેથી કોઇ ભૂત પિશાચ હશે એમ માની ત્યાંથી ઉઠી, પોતાનું બોચકું બગલમાં મારી કોઇ શહેર તરફ ચાલતો થયો. સવાર પડતાં બરાબર તે રાજાના જ શહેરમાં આવી પહોંચ્યો. ભીખ માગવા જતાં પહેલાં તેણે વિચાર કર્યો, કે કાલે રાતે જંગલમાં જે શબ્દો સાંભળ્યા છે, તેજ આજે ભીખ માગતી વખતે બોલીશ તો નવીનતાને લીધે લોકોનું ધ્યાન મારા તરફ ખેંચાશે, અને મને બે પૈસા વધારે મળશે. એમ ધારી તેણે રસ્તામાં ફરતાં ફરતાં બોલવા માંડયું કે "રાજાના બોકડા કાન, રાજાના બોકડા કાન." ફકીર આ શબ્દો બોલતો બોલતો રાજાના મહેલ તરફ ભીખ માગવા ગયો, ત્યારે રાજાએ આ શબ્દો સાંભળ્યા. આ વખતે હજામ પાસે રાજા હજામત કરાવતો હતો. તેણે હજામને દમ ભરાવી પૂછ્યું, કે મારા કાન વિષેની વાત તે કોઇના આગળ કરી છે કે શું ? જો પેલો ફકીર મહોલ્લામાં તે વાત પોકારતો ફરે છે. આથી હજામ ગભરાયો અને તેણે રાતે જે હકીકત બની હતી તેનો ખુલાસો કરી કહ્યું કે, "મેં એ વાત કોઇને મોઢે કહી નથી, પણ ગઇ રાતે જંગલના બોલી આવ્યો છું". આ ઉપરથી રાજાએ ફકીરને બોલાવી પૂછ્યું, તો તે વાત બરાબર હજામની વાતને બંધ બેસતી લાગી. આથી તેણે ફકીરને સારી રીતે ઇનામ આપી કહ્યું, કે તારે આ શબ્દો બોલવાનું કારણ કોઇને જણાવ્યા વિના તુરતા તુરત આ શહેરમાંથી નીકળી જવું, નહિં તો

તને ગરદન મારવામાં આવશે. આ સાંભળી ફકીર રાજાને કુરનેસ બજાવી ત્યાંથી ચાલતો થયો.

ત્યાર પછી રાજાએ હજામને કહ્યું, કે "જે વાત બહાર પાડવાની મેં તને સખત મના કરી હતી તેજ વાત તું શહેર બહારના જંગલમાં જઇ બોલી આવ્યો, તેં કદાચ એમ માની લીધું હશે કે અહિંયા કોઈ માણસ નથી, પણ તેં હમણાંજ ફકીર પાસેથી સાંભળયું કે તે ત્યાં સુતેલો હતો. ગમે તેવી એકાંત જગાએ જઇને છુપી વાત બોલીએ પણ તે જાહેરમાં આવ્યા વિના રહે નહિ, હોઠ બહાર એટલે કોટ બહાર, જે વાત આપણાં મોઢાંમાંથી બહાર પડી તે થોડા વખતમાં બધે ફેલાઇ જવાની એમ નક્કી સમજવું. દરેક વાત જયાં સુધી હોઠની અંદરજ હોય ત્યાં સુધી કોઈને માલમ પડતી નથી, પણ જયારે તે આપણે પોતાને મોઢેથી બહાર પડે છે, ત્યારે તેને ફેલાઇ જતાં વાર લાગતી નથી. મારા કાન સંબંધી વાત તે જયાં સુધી બહાર પાડી ન હતી, ત્યાં સુધી કોઇ જાણતું ન હતું. પરતુ જયારે તેં કોટ બહાર જઇ તે વાતને હોઠ બહાર કાઢી ત્યારે ફકીરની મારફત ગામમાં ફેલાઈ; માટે હવે તને ગરદન મારવો જોઇએ". એટલું બોલી રાજાએ તે હજામનું ડોકું ધડથી જુદું કરી નાખ્યું.



# પાપનો ઘડો ફુટી ગયો!

---

## પરપોટાની સાક્ષી

---

ફકીર દેવા પ્રીતથી રહેતા. બંન્ને ચંચલ ચોર,<br>
ચોરી કરે બહુ અતી સીફતથી, . જુવે ન કોઇથી પોહોર.<br>
દગો દઇને મીત્ર મારિયો, લુંટી લિધો ગલગોટો,<br>
ઘડો પાપનો અંતે ફુટ્યો, હસ્યો જોઈ પરપોટો.

---

ગુજરાત પ્રાંતના હરસુરણ નામે ગામમાં દેવો અને ફકીર એ નામના બે મિત્રો રહેતા હતા. આ બંનેને એક બીજા સાથે ગાઢ દોસ્તી હતી, વળી તેઓ ચાલાક અને ચંચળ હોવાથી કળાકૌશલ્યમાં પણ પુરા હતા; પણ કમનસીબે તેઓએ ચોરી કરવાનો ધંધો શોધી કાઢયો હતો. ચોરી કરવાના કામમાં તે એવા

અને એટલા તો ચાલાક હતા, કે ગમે તેવા હોશિયારને પણ આંખમાં આંજતા તેઓની હોશિયારી જોઇ આસપાસના ગામના લોકોએ તેને "શાહ ચોર" નું ઉપનામ આપ્યું હતું. એક વખત આ ચોરોની ચાલાકીના વખાણ ગાયકવાડ સરકારની કચેરીમાં થયા. બધાને મોઢેથી તે બંને ભાઇના વખાણ સાંભળી ખુદ ગાયકવાડ સરકારને પોતાને અતિશયોકિત લાગી, અને તેણે તે વાત કબુલ રાખી નહિ. આથી કચેરીમાં આ વાત વધારે ચર્ચાઇ. આથી રાજાએ કહ્યું કે, "હું તે ચોરોને પકડયા વિના રહુંજ નહિ,". એમ કહી તેણે એક જાહેરનામું બહાર પાડયું કે, જે માણસ રાજાના મહેલના તેના સુવાના દીવાનખાનામાંથી કોઇ ચોક્કસ વસ્તુ ચોરી જશે, તેનો ગુનો માફ ગણી તેની હોશિયારી બદલ સારું ઇનામ આપવામાં આવશે. આ જાહેરનામું બહાર પડયું તેજ દિવસે તેના મહેલમાં ચોરી કરવાનું આ બંને "શાહ ચોરોએ" નક્કી કર્યું. રાજા પોતાના બંગલાના ત્રીજા માળના દિવાનખાનાંમાં સુતો હતો, અને નીચેથી ઉપર જવાના બધા રસ્તામાં સઘળી મળીને સાત ચોકી રાખી હતી, અને રાતના દશ વાગ્યા પછી કોઇને પણ, ખુદ દિવાનને પણ, ઉપર નહિ આવવા દેવાની રાજાએ આજ્ઞા કરી હતી. તપાસ કરતાં પેલા બંને ભાઇઓને આ ચોકી પહેરાની ખબર મળી.

તે ચોરો પોતાના કામમાં મદદરૂપ થાય એટલા માટે ચાર પાટલાઘો સાથે લઇ ગયા હતા. આ જનાવર એવા હોય છે કે તેને પકડીને દિવાલપર ફેંકીએ તો એવા સઝડ ચોટી રહે છે કે, ગમે તેટલું ખેંચ્યાથી પણ ઉખડતા નથી; પણ જો તેનું મોઢું દાબવામાં આવે તોજ તેઓ છુટાં થાય છે. આ ચારે જનાવરોની કમરે મજબુત દોરડાં બાંધી આ બંને ભાઇઓ રાજાના મહેલની એકાંત બાજુએ ગયા, અને પેલી પાટલાઘોને દિવાલ ઉપર ફેંકી. તે સજજડ ચોંટી ગયા પછી દેવાએ ઉપર ચડવું શરૂ કર્યું. તેણે દોરડાં પકડી ઉપર ચડવા માંડયું, અને અને એક પાટલાઘોની આગળ જઇ બીજીને ચોટાડી, આગળ આગળ ચડતો ગયો, અને છેવટે રાજાના મહેલના ત્રીજા માળની બારી આગળ જઇ પહોચ્યો ત્યાં ઉભી અંદર નજર નાખતાં તેને જણાયું કે રાજાના સુવાના દિવાનખાનામાંથી જાજરૂમાં જવાનો જે રસ્તો હતો, તે રસ્તો માત્ર ચોકી પહેરાવિનાનો હતો: કારણ કે તે રસ્તો બે રસ્તાની ચોકી વચ્ચે આવેલો હતો. ઉપલે રસ્તેથી દેવો રાજાના ઓરડા આગળ ગયો. અંદર તપાસ કરતાં તેને માલમ પડયું કે રાજા અને રાણી ભર ઉંઘમાં પડેલાં હતાં. આ વખત સારો છે એમ જાણી દેવાએ ફકીરને ઉપર આવવા માટે ચારે પાટલાઘો નીચે નાખી, અને તેની મદદથી ફકીર પણ ઉપર આવી પહોંચ્યો. પછી બંને જણાં છુપી રીતે રાજાના દિવાનખાનામાં

દાખલ થયા, અને તપાસ કરતાં તેમને રાજા અને રાણી બંનેનો આખો પોશાક નજરે પડયો.

દેવાનું શરીર રાજાની માફક મજબુત અને ભરેલું હતું; વળી રાજાની માફક તેના માથા ઉપર બાલ પણ હતા તેથી તેણે તરતજ વિચાર કરી રાજાનો પોષાક પહેરી લીધો. ફકીરનું શરીર પતલું અને ગોરૂં હતું, તેથી તેણે રાણીનો પોશાક પહેરવાનું યોગ્ય ધાર્યું, પણ તેના મોઢા ઉપર મુછ હોવાથી તેણે તરતજ એક બાટલી ફોડી તેની ધારવતી પોતાની મુછના વાળ કાઢી નાખ્યા, અને રાણીનો પોશાક પહેરી લીધો. એ પછી બંને જણાઓ ઓરડાના બારણાં આગળ ગયા અને દરવાનને હુકમ કર્યો, કે મહેલમાં રાખેલી બધી ચોકીઓ ઉઠાડી મેલો. ચોકીના માણુસો ઉઠી ગયા પછી, તેઓ ઓરડાની બહાર નીકળ્યા, અને ઓરડાને તાળું મારી મહેલમાંથી નીકળી ગયા. ચોકીદારોએ જોયું કે રાજા અને રાણી ફરવા જાય છે; તેથી મહેલના દરવાજા આગળ ફકત એકજ માણુસ રહ્યું, અને બાકીના માણસો નીરાંતે સુઇ રહ્યા.

પ્રાત:કાળનો વખત થયો એટલે રાજા અને રાણી ઉંઘમાંથી જાગ્યાં, અને પોતાનો પોશાક જોવા લાગ્યા; પણ પોશાક મુકેલી જગાએ દીઠો નહિ, તેથી રાજાએ પલંગથી નીચે ઉતરી આખા દીવાનખાનામાં તપાસ કરી, પણ એક કપડું મળ્યું નહિ; વળી તેણે નીચે બાગમાં નજર કરી પણ એક માણુસ નજરે પડયું નહિ, આથી તે ગભરાટમાં પડયો અને પોતાનું એકે વસ્ત્ર ન મળવાથી રાજાએ પલંગપરની શાલ વીંટી દરવાનને હાક મારી પોતાનો તથા રાણીનો ડ્રેસ બીજા ઓરડામાંથી કાઢી લાવવા કહ્યું. રાજાને મહેલને બારણે તાળું જોઇ દરવાન વિચારમાં પડયો કે બારણે તાળું છે છતાં રાજા કયે રસ્તેથી મહેલમાં દાખલ થયો! પછી રાજા ને રાણી બીજો પોશાક પહેરી તાળું ભંગાવી બહાર આવ્યા અને દરવાનને બધી હકીકત પુછી જોઇ; દરવાને જણાવ્યું કે રાતે લગભગ બાર વાગ્યાને સુમારે રાજા અને રાણીના જેવું એક જોડું બહાર પડયું, અને તેણે કરેલા હુકમ પ્રમાણે બધી ચોકીઓ મેં ઉઠાડી મેલી. રાજા આ સાંભળી નવાઇમાં પડયો અને દેવા તથા ફકીરના કામ ઉપર ઘણોજ નવાઇ પામી ખુશી થયો.

આ ઉપરથી મહેલની આસપાસ રાજાએ ઘણી તપાસ કરાવી; પણ દેવો અને ફકીર મહેલમાં કયે રસ્તેથી દાખલ થયા તેનો કાંઇ પત્તો મળ્યો નહિ. આથી રાજાએ બીજું જાહેરનામું કાઢયું, કે જેઓ છુપી રીતે મહેલમાં આવ્યા હતા તેણે આવતી કાલે કચેરીમાં હાજર થવું; કારણુ કે તેમની ચાલાકી બદલ મોટા આદરમાન સાથે સારૂં ઇનામ આપવામાં આવશે, પણ આ જાહેરનામાની

અને રાજાના ઇનામની પેલાએ જરાએ દરકાર કરી નહિ; પરંતુ થોડા દિવસ પછી ફરી પણ રાજાના મહેલમાં દાખલ થઈ, કિંમતી ઝવેરાત જે તેમણે પહેલી વખત જોયું હતું, તેની ચોરી કરી; અને તે ઝવેરાત રાતોરાત ગામ બહાર છુપી જગાએ દાટી આવી ઘેર જેઇ સુતા. સવાર પડતાંજ રાજાના મહેલમાં થએલ ચોરીની વાત સઘળે ફેલાઈ ગઇ. ચોરી ઘણી મોટી હોવાથી ચોતરફ વાતો થવા લાગી, અને ચોરી કરવાની હિંમત દેવા અને ફકીર સિવાય કોઇની હોય નહિ; એમ પણ બોલાવા માડયું. રાજાને દેવા તથા ફકીર ઉપર શક આવવાથી તેને પકડાવ્યા, અને તેના ઘરનો ઝાડો જોયો પણ આ ચોરીને લગતો કાંઈ પત્તો ન મળવાથી તેને છોડી દેવાની ફરજ પડી.

આ વાતને લાંબો વખત થયા પછી જયારે બધું ઠંડુ પડી ગયું; ત્યારે પેલા બન્નેએ વિચાર કર્યો, કે હવે આપણે જંગલમાંથી ડાટેલું ઝવેરાત કાઢી લાવીએ. આમ નક્કી કરી તેઓ જંગલ તરફ જતા હતા, તેવામાં દેવાની દાનત બગડી અને તેણે તે ફકીરને મારી નાખવાનો વિચાર કર્યો. રસ્તામાં જતાં એક કુવો આવ્યો ત્યારે દેવાએ કહ્યું આ કુવામાં કેટલું પાણી હશે તે આપણે માપી જોઇએ, કે જેથી કોઇ વખત આપણને કામ લાગે. એમ કહી તેણે ફકીરને દોરી આપી પાણી માપવા કહ્યું. જેવો ફકીર પાણી માપવા ગયો તેવાજ તેના બે પગ ઝાલી દેવાએ તેને કુવામાં ફેંકી દીધો. દેવો કુવામાંથી પાણીના જોરે ઉપર આવ્યો, અને કુવામાં એક ઝાડની ડાળી પડતી હતી તે તેણે પકડી લીધી. આથી ને ડાળી ભાંગી નાખવાનો દેવાએ યત્ન કરવા માંડયો. આ વખતે ફકીરે તેને કહ્યું, "ભાઇ! રાજાને ત્યાં ચોરેલો માલ તારે એકલાનેજ રાખવો હોયતો ભલે, હું તેમાં આડે આવવાનો નથી. હું વળી બીજી વખત મારાં નશીબ અજમાવી જોઇશ; માટે તું મને મારાં બૈરાં છોકરાંની ખાતરજ જીવતો રહેવા દે. હું જીવતાં સુધી તારા કામમાં આડે આવવાનો નથી;" આ શબ્દોની અસર દેવા ઉપર જરા પણ ન થઇ, અને તેણે ડાળી ભાંગવાનો પ્રયાસ ચાલુજ રાખ્યો. આ જોઇ ફકીરે ફરી પણ આજીજી સાથે કહ્યું, "ભાઇ, જે થયું તે થયું હું આ હાલતમાંજ કુવામાં રહીશ, અને જે કોઈ દયાળુ પુરૂષ બહાર કાઢશે તો પણ કોઇની આગળ તારૂં નામ દઈશ નહિ; તેમ મરતાં સુધી તારા કામમાં આડે આવીશ નહિ." ફકીરના આ દયા ઉપજાવે તેવા વાકયોનો પણ દેવાને જરાય વિશ્વાસ ન આવ્યો, અને તેના તેણે પોતાની પાસેના છરા વતી અર્ધ કરતાં વધારે ડાળી કાપી નાખી. આ વખતે ડાળી પડું પડું થઇ રહી હતી. પોતાના શબ્દોની કાંઇ અસર દેવા ઉપર થઈ નથી, અને હવે થોડા વખતમાં સદાને માટે કુવાને

તળે બેસવાનું થશે. એમ જોઇ ફકીર ઘણો ગુસ્સે થયો, અને તેના તરફથી પોતાની નજર ફેરવી પાણી તરફ જોવા લાગ્યો. ફકીર એકવાર પાણીમાં જઇ આવવાથી પાણી ઉપર પરપોટા ફુટતા હતા. આ દેખાવ જોઇ વળી ફકીર દેવા તરફ જોઇ બોલ્યોકે, "રે દેવા ! મેં તારી તરફ કીધેલી ભલાઇનો બદલો તું આવી રીતે વાળેછે, તે તું સારૂં કરતો નથી. આપણે પહેલાંનો સ્નેહ તો તું યાદ કર ! ખાલી ઝવેરાત ખાતરજ તું મારો જીવ લેવા તૈયાર થયોછે. તે પણ હું તને કહી ચુકયો છું, કે ઝવેરાત તારે જોઇતું હોય તો મારે તે ન જોઇએ. જો હું જીવતો રહીશ તો ફરી પણ મારા નશીબમાં ઝવેરાત હશે તો મેળવીશ. આટલું આટલું કહ્યાં છતાં તને મારા શબ્દોની અસરજ નથી થતી. ખેર ! કંઈ નહિ. મારૂં મોત હમણાં, તો તારૂં પણ થોડા વખતમાંજ સમજજે, તું કદાચ એમ સમજતો હશે કે તારૂં આ પાપી કામ જાહેર કરનાર અહિં કોઇ નથી; પણ તું યાદ રાખજે કે આ પાણી માંહેના પરપોટા મારા સાક્ષી છે. તેઓ તારા આ પાપી કામની કોઇ વખત સાક્ષી આપી જરૂર તને ઇશ્વર પાસે શિક્ષા કરાવશે." આટલું તે બોલી રહ્યો તેવામાં ડાળી ભાંગી ગઇ, અને ફકીર સદાને માટે કુવાને તળીએ જઇ બેઠો ! આ તરફ દેવાએ પોતાનું કામ સફળ થયું સમજી ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં તેને ફકીરે બતાવેલા પાણીના પરપોટા જોઇ ફકીરની અક્કલ ઉપર હસવું આવ્યું, ને તે મનમાં બોલ્યોકે કેવી નાનાં બચ્ચાંના જેવી વાતો ! કાંઇ પાણીના પરપોટા તે સાક્ષી આપતા હશે ! આમ વિચાર કરતો કરતો તે જ્યાં ઝવેરાત દાટયું હતું ત્યાં ગયો, અને ઝવેરાત ઉખેડી પાછો આવ્યો. આ વખતે ફકીરની બૈરીએ દેવાને એકલો જોઇ પોતાનો ધણી કયાં ગયો એમ પૂછ્યું, ત્યારે દેવાએ જવાબ આપ્યોકે "તેતો તેનો હિસ્સો લઇ બીજી બાજુએ ચાલ્યો ગયો; કારણકે બંને સાથે આવીએ ને કોઇને વહેમ પડે ને તપાસ કરાવે તો ચોરી પકડાઇ જાય; માટે તે બીજી બાજુએ કયાંય ચાલ્યો ગયોછે." આથી ફકીરની બૈરી પોતાના ધણીની ઘણી રાહ જોવા લાગી, પણ ઘણાં દહાડા થયા જ્યારે તે ન આવ્યો, ત્યારે તેણે તેને મુઓ ધાર્યો, અને પોતે બચરવાલ હોવાથી ઘણીજ ખરાબ હાલતમાં પોતાના દિવસો કાઢવા લાગી.

હવે એવું થયું, કે એક દિવસે દેવો પોતાની સ્ત્રીની સાથે બેઠો હતો અને વરસાદનો વખત હોવાથી પુર જોસમાં વરસાદ પડતો હતો. આ વખતે દેવાને પોતાની બૈરીની જોડે બેસી ખાવાનું મન થયું; તેથી તેણે તેને ખાવાનું લેવા મોકલી. જ્યારે તેની બૈરી ખાવાનું લેવા ગઇ, ત્યારે દેવો વરસાદ સામું જોતો હતો. એવામાં તેની નજરે પાણીના પરપોટા પડયા. પરપોટા જોઇ તેને ફકીરના

ખુનનો પ્રસંગ યાદ આવ્યો, અને તેથી તે હસવા લાગ્યો કે ફકીર મોતને લીધે કેટલો ગભરાઇ ગયો, કે પાણીના પરપોટાની સાક્ષીની વાત કરવા લાગ્યો; પણ બિચારાને એટલી પણ અકલ ન આવીકે આ નિર્જીવ પરપોટા તે કંઇ સાક્ષી આપતા હશે! આમ વિચાર કરતો તે હસતો હતો તેવામાં તેની બૈરી ખાવાનું લઇ આવી. તેણે પોતાના ધણીને હસતો જોઇ વિચાર કર્યો, કે મારો ધણી મને ખાણું લાવતાં જોઇ શું કામ હસ્તો હશે! પછી તેણે પોતાના ધણીને હસવાનું કારણ પૂછ્યું તો દેવાએ વાત ઉડાડવા માંડી, આથી તેની બૈરીને વધારે શક પડયો અને તેથી તેણે વધારે જીદ પકડી. અંતે દેવો બૈરી પાસે લાચાર થયો, તેણે કહ્યું કે "જો કે મારા હસવાનું કારણ હું જણાવું છું પણ જો આ વાત બહાર પડી તો તારૂં અને મારૂં બંનેનું મોત સમજજે". એમ કહી તેણે ફકીરના મરણ પ્રસંગેની બધી વાત અથથી ઇતિ સુધી તેને કહી સંભળાવી. આ વખતે દેવાની પાડોશણ તેના ઘરની દિવાલ આગળ ઉભી ઉભી બધું સાંભળતી હતી. તેને અને દેવાની સ્રીને વેર હતું, અને બૈરાંઓના કજીયા બાબત દેવાએ એક વખત તેને મારી પણ હતી. તે આ બધી વાત સાંભળી ઘણી ખુશી થઇ અને બોલી કે હવે તેનું આવી બન્યું. પછી તે તરતજ ફકીરની બૈરી પાસે ગઇ, અને પોતે સાંભળેલી બધી વાત તેણે તેને કહી સંભળાવી. ફકીરની સ્રી પણ પોતાના ધણીના દુ:ખથી બળી રહી હતી, તેથી તે તરતજ તે ગામના દિવાન પાસે ગઇ અને આ બધી વાત તેને કહી દીધી, વળી વધારામાં ફકીરે તથા દેવાએ બંને વખત કેવી રીતે ચોરી કરી હતી તે બધી વાત પોતાના ધણી પાસેથી જે સાંભળેલી તે તેને કહી સંભળાવી. આથી દિવાને દેવાને પકડી મંગાવ્યો.

આ પ્રખ્યાત ચોરના ઘરની જયારે જડતી લેવાઇ, ત્યારે તેના ઘરમાંથી રાજાને ત્યાંથી ચોરેલો સર્વ માલ મળી આવ્યો; એટલુંજ નહિ પણ બીજા લોકોને ત્યાંથી ચોરેલો કીંમતી માલ પણ નીકળ્યો. આ વખતે દિવાને તે પ્રખ્યાત ચોર ઉપર બે વાંક મુકયા. એક રાજાના મહેલમાં ચોરી કરવાનો, અને બીજો ફકીરને કુવામાં ડુબાડી ખુન કરવાનો. આ બંને વાંક માટે જ્યારે તેને કોરટમાં ખડો કરવામાં આવ્યો; ત્યારે તેણે મોટે અવાજે કહ્યું, "આજે મારા પાપનો ઘડો ફુટી ગયો રાજાના મહેલમાં ચોરી કર્યાની અને તેનો ભાગ ફકીરને નહિ આપવા માટે તેના કીધેલા ખુનની બંને વાતો બરાબર સાચી છે. ભાઇઓ આ વાત જો મેં મારી બૈરી આગળ ન કરી હોત, તો આ બંને વાત કેમ બની તે કોઇ રીતે પણ બહાર આવત નહિ; પણ ફકીરે જે પરપોટાને સાક્ષી રાખ્યા હતા અને જે માટે હું તેની મશ્કરી કરતો

હતો તેજ પરપોટાએ અંતે મારૂં પાપ પ્રકાશમાં આણ્યું છે; કારણકે જ્યારે જ્યારે હું કયાંય પણ પાણીમાં પરપોટા જોતો, ત્યારે મને ફકીરનું ખુન મારે હાથે કેમ થયું, અને મરતી વખતે બીચારાના જીવવા સંબંધી બધા ઉપાય ખૂટયા, ત્યારે લાચાર થઇ પાણીના પરપોટાને સાક્ષી રહેવા કહ્યું હતું, તે વાત મને એ વખતે યાદ આવતી, અને ફકીરના બોલવા ઉપર હું હસતો કે પાણીના પરપોટા તે કંઇ સાક્ષી આપતા હશે; પણ અંતે ઇશ્વરે એવોજ જોગ બેસાડયો, કે માત્ર પાણીના પરપોટાથીજ મારૂં પાપી કામ જાહેર થયું. જો મારી બૈરીએ બજીદ થઇ મને હસવાનું કારણ ન પુછ્યું હોત; અને તેની આગળ ભોળા મનથી તે કારણ ન કહ્યું હોત, તો મારી પાડોશણ જે મારી મોટી દુશ્મન હતી તે મને કાંઇ કરી શકત નહિ; પણ માણસનું પાપ છે તે હંમેશાં તેના મગજમાં ભમ્યા કરેછે; અને તેને તેના પાપી કૃત્યોની યાદ આપ્યા કરેછે. જેથી કોઇ પણ પ્રસંગે તે પોતે કરેલાં કામનો ભોગ થઇ પડેછે. મનુષ્યમાં સંપ એ સર્વથી મોટાઇ ભોગવે છે. સંપથી માણસો શત્રુને પણ જીતે છે. અમે બંને મિત્રો જયાં સુધી સંપથી રહેતા; ત્યાં સુધી કોઇ પણ અમારાં કામ ખુલ્લાં પાડી શકયું ન હતું; પણ જયારે તે સંપનો મારે હાથેજ નાશ થયો; ત્યારે અંતે આં મારા નાશનો વખત આવી પહોચ્યો, માટે મનુષ્યે યાદ રાખવું જોઇએ કે જયાં સુધી સંપ છે ત્યાં સુધી સઘળી આબાદી છે".

દેવો નવાઇ સરખો ચોર હોવાથી રાજાએ તેને જીવતાં સુધી દેશનીકાલની સજા કીધી, અને તેના ઘરમાંથી નીકળેલો સઘળો ચોરીનો સામાન ફકીરની બૈરીને આપી દીધો.

---

## શું એકેક કોદરે કાળ જાશે ?

ગોકુળ મથુરાં નામે ગામોના લોકો ઇશ્વર કૃપાથી ઘણાં સુખી અને સારી હાલતમાં રહેતા. આ દેશવાસીઓ ઉપર એવી તો ઇશ્વરની કૃપા હતી, કે ત્યાંની સારી કુદરતને લીધે દર વરસે અનાજનો બહોળો પાક ઉતરતો. જેથી ખાધા ખોરાકી સંબંધી જરા પણ મુશ્કેલી તેઓને કદી નડી ન હતી. તેમજ ત્યાંનો રાજા પણ ઘણોજ સારો હતો; કારણકે તે ભલા રાજાએ રૈયતના ઉપર બહુજ જુજ કર રાખેલા હતા; વળી તે કરો આગળના વખતના હોવાથી બહુજ થોડા હતા. જો કોઇ જાહેર બાંધકામ કે સુધરાઇ કરવી હોય તો તે પૈસા મહેસુલમાંથી અને જો મહેસુલમાંથી

ન નીકળે તેમ હોય તો ખાસ પોતાની તીજોરીમાંથી કાઢતો ! જે દેશનો રાજા આવો દયાળુ હોય તે શહેરની પ્રજા સુખી હોય તેમાં શું નવાઇ ! ! ઘણાં એક વર્ષો આ પ્રમાણે વિત્યા પછી ત્યાં વરસાદની તાણ પડવા લાગી, અને તેથી અનાજના પાકમાં દર વરસે ઘટાડો થતો ગયો. આ પ્રમાણે લગભગ પાંચ વરસ સુધી તેજ પ્રમાણે બન્યું; જેથી લોકોમાં ભૂખમરો પેસવા લાગ્યો; પણ છઠે વરસે તો ત્યાં કમનસીબે લીલો દુકાળ પડયો. જો કે તે વર્ષમાં પહેલો વરસાદ તો ઘણો સારો થયો, અને તેથી અનાજની રોપણી ઘણી સારી રીતે થઇ અને ખેતરો હરીઆળીથી ખીલી નીકળ્યા; પણ પાછળથી વરસાદે એટલીતો મોટી હેલી કીધી કે તે તાલુકામાં ત્રણ વાર રેલ આવી, અને તેથી બધો પાક તણાઇ ગયો. ત્યાર પહેલાંના બે વર્ષ તો બીલકુલ વરસાદ પડયો જ ન હતો. આથી તે ગામમાં મોટો દુકાળ આવી પડયો. આસપાસના દેશોમાં ખબર પડવાથી ત્યાંના દયાળુ શેઠીઆએ અનાજ મોકલવા માંડયું; પણ દેશની વસ્તી બહોળીં હોવાથી તે અનાજથી કાંઇ રાહત મળી શકતી નહિ; અને તેથી ઘણાં માણસો ભુખે મરવા લાગ્યાં. આ ખબર બનારસ અથવા કાશી શહેરમાં થતાં ત્યાંના લોકોએ એક મોટું ઉઘરાણું કર્યું; અને નાણાંનો મોટો જથો એકઠો થવાથી તેમાંથી જુદી જુદી જાતના અનાજનો જથો ખરીદવામાં આવ્યો, અને તે વહાણોમાં ભરી ગંગા નદીમાં થઈ ગોકલ મથુરાં પહોંચાડવાનું નક્કી થયું, અને તે મુજબ વહાણો રવાના કરવામાં આવ્યાં આ બારે વહાણો એકી સાથેજ ઉપડયાં પણ તોફાનને લીધે દરિયા જેવડી નદીમાં આડાં અવળાં ચડી ગયાં.

આ અનાજનો જથો બનારસ ખાતેથી જે આગેવાનોએ ગોકુલ તરફ મોકલ્યો હતો તેણે ગોકુલના શેઠીઆઓને આ ખબર આગળથીજ આપી હતી, અને આ ખબર સાંભળી લોકો અનાજ મેળવવા ઇંતેજાર થયા હતા. બનારસથી અનાજ મોકલનારી મંડળીએ વિચાર્યું હતું, કે આ જથો ઘણો મોટો છે. તેથી આ અનાજ પહોંચતાજ ત્યાં એકદમ દુકાળની ધાસ્તી મટી જશે, અને સુકાળ થઇ જશે. આ ઉપરથી તેઓએ ગોકુળ મથુરાંના હાકેમ ઉપર એક પત્ર લખ્યો હતો. તેમાં જણાવ્યું હતું, કે આ અનાજ ગોકુળની પ્રજાના દરેક માણસને સરખે હિસ્સે વહેંચવું. કોઇને વધારે ઓછું મળવું ન જોઇએ; તેમ કોઇ ખાલી પણ ન રહેવું જોઇએ. નહિંતર જો તમે આ પ્રમાણે નહિ વહેંચો તો દુકાળથી મરણ પામતાં માણસની હત્યાનું પાપ તમારે શીર છે. અનાજના વહાણોને આવવાનો વખત તો વીતી ગયો પણ એકે વહાણ ગોકુળ મથુરાંના કિનારે હજી આવ્યું ન હતું.

એક વહાણુ કે જેમાં "કોદરા" નામે એક હલકી જાતના અનાજનો જથ્થો ભરેલો હતો, તેને પાછળથી મથુરા તરફ વલાવ્યુ લીધી; પણ તે વહાણુમાં ઉંદરનો ઉપદ્રવ ખુબ થવાથી ઘણાં કોદરાનો નાશ થયો. જ્યારે બાકી થોડા એક કોદરા સારા રહ્યા; ત્યારે તે વહાણુ મથુરાને કિનારે આવી પહોંચ્યું. વહાણુ બારામાં આવવાથી લોકોમાં અનાજ ઉતારવાની દોડાદોડી થઇ રહી: પણ જુવે છે તો ઉપરના થોડાએક કોથળા સિવાય બાકીના બધા કોથળા ઉંદરે ખરાબ કર્યા હતા ! જે કોદરા સારા હતા તે એટલા તો જુજ હતા કે તેની આખા શહેરમાં વહેંચણીજ ન થઇ શકે, અને અડસટો કાઢતાં ઘર દીઠ એક એક શેર પણ કોદરા પુરા આવતા ન હતા ! આ ઉપરથી તે શહેરના આગેવાનોની મંડળી કે જે રાજાએ નીમી હતી, તેના સભાસદોએ રાજાને અરજ કરી કે હવે આ બાબત શું કરવું. મંડળીનો વિચાર તો એવો છે કે તે થોડા કુટુંબોમાં વહેંચવા કે જેથી થોડાનો પણ બચાવ થઇ શકે. રાજાને તેનો આ વિચાર પસંદ પડયો નહિ; તેણે બનારસના લોકોના કહેવા પ્રમાણે ઘર દીઠ ફાળો પાડી જેટલા કોદરા આવે તેટલા સરખે ભાગે વહેંચવા કહ્યું.

રાજાના આ હુકમને માન આપી તેમણે કોદરા વહેંચવા માંડયા, તો દરેક ઘર દીઠ એક એક પુલીઉં ( પવાલું ) કોદરા આવ્યા. એ પુલીઉં એટલું તો નાનું હતું કે ઘણાંએક વધારે માણસ વાળા ઘરમાં તો માત્ર એક એક કોદરાનો દાણો હાથમાં આવ્યો ! ! આથી તેઓ લાચાર થઇ બોલ્યા કે "શું એકેક કોદરે કાળ જશે. ?" જે ઘરમાં થોડા માણસો હતા તે ઘરના માણસોને દશ પંદર દાણા માણસ દીઠ આવ્યા. તેથી તેઓ તો કાચાંને કાચાજ ખાઇ ગયા. આ પ્રમાણે કઢંગી રીતે અનાજ વહેંચાયાથી કોઇની પણ ભૂખ શાંત થઇ નહિ.

જે ઘરના માણસોના હાથમાં માત્ર એક એક કોદરોજ આવ્યો હતો, તે ઘરના એક વૃદ્ધ પુરૂષે બધાને સલાહ આપી કે આ એક દાણાથી કંઇ આપણું પેટ ભરાવાનું નથી; માટે જો આપણે આપણાં વાડામાં આ બધા દાણાને વાવી તેના ઉપર નદીનું પાણી પાઇએ, તો કોઇક વખત કદાચ આપણને મદદ આપે. ઘરડાની આ વાત કોઇને રૂચી નહિ; પણ કોદરા તદ્દન નકામા જાયને ભૂખ મટે નહિ તે કરતાં તેને વાવવાનું તેઓને યોગ્ય લાગ્યું. તેથી તેમણે વાડામાં કોદરા વાવી ઉપર નદીનું પાણી પાવા માડયું. આ વાતની બીજા કુટુંબોમાં ખબર પડતાં તેમને પણ ઉપર પ્રમાણેજ કરવા માંડયું. આ પ્રમાણે આ કમનશીબ લોકોને મળેલા અનાજનો આવો ઉપયોગ થયો. ત્યારપછી આ લોકોને બીજેથી

અનાજ મળવાની આશા રહી નહિ, જેથી તેઓ મોટાં દુઃખમાં આવી પડ્યા. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ દેશમાંથી જે અનાજ હતું તે પણ ખુટતું ગયું. આથી લોકોમાંથી ધીરજ, વિશ્વાસ, દયા, અને માણસાઈ ઓછા થવા લાગ્યાં! પૈસાદાર માણસો છતે પૈસે અનાજ મેળવવા અશક્ત થયા, અને આબરૂદાર માણસો શરમને લીધે ભૂખથીજ ઘરમાં મરવા લાગ્યા! વચલા અને છેલ્લા પ્રકારના લોકોએ જ્યારે અનાજ મળતું બંધ થયું, ત્યારે તેઓ ચોરી, લુટફાટ, અને ખુન જેવા મહા પાપી કામો કરવા લાગ્યા. આ દુકાળથી લોકોમાં મોટો હાહાકાર થઇ રહ્યો! માત્ર ત્રણ ચાર શેર અનાજને બદલે બારથી તે પંદર વરસ સુધીનાં બાળકો વેચાવાં લાગ્યાં.

આ દેશના જે માણસોએ પોતાની જમીનમાં કોદરાની વાવણી કરી હતી, તેના ખેતરો પાકથી ખીલી નીકળ્યા. આથી તે લોકોમાં આશા અને ધીરજ આવતી ગઇ. બીજી તરફથી એવું બન્યું કે બનારસના લોકોએ મોકલાવેલા અનાજના વહાણો પણ એક પછી એક કિનારે ઉતરવા લાગ્યા. આથી તેઓને વધારે આસાયશ મળી. એક તરફથી થોડો થોડો દાણો પણ જેમ વહાણો આવતાં ગયા તેમ મળવા લાગ્યો, તેમ બીજી તરફથી કોદરાના પણ એક છોડ-માંથી ત્રણ ત્રણ ચાર ચાર કણુસ ફુટી નીકળી પાક સારો થવાનો સંભવ જણાવા લાગ્યો. આથી તેઓ પાક થયા અગાઉજ પોંક પાડીને દિવસ ટુંકા કરવા લાગ્યા. આ પ્રમાણે બનારસથી આવેલા અનાજથી તેમજ કોદરાથી તેઓએ દુકાળના દાહડા ટુંકા કર્યા, એમ ખરેખર ઇશ્વરની કૃપાથી "એકેક કોદરેજ કાળ ગયો."



## ચોરને ઘેર ચોર પરોણો.

ત્રગડી હતી ત્રણ ચોરની, રહેતા સદા હળમળી,<br>
સરસ નરસ કોણ ત્રણમાં, વાત એવી નીકળી.<br>
અજમાયશ અજમાવવા, નિકળ્યા ઘરથી સાથ,<br>
ચતુર ચોરે ચતરાઇ કરી, દેખાડી કુબેર હાથ.

ગુજરાતના ગોધરા નામે એક ગામમાં ત્રણ ચોર રહેતા હતા. તેમાંના પહેલાનું નામ નેપો, બીજાનું નામ પેમો, અને ત્રીજાનું નામ દામો કરીને હતું. આ ચોરો એક બીજા કરતાં સરસ યુક્તિબાજ હતા. એક દિવસ તેઓએ

પોતાના ત્રણુમાં સૌથી સરસ કોણુ તે તપાસી જેવાનો ઠરાવ કીધો, અને તેથી તેઓ ગામ બહાર આલ્યા ગયા અને ઘણે દૂર જઇ એક ઝાડ નીચે વિસામો લીધો. તેઓ એક બીજા સાથે વાતો કરતા હતા તેવામાં નેપાની નજર ઝાડના ઉપલા ભાગ તરફ ગઇ, અને તેને માલમ પડયું કે ઝાડની ડાળી ઉપર કોઇ પક્ષીનો માળો છે. આ ઉપરથી નેપાએ પેમા અને દામાને કહ્યું," ભાઇઓ ! આપણા કામની પરિક્ષા કરવા નો અહિં સારો જોગ છે. જો તમારમાં ચાલાકી હોયતો, આ ઝાડની ડાળીએ માળા છે તેની નજીક જઇ અંદરના જનાવરને ખબર ન પડે તેમ ઇંડા ચોરી લાવો." પેમા અને દામાએ કહ્યું, "તું તો કાંઇ ગાંડો થઇ ગયોછે! માળાની અંદરથી ઇંડા કાઢીએ અને તેની અંદરના જનાવરને ખબર ન પડે તેમ કેમ બને ?" આથી નેપાએ કહ્યું, કે, "તમારી પરીક્ષા અહિંયાજ પુરી થઇ, તમે ચોરીના કામને બરાબર જાણી શકયા નથી". આથી દામો બોલ્યો, કે "જો એમજ છે કે અમે ચોરીના કામનેલાયક નથી અને તુંજ છે તું તો પોતેજ ઇંડા લાવી આપશે." આથી નેપો ઈંડાં લેવા ઝાડ ઉપર ચઢયો, અને માળાની નજીક જઇ આસપાસ તપાસ કર્યાં પછી માળાની અંદર એક છેદ છરી વતી પાડયો, અને તે રસ્તેથી ઇંડાં બહાર કાઢી પોતાના ગજવામાં મેલ્યાં; અને માળામાં પાડેલો છેદ બંધ કેમ કરવો તે તરફ તેણે ધ્યાન લગાડયું. નેપો જયારે આ પ્રમાણે છેદ બંધ કરવાની પંચાતમાં એકલીન થયો હતો; ત્યારે પેમો તેને ખબર ન પડે તેવી રીતે ઝાડપર ચઢયો, અને નેપાએ ગજવામાં મેલેલા ઇંડાં લેવા માટે નેપાનું ગજવું કાતરી લીધું, ને ઝડપથી નીચે ઉતરી આવ્યો. નેપો જયારે નીચે આવીને ગજવામાંથી ઇંડાં કાઢવા જાયછે તો ઈંડાં ચોરાંએલાં દીઠાં ! આથી તે બોલ્યો કે, "મેં તો વગર વાચાના જનાવરને ત્યાં ચોરી કરી; પણુ તમોએ તો તમારા જેવા એક "ચોરને ત્યાં ચોરી કીધી" માટે તેને હું વધારે ચંચળ ગણુંછું." આ સાંભળી પેમાએ ઇંડા કાઢી તેના હાથમાં આપ્યા. દામાએ નેપાને કહ્યું, "ભાઇ ! તમારા બેની ચાલાકી એક સરખી ગણાઇ ચુકી; પણ હજી તે ઈંડાં પાછા માળામાં મુકવાનું કામ બાકી રહ્યું છે, આથી નેપાએ તે ઇંડાં પાછા પોતાના ગજવામાં મુકયા, અને ઝાડ ઉપર ચઢયો પણ તે માળાનું છેદ ભૂલી ગયો, તેથી ચારે બાજુએ ધ્યાન આપી જોવા લાગ્યો. આ જોગવાઇનો લાભ લઇને દામો ઝડપથી ઉપર ચઢયો, અને પેમાના ગજવામાં છેદ પાડી તેમાંથી ઇડાં કાઢી લીધાં, ને તે ઇંડાં માળાની એક બાજુની ડાળીમાં પાતરાંમાં સંભાળથી મુકી દીધાં. નેપાએ માળાનું છેદ શોધી કાઢયા પછી ગજવામાં હાથ ઘાલ્યો, તો ગજવું તૂટેલું દીઠું ; આથી નેપો મુંગે મોઢે પાછો નીચે ઉતર્યો અને કહ્યું, કે, "વળી

પાછી તમારામાંથી એકે મારા ગજવામાંથી ચોરી કરીછે". પણ પેલા બંને જણાઓ-એ સાફ ના પાડી, અને કહ્યું કે "અમે કંઇ જાણતા નથી". નેપે તેમના ગજવામાં તથા કપડાંમાં તપાસ કીધી પણ ક્યાંયથી ઇંડાં મળી આવ્યા નહિ. છતાં નેપે કહ્યું કે, "ચોરીતો તમારામાંના એકે જ કરીછે. અહિંયા કોઇ ત્રીજું માણસ છેજ નહિ માટે આ કામ તમારા બેમાંથી એકનું છે." આથી દામાએ તેને કહ્યું કે તું પાછો ઉપર ચડ અને માળાની બાજુની ડાળપરના પાતરાંમાંથી ઇંડાં કાઢી લે". આથી નેપે ઇંડાં કાઢી લઇ માળામાં મુકી પાછો નીચે ઉતર્યો. આ વખતે ત્રણે ચોરોની પરીક્ષા પુરી થઇ, અને તેઓ ત્રણે એક સરખા ઉતર્યાં આ વખતે નેપો બોલ્યો કે, "આપણે ત્રણે જણાં એક એક કરતાં સરસ છીએ; માટે જો આપણે સંપથી કામ કરીશું તો આપણે ચોરીના કામમાં ઘણાં ફાવીશું, અને લોકોને આપણાં કામથી કાન પકડાવશું."

આ ત્રણેમાં દામો કાંઇ ઓછી ચંચળાઇ ધરાવતો ન હતો. પણ ઠગાઇથી ચોરી કરી પેટ ભરવું તેને પંસદ ન હતું, અને આ કામ કરતાં તેનું અંતઃકરણ દર વખતે મના કરતું. તેથી તેણે પોતાના સોબતીઓને કહ્યું, "ભાઇઓ! હું આપણી બધાની ચંચળાઇથી ઘણો ખુશી થાઉંછું. પણ આપણી ચંચળાઇનો ચોરી કરવાના કામમાં ઉપયોગ કરવો એ મને ઠીક લાગતું નથી; કારણકે ઇશ્વરી બક્ષીશનો ઉપયોગ કુદરતી કાયદા તોડવામાં કરવો એ ઇશ્વરની સામે નિમકહરામી કર્યાં બરાબર છે; માટે હું તમારી સાથે ચોરીના કામમાં નથી જોડાઇ શકતો; માટે મને માફ કરશો એવી આશા રાખું છું; વળી હું તમારાથી ચોરીના કામ-થીજ માત્ર જુદો પડું છું. બાકી આપણે ત્રણે જીવતાં સુધીના સ્નેહી છીએ તે ભૂલી જવાનું નથી". આમ બોલી તે પેલા બંનેને મળી પોતાના ઘર તરફ ગયો, અને પેલા બંને ચોરી વાસ્તે નીકળી પડયા.

આ વાતને લગભગ બેએક વરસ થયા પછી પેલા બંને ચોરો દિવાળીના તહેવાર પાસે હોવાથી પોતાના સંબધીઓને મળવા પોતાના વતનમાં આવ્યા. આવ્યા પછી બે ત્રણ દહાડે તેમને અચાનક દામાની મુલાકાત થઇ. આ વખતે દામો પોતાના સારા ઉદ્યમને લીધે સુખી થયો હતો. તેને એકાદ બે છોકરાં પણ થયાં હતાં. થોડો વખત રસ્તામાં વાચીત કર્યાં પછી દામો તેમને એક દિવસ પોતાને ત્યાં આવવાનું કહી પોતાને કામે ગયો, ત્યાર પછી થોડા દિવસે નેપો અને પેમો દામાના કહેવા પ્રમાણે તેને ઘેર ગયા; પણ દામો ઘરમાં હતો નહિ. તેની સ્રીને પુછતાં તેણે બહાર ગએલછે અને ક્યારે આવશે તે નક્કી નથી, એમ જવાબ આપ્યો. આ વખતે પેલા બંને જણાઓ દામાના ઘરની સ્થિતિમાં ફેરફાર થએલો

જોઇ નજીક જઇ બધું જોવા લાગ્યા. બધું ફરનીચર જોતાં જોતાં પેમાની નજર છીકા ઉપર મેલેલી થાળી પર પડી. આ થાળીમાં દામે દિવાળીના તહેવાર હોવાથી મિસ્ટાન્ન બનાવી હવા માટે રાખ્યું હતું. દામાના ઘરમાંથી નીકળ્યા પછી રસ્તામાં પેમાએ નેપાને કહ્યું, કે "દામાએ દિવાળીના તહેવાર માટે મીઠાઇ બનાવી છે, પણ તે ખાવા તેણે આપણને બોલાવ્યા નથી; માટે આજ રાતે આપણે તે ચોરી જવી. આ વાત નેપાએ પણ પસંદ કરી અને રાતે દામાના ઘરમાંથી મીઠાઇની થાળી ચોરવાનું નક્કી કર્યું.

હવે થોડા વખત પછી દામો ઘેર ગયો ત્યારે તેની બૈરીએ તેને કહ્યું, કે, "થોડા વખત પહેલાં કોઇ બે જણાઓ તમારૂં નામ પુછતાં અહિં આવ્યા હતા. મને તો તે હરામખોર જેવા લાગ્યા, તેથી તેઓને બેસવાનું પણ ન કીધું, અને વધારે વાત ન કરતાં તેઓને કહી દીધું કે તમો બહાર ગયાછો અને ક્યારે આવશો તેનું કંઇ નક્કી નથી; તેમ કહ્યા છતાં પણ તેઓ બેશરમ બની ઉભા અને ઘરમાં તાકી તાકીને બધું જોવા લાગ્યા. અંતે બધું જોયા પછી માત્ર થોડા વખત થયા બહાર ગયા". દામાએ વિચાર કર્યો કે કોઇ સારો માણસ આવી રીતે બીજાના ઘરમાં ધણીની ગેરહાજરીમાં તાકીને જુએ નહિ; પણ કદાચ મારા જુના મિત્રો જેને મેં રસ્તામાં ઘેર આવવાનું કહ્યું હતું તે હોવા જોઇએ, અને જો તેજ હશે તો નક્કી આજ રાતે ઘરમાંથી કાંઇ ચોરી જવાના, તેમાં પણ જો મીઠાઇ ઉપર તેની નજર પડી તો છોડવાનાજ નથી; માટે આજ રાતે સાવચેત રહેવું જોઇએ. આમ વિચાર કરી તેણે પોતાની સ્ત્રીને પણ રાતે સાવચેત રહેવા કહી પોતાના બંને મિત્રોની ઓળખાણ આપી. રાત પડ્યા પછી લગભગ બારેક વાગે કાંઇ ઠોકાતું હોય એવો અવાજ સંભળાયો, જેથી દામો પોતાની બૈરીને કહેવા લાગ્યો કે "અલિ ! સાંભળેછે કે ? પેલા બંને આવી પહોંચ્યા જણાય છે. કારણકે દિવાલમાં કોઇ ખોદતું હોય તેમ સંભાળાય છે". એક તરફથી નેપો પાડોશની ગલીમાં જઇ દામાના ઘરની દીવાલમાં ખાતર પાડતો હતો, અને બીજી તરફથી પેમો દામાના ઘરના બારણાં આગળ ઘરમાં શું હીલચાલ થાય છે તે જોવા અને સાંભળવા માટે ઉભો હતો. ફાનસ સળગાવીને દામાએ કહ્યું, "હું પડોશની ગલીમાં જાઉં છું; માટે તું સાવધાન રહેજે". આ ખબર ઝડપથી પેમાએ નેપાને આપી. અને પાછો આવી ઝડપથી બારણાં આગળ ઉભો રહ્યો. દામો ફાનસ લઇને જેવો બહાર નીકળ્યો તેવોજ પેમો તેની પીઠની તરફ વલાણુ લઇને તેના ઘરમાં ઘુસી ગયો, અને દામો ગલીમાં ગયો તેટલામાં તો નેપો ત્યાંથી નાસી ગયો, અને હજુ દામો ઘરમાં આવે તે પહેલાં તો પેમો મીઠાઈની થાળી લઇને

બાજુની બીજી ગલીમાં ચાલ્યો ગયો. દામો ઝડપથી ઘરની આસપાસ ફરી વળ્યો, પણ તેણે નેપાને અને પેમાને દીઠા નહિ, તેથી તરતજ ઘરમાં આવતો રહ્યો. ઘેર આવી બૈરીને કહ્યું કે, "પેલા લુચ્ચાઓ આવ્યા છે ખરા; કારણકે પાછલી દીવાલમાં ગાબડું પાડયું છે; પણ પાછા કયાંક નાશી ગયા છે, જો આપણે જાગતા ન હત તો જરૂર આવીને મીઠાઇની થાળી લઇ જાત; માટે હવે તું તે થાળી ઢોલીઆ પર લાવીને મુક. નહિતર વળી આવીને લઇ જશે." દામાની સ્ત્રી જેવી થાળી લેવા જાયછે કે સીકું ખાલી દીઠું ! આથી દામાએ બૈરીને કહ્યુ, "અંતે તે લુચ્ચાઓએ આપણને છેતર્યાં ખરા; પણ ફીકર નહિ હું જો ખરો હોઇશ તો તેમની પાસેથી થાળી પાછી લાવીશ". એટલું બોલી તે પેલા બંનેની પાછળ પડયો.

મીઠાઇની થાળી ઘણી મોટી હતી; વળી પાકના ભારથી ભારે પણ હતી, તેથી હાથમાં નહિ ઉંચકાયાથી પેમો તેને માથે લઇ ધીમે ધીમે ચાલતો હતો. અને બંને જણ ગામની પાસેથી એકાંત જગા તરફ જતા હતા. પેમાને માથે વજન હોવાથી તે જરા પાછળ હતો. અને નેપો જરા તેની આગળ હતો. ઘરમાંથી નીકળ્યા પછી દામાએ વિચાર કર્યો કે તે ગામમાં તો નજ હોય, પણ કદાચ ગામ બહારની નવરી ગુફા તરફ ગયા હોય તો ના ન કહેવાય એમ ધારી તે પણ તેજ રસ્તે ઉતાવળો ઉતાવળો ગયો, અને જરા આગળ ચાલી જુએ છે તો પેમો થાળી લઇ ધીમે ધીમે ચાલતો જણાયો અને નેપાને જરા દુર રહેલો જોયો. આથી તે આડે માર્ગે વળી પેલા બંનેની વચ્ચે આવી ગયો, અને નેપો જરા વધારે દૂર ગયો, ત્યારે નેપાના જેવો સાદ કાઢી સામો આવી બોલ્યો કે, "ભાઇ ! લાવ જરા હું ઉપાડું. તું એકલો થાકી જશે". અંધારાને લીધે પેમો તેને પારખી શક્યો નહિ, તેથી તેણે તેને નેપો ધારી તેને થાળી આપી. દામો થાળી માથે રાખી પાછળ રહી ધીમે ધીમે ચાલવા લાગ્યો, અને પેમો જયારે જરા દુર ગયો ત્યારે પોતે તુરત ઘર ભણી વળી ગયો. આ તરફ પેમો જરા જરા આગળ ચાલ્યો તો તેણે નેપાને ખાલી હાથે પોતાની આગળ જતો જોયો, તેથી તેણે કહ્યું, "કેમ નેપા તું આગળ છે !" નેપે હા કહી એટલે પેમે કહ્યું, કે, "ત્યારે તો ચોરને ઘેર ચોર પરોણો થયો". નેપો સમજી ગયો કે દામપાએ તેને ઠગ્યો છે તેથી તેણે કહ્યું, "બોલને ભાઇ, કેવી રીતે થયુ". આથી પેમાએ દામાની વાત નેપા આગળ કહી સંભળાવી.

નેપાએ કહ્યું, "હવે હું એ થાળી પાછી લાવું તોજ ખરો". એમ બોલી તેણે પેમાને ઝડપ કરવા કહ્યુ, અને પોતે ઝડપથી દામો ઘેર પહોંચે તે પહેલાંજ તેના ઘર આગળ ગયો; અને જુએ છે તો દામાનું ઘર ખાલી બંધ કરેલુ છે અને

તેની બૈરી ઘરમાં ઉંઘે છે. આ લાગવાઈનો લાભ લઈ નેપો તરત તેના ઘરમાં ગયો, અને તેની બૈરીની સાડી પહેરી બારણાના કમાડ ઉઘાડાં મુકી, તેની બૈરીના જેવો સાદ કાઢી દામો આવ્યો ત્યારે બોલ્યો કે, "લાવો થાળી, ને તમે જરા બાજુની ગલીમાં તપાસ કરીને; ત્યાં કાંઇ ઠોકાતું હોય એવો અવાજ આવેછે". દામે તેને પોતાની બૈરી ધારી થાળી આપી કહ્યું, કે "તે લુચ્ચાઓને ઠગીને હું થાળી લાવ્યોછું ; માટે કદાચ ફરી પણ પાછા આવ્યા હશે". એમ ધારી ગભડાટમાં તે ઉતાવળો ઉતાવળો થાળી આપી તપાસ કરવા ગયો, અને આજુબાજુની ગલીમાં તપાસ કરી આવી, કોઇ ન માલમ પડતાં ઘેર આવ્યો અને જુએ છે તો બૈરીને ભર ઉંઘમાં પડેલી દીઠી. દામે તેને ઢંઢોળીને કહ્યું, "અલિ, આટલી ઉંઘણશી કેમ થઇ ! થાળી લઇને ઉંઘે છે; પણ થાળી કયાં મેલી ?" આથી તેની બૈરી જાગી ઉઠીને બોલી કે, "તમે થાળી લેવા ગયા હતાને તેનું શું કીધું ?" બૈરીનું આવું બોલવું સાંભળી દામો તરત સમજી ગયો કે કદાચ પેલા ઠગારાએ લુચ્ચાઇ કરી જણાય છે; તેથી તેણે બાયડીને પૂછ્યું તો બૈરીએ કહ્યું "કે હું તો તમે ગયા ત્યારની ઉંઘતી હતી". આથી દામે ઘરમાં તપાસ કર્યો તો બૈરીની સાડી પણ ગુમ થએલી દીઠી. આથી દામો બૈરીને સઘળી વાત કહી તરત પેલાની પાછળ પડયો.

પેલા બંને જણા પહેલી વખત ગામની ઉગમણી બાજુએ ગયા હતા; તેથી દામે વિચાર કર્યો કે આ વખતે પણ ત્યાંજ ગયા હશે; કારણ કે તેમણે એમ ધાર્યું હશે કે, દામો એમ વિચાર કરશે કે પેલી જગા તો મેં જોઇ છે અને તેથી આપણે આથમણી બાજુએ ગયા હશું, એમ ધારી તે આથમણી દિશાએ જશે; માટે આપણે આથમણી દિશાએ ન જતાં ઉગમણાજ જવું. આમ વિચાર કરી દામો ઉગમણી દિશાએ ગયો, અને ગુફા પાસે આવી છુપાઇને જુએ છે તો પેલા બંનેને તેમાં બેઠેલા જોયા. આથી પોતે ઝાડ ઉપર ચઢી ગયો. થોડીવાર થઇ એટલે પેમો બોલ્યો "નેપા ! પાણીની તરસ લાગી છે; માટે કુવા ઉપર જઇ પાણી લાવીએ, અને આટલી બધી મહેનતે મેળવેલી મીઠાઇમાંથી કંઇ ખાઇએ. દામો તો હવે આથમણી બાજુએ ફાંફાં મારતો હશે; માટે ચાલ હવે કુવા ઉપર જઈ થોડું પાણી ભરી લાવીએ". આ પ્રમણે વિચાર કરી બંને કુવા ઉપર પાણી લેવા ગયા; ત્યારે દામો ધીમેથી નીચે ઉતર્યો અને થાળી લઇ રસ્તે પડયો. પેલા બેઉ પાણી લાવીને જુએ છે તો મીઠાઇની થાળી ગેબ થએલી દીઠી. આ ઉપરથી તેઓ બોલ્યા કે, "આપણે તો જાણતા હતા કે આપણેજ હોશિયાર છીએ;

પણ આપણાં કરતાં પણ દામો ચડીઆતો ઠર્યો; તો પણ ચાલો પાછા જઈએ ને બનતી કોશીશ કરીએ; પછી તો ઇશ્વર કરે તે ખરૂં."

દામો ઝડપથી ચાલી તેને ઘેર પહોંચી ગયો, અને ઘેર આવી બારણું બંધ કરી બૈરીને કહેવા લાગ્યો, કે, "અંતે મેં જ એ બંનેને ઠગ્યા છે, અને આ થાળી જેમની તેમ પાછી લાવ્યો છું; પણ આટલેથીજ આપણે નીરાંતે ઉંઘી જવાનું નથી; કારણ કે તેઓ સુખે બેસવાના નથી ને પાછા આવશે; માટે થાળી સીંકા ઉપર મેલી આપણે વારા ફરતી પહેરો ભરવાનો છે". દામાની સ્ત્રીએ કહ્યું, "તમે થાકી ગયા હશો માટે તમે સુઇ જાવ હું બેઠી બેઠી જાગું છું". થાળી સીંકે મુકી દામો સુઇ ગયો, અને તેની બૈરી જાગતી બેઠી. એવામાં પેલા બંને જણાં પાછા આવ્યા, અને દીવાલમાં બાંકું પાડયું હતું ત્યાંથી ઘરમાં જોયું, તો દામાની બૈરીને ખુરસી ઉપર બેસી સીંકામાંની થાળીનો પહેરો ભરતી દીઠી, અને દામાને સુતેલો જોયો. આથી તેમણે વિચાર કર્યો કે હવે ઘરમાં ન પેસવું; પણ છાપરાં ઉપર ચઢી નળીયાં ખસેડી, સીંકાનું દોરડું ઉપર ખેંચી થાળી ખાલી કરીને પાછી સીંકામાં મુકી સીંકુ નીચે ઉતારી પછી ચાલ્યા જવું. આમ વિચાર કરી તેઓ છાપરા ઉપર ચઢયા, અને નળીઆં ફેરવવા લાગ્યા. દામો જાગતો હતો તેથી તેણે વિચાર કર્યો કે પાછા ચોર ભાઇબંધો પહોંચ્યા છે ખરા. તેણે વિચાર કર્યો કે તેઓ પણ કાંઇ મારાથી ઓછી કીકમતવાળા નથી, વળી જો તેઓ કદાચ આજે હારીને પાછા જશે તો ફરી સુખે જંપવાના નથી. આજ નહિ તો કોઇ દિવસ પણ બીજી કોઇ વસ્તુ લઇ જવાનાજ; માટે બહેતર છે કે આજે તેને અહિં બોલાવી સાથે બેસાડી મીઠાઇ ખાઉં કે જેથી આ બાબતનો અહિંજ નીકાલ આવી જાય આમ વિચાર કરી તેણે પેલાને બૂમ મારી કહ્યું, "ભાઇઓ, આપણે બધા સરખાજ છીએ. કોઇ હારે કે જીતે એ બનવાનુંજ નથી; માટે હું બારણું ઉઘાડું છું, તો તમે અંદર આવો એટલે આપણે સાથે બેસી મીઠાઇ ખાઇએ". દામાનું કહેવું સાંભળી પેલા બેઉ નીચે આવ્યા અને ત્રણેએ સાથે બેસી ગમત ગોષ્ઠી કરતાં મીઠાઇ ખાધી. પછી પેલા બંને દામાને મળી ભેટી પોતાને રસ્તે પડયા.



# જેવી વાડ તેવો વેલો !

---

ઝાડ તેવાં ફળ નીપજે, વાડ તેવા વેલા,
ફેર પડે નવ લેસ જરા નહિ, કાંકાં મારે ઘેલા.

---

સુરત જીલ્લાના વલસાડ નામે એક ગામમાં ગીરધરલાલ કરીને એક વાણીયો રહેતો હતો. આ વાણીયો જો કે હતો ધનવાન, પણ કજુધીયો, દળદરી અને છાતી આગળથી ખુંધો હતો. તેની પાસે પૈસા હતા, પણ તે પૈસાની રખેવાળી કરવા સિવાય બીજું કંઇ શીખ્યો ન હતો, ગીરધર કાકાની વય પીસતાળીસ વરસની થઇ હતી; પણ તેને ત્યાં એકે છોકરૂં થયું ન હતું. બાળકની આશામાંને આશામાં તેણે એક પછી એક એમ ચાર બાયડીઓ કીધી હતી. પોતાના પૈસાનો માત્ર એજ ઉપયોગ તેણે કર્યો હતો. તેની ચોથી બૈરીનું નામ જમના કરીને હતું. તેને ગીરધર કાકા દશ વરસની ઉંમરમાં પરણી લાવ્યા હતા. જમના વહુ ચૌદમે વરસે ઇશ્વર કૃપાથી ગર્ભવતી થઇ. આથી ગીરધર કાકા ઘણાં ખુશી થયા હતા.

ગીરધર કાકાની અઘરણી આવી એવું આખા ગામમાં ફેલાઇ ગયું, અને બધા આ ઘરડાને ત્યાં દીકરો આવે તો સારૂં એમ ઇચ્છવા લાગ્યા, પરંતુ ગીરધર કાકાના કમનશીબે એવો બનાવ બન્યો કે, એક દિવસ રાતના જમના વહુ દાદરો ઉતરતી હતી તેવામાં તેનો પગ લપસી જવાથી ઠેઠ નીચે પડી, ને તેનું કાળજું કપાઇ જવાથી મરણ પામી. આથી ગીરધર કાકા તથા ગામના લોકો ઘણાજ દલગીર થયાં, આ બનાવથી બાળક માટે ગીરધર કાકાને પાંચમીવાર લગ્ન કરવાની ફરજ પડી, કારણ કે તેને પોતાની પાછળ દોલતનો વારસદાર મુકી જવાની ઘણી હોંશ હતી ! જો કે તેની પહેલી ત્રણ બૈરીઓ ઘણી હોશિયાર હતી, પણ ચોથી જમના વહુ તો બધાના કરતાં ચાલાક, ચંચળ અને અબરાક હતી. ગીરધર કાકા બેઅક્કલ અને કજુઓ હતો; તેથી આવી ચાલાક બૈરી મળ્યા બદલ ઘણોજ ખુશી થતો, પણ જમના વહુ ગીરધર કાકાને ગણે તેવી ન હતી, અને તેથીજ જમ-રાજાએ તેને પોતાની પાસે બોલાવી લીધી.

એ પછી ગીરધર કાકાએ પાંચમી બૈરી શોધી કાઢી. તેની ઉંમર પંદર વરસની હતી. તે વખતે ગીરધર કાકાની વય માત્ર એકાવન વરસની હતી ! ગીરધર કાકાની પાંચમી બૈરીનું નામ હરકુંવર કરીને હતું. તે જો કે દેખાવમાં

આગળની બધી બૈરીઓના કરતાં ખુબસુરત હતી, પણ બેઅક્કલ અને સમજ વગરની હોવાથી લોકોના હાથમાં રમકડાની પેઠે ફસાઇ જતી. આમ કરતા કરતાં તેને અઢારમે વરસે હમેલ રહ્યા. આથી હરખ પામી ગીરધર કાકાએ મોટી ધામ ધુમ કરવા માંડી. ઘણી આતુરતાથી ગીરધર કાકા પોતાના અને હરકુંવર વહુના ટપકા અને જન્મોત્રી બ્રાહ્મણને બતાવી દીકરા દીકરીનું પુછવા લાગ્યા. ગીરધર કાકાની આવી વહેમી દશાનો લાભ લઇ બ્રાહ્મણો જેમ આવે તેમ તેને ધુતવા લાગ્યા; અને ગીરધર કાકાને સારૂં લાગે એવું મીઠું મીઠું બોલવા લાગ્યા.

ગીરધર કાકાએ હરકુંવર વહુની અધરણી બાંધી, અને તેની ખુશાલીમાં ગામના લોકોને જમણ આપ્યું. જ્યારે લોકો જમવા બેઠા ત્યારે ગીરધર કાકા નાતમાં ફરી પોતે પીરસવા લાગ્યા. આ જમણ વિષે ગીરધીર કાકાને જો કોઇ પુછતું તો હરખાઇને ગીરધર કાકા જવાબ આપતા કે, "અલ્યા ચોપનમેં વરસ આજ મારી અધેણી આવી છે!"

વખત આગળ ચાલ્યો અને હરકુંવર વહુને સુવાવડ આવવાની તૈયારી થઇ. એ વખતે ગીરધર કાકાએ ધુતારા બ્રાહ્મણોને પોતાની પાસે બેસાડ્યા, અને જન્મપત્રિકા કરવાની સઘળી તૈયારી કરાવી. બ્રાહ્મણોએ ગીરધર કાકાની પાસે બેઠા પછી, કાકાને બનાવવા અને વખત કાઢવા ખાતર ટોળ કરવા ખાતર કહ્યું, "કાકા! પાંચ મિનિટમાં હરકુંવરનો છુટકો થવો જોઇએ!" કાકા જાતે વહેમી અને કબુધ્ધિઆ હોવાથી, આ સાંભળી અધીરા થઇ પુછવા લાગ્યા, "કહોને મહારાજ શું આવશે? છોકરો કે છોકરી". બ્રાહ્મણો સામા કાકાને બનાવતા કે "કાકા, જો તમારે ત્યાં છોકરો આવે તો શું આપશો?" કાકા જવાબ આપતા કે, "મહારાજ! જે માગશો તે આપીશ, પણ દીકરો આવે એમ કરવું!" આથી બ્રાહ્મણો કહેતા કે "કાકા! કાંઇ ફીકર કરવી નહી. ઇશ્વર સઘળું સારૂંજ કરશે". પેલી તરફથી હરકુંવરને જણવાનો વખત થયો. તે બીઠા વિનાની હોવાથી તેણે ઘરમાં મોટો ગભરાત કરી મેલ્યો. આ વખતે ગીરધર કાકાનો જીવ ગભરાઇ ગયો; કારણ કે તેને દીકરો આવવાનો હરખ હતો; વળી હરકુંવર ઉપર તેને બહુજ પ્યાર હતો. તેથી સ્ત્રીં જાતની લાજની દરકાર વગર બધી બૈરીઓથી ભરેલ હરકુંવરના સુવાવડના ઓરડામાં જવા લાગ્યા. એટલામાં હરકુંવરને બાળક આવ્યું. બાળકના રડવાનો અવાજ નીકળતાંજ કાકા ઓરડામાં અંધારૂં હોવાથી દીવાનું કોડીયું હાથમાં લઇ, આણીગમથી પેલી ગમ બૈરાંઓની પાછળ પાછળ ફરી હરકુંવર સામું જોવા લાગ્યા, અને બૈરાંઓને પુછવા લાગ્યા કે "બોલોને બાઇઓ શું આવ્યું?"

સ્ત્રી જાતીની શરમ રાખ્યા વગર ગીરધર કાકા બૈરાંઓથી ભરેલા ઓરડામાં હરકુંવરની પાસે આવ્યા હતા. તેથી ગુસ્સામાં આવેલી એક બૈરીએ જણાવ્યું કે, "કાકા વળી શું આવે ! તમારાજ જેવી એક ખુંધી છોકરી આવી છે!" આ શબ્દ સાંભળતાંજ કાકાના હાથમાંથી કોડીયું પડી ગયું અને બીચારા લમણે હાથ દઈ બેસી ગયા, અને કપાળ કુટી બોલ્યા કે, "જેવી વાડ તેવો વેલો !"

આટલા શબ્દો બોલી ગીરધર કાકા બેહોસ થઇ ગયા, અને પેલા ધુતારા બ્રાહ્મણો ત્યાંથી ઉઠી ચાલતા થયા. કાકા ઘણે વખતે શુધ્ધિમાં આવ્યા અને વિશ્વાસ નહિ આવવાથી ફરી હરકુંવર પાસે ગયા અને બોલ્યા કે, "અલિ ! હરકુંવર, છોકરો આવ્યો કે છોકરી ?" હરકુંવરે જવાબ દીધો કે છોકરી આવી. આ ઉપરથી પેલી ગુસ્સે થએલી સ્ત્રીએ છોકરી હાથમાં લીધી, અને તે કેવી હતી તે ગીરધર કાકાને સારી પેઠે દેખાડી. આથી ગીરધર કાકાને નક્કી થયુ કે છોકરી તેના જેવીજ ખુંધી અને કરૂપી છે. આ દેખાવ જોઇ ગીરધર કાકા નીરાશ થઇ ગયા અને તે દહાડેથી તેણે દત્તક પુત્ર લેવાનો વિચાર કર્યો, અને તે મુજબ હરકુંવરના એક ભાઇને દત્તક લીધો ! ત્યાર પછી બે વરસે નવાણું લાખ રૂપિયા મેલીને કાકા મરણ પામ્યા !



## સબુરીનો બદલો સાહેબ આલશે.

(સાકી)

સબર કર બંદા સબર સુંદરી છે, સબરના ગળાંમાં મોતન લડી છે,
સબર ધર દીલમાં સબર બંદા, સબર વન થશો પરાગંદા.

ખંભાત જીલ્લામાં "ઉભીતો મરેતુ" નામે એક કસ્બો હતો. આ કસ્બમાં નરભેરામ કરીને એક બ્રાહ્મણ રહેતો હતો. તેની પાસે તેના બાપદાદાના વખતથી ચાલતો આવેલો ઘણો પૈસો હતો, અને તે પૈસાની મદદથી નરભેરામ આસપાસના દેશો ખાતે બહોળો વેપાર ચલાવતો. જોકે નરભેરામને એક પછી એક એમ ચાર બૈરીઓ થઇ હતી, પણ કમનશીબે તે ચારે બૈરીમાંથી એકને પણ કાંઇ બાળક થયું ન હતું. નરભેરમની ચોથા બૈરી જયારે મરણ પામી, ત્યારે નરભેરામની ઉંમર પચાસ વરસની હતી. આથી તેણે હવે પછી બીજી બૈરી કરવાનો વિચાર માંડી વાળ્યો.

નરભેરામે બીજી બૈરી ન કરવાનો ઠરાવ તો કર્યો, પણ તેને ઘર સાચવવામાં મુશકેલી પડવા માંડી, તેથી તેણે પોતાની પહેલી બૈરીની બેનની બે દીકરીઓ કે જેમાંની એક તેર અને બીજી અઢાર વરસની હતી તેને પોતાની દીકરીઓ દાખલ ઘરમાં રાખી. તે બે છોકરીઓમાંની મોટીનું નામ ગંગા કરીને અને નાનીનું નામ જમના કરીને હતું. ગંગા કદરૂપી હતી; વળી તેનામાં બીજી ખોડ એ હતી કે તે હાજર જવાબી એટલે કોઇ માણસ કામસર બોલાવી કાંઈ પુછે તો જલદી જવાબ દઇ શકે તેવી ન હતી. જમના તેનાથી ઉલટીજ હતી. તે હાજર જવાબી, મધુર વાણી વાળી, વિવેકી અને સાથે ઘણીજ ખુબસુરત હતી.

એક દિવસ રાતે જમીને નરભેરામ પેલી બંને છોકરીઓ સાથે ઘરની વાતો કરતો બેઠો હતો. આ વખતે જમનાએ તેને કહ્યું, "બાપા ! આપણી ગંગા મોટી થઇ છે; માટે તેના લગ્ન કરીએ તો ઠીક." નરભેરામે કહ્યું, "દીકરી ! તેં કહી તે વાત ખરીછે, અને હું પણ કેટલોક વખત થયાં તે બાબતજ તપાસ કરૂં છું; પણ આપણી જોડનો એટલેકે હું જેટલી દોલત અને આબરૂ ધરાવું છું, તેટલી દોલત અને આબરૂવાળો કોઇ જમાઇ મળતો નથી ! જો આપણાં સરખો કોઈ મુરતીયો મળી આવે તો આજેજ ગંગાના લગ્ન કરવા હું તૈયાર છું. બાકી કોઇ કંગાળ માણસ સાથે લગન કરવા હું ખુશી નથી; કારણકે તેથી તો આપણી આબરૂમાં વધારો થવાને બદલે ઉલટો ઘટાડો થાય, માટે હમણાં થોડો વખત તો ધીરજ રાખવી". જમના આથી નિરાશ થઇ; કારણકે તેના પોતાના લગન કરાવવામાં આથી ઢીલ થઇ; કારણકે મોટી બેન જયાં સુધી કુંવારી હોય ત્યાં સુધી તેના–નાની બેનના–લગ્ન કેમ થઇ શકે ? આજ કારણથી તેણે ગંગાના લગ્નની વાત કાઢી હતી, પણ તેના પાળક પિતાનો વિચાર જાણી તે નિરાશ થઇ. જમનાએ કાશીદાસ નામના નરભેરામના એક નોકર સાથે સ્નેહ બાંધ્યો હતો. કાશીદાશ આબરૂદાર માણસનો દીકરો હતો; પણ પોતાના કમભાગ્યે બાપનો રોજગાર પડી ભાંગવાથી તેને ચાકરીમાં રહેવાની જરૂર પડી હતી. નરભેરામે પણ તેની ચાલાકી જોઇ તથા તેની આગલી સ્થિતિનો વિચાર કરી સારા પગારથી સૌથી મોટો મુનીમ બનાવ્યો હતો. કાશીદાશ જેમ ચંચલ અને હોશિયાર હતો, તેમ રૂપાળો અને ખુબસુરત પણ હતો. કાશીદાસ મોટો મુનીમ હોવાથી તેને નરભેરામના ઘરમાં ઘણી વખત જવું પડતું. આથી જમના અને કાશીદાસના દીલ એક બીજા તરફ ખેંચાયા હતા. જેમ જેમ જોગવાઇ મળતી ગઇ તેમ તેમ તેણે એક બીજાની સાથે વાતચિત કરી પોતાના અંતઃકરણ ખુલ્લાં કર્યાં. છતાં તેઓએ પોતની શારીરિક પવિત્રતા બરાબર જાળવી રાખી હતી, કારણ કે તેઓ બરાબર

જાણતા હતા કે તેમનાં એકબીજાની સાથે લગ્ન થાય તે અસંભવિત જેવુંજ હતું. આથી તેઓએ માત્ર એક બીજાને મળવા હળવાની તથા ખુલ્લા દીલથી વાતચિત કરવાનોજ વહેવાર રાખ્યો હતો. ગંગા એક વખત માંદી હોવાથી પોતાના પલંગમાં સુતી હતી અને જમના તેની પાસે બેસી સંભાળ રાખતી હતી. એવામાં કોઇ કામ પ્રસંગે કાશીદાસ ત્યાં આવ્યો, એટલે ગંગાને ઉંઘી ગએલી જાણી બંને બારણાં આગળ વાતચિત કરવા લાગ્યા. આ દેખાવ ગંગાએ પોતાના પલંગ પરથી જોયો અને સાંભળ્યો પણ હતો, ત્યાર પછી ગંગા અને જમના એક દિવસ પોતાના માથાં ગુંથવાને બેઠી હતી, તે વખતે ગંગાએ જમનાને પૂછ્યું કે “ જમના આજે ઘણાં દિવસ થયાં તું દીલગીર રહ્યા કરે છે, વળી તારો ચહેરો પણ લેવાઇ ગયો છે, અને તારૂં દીલ કોઇ બાબદમાં બરાબર ચોટતું નથી, માટે તને શું દુઃખ છે તે ખરેખરૂં જણાવ જો તને કાંઇ જાતનો રોગ હોય તો બાપાને કહી તેની દવા મંગાવીએ”.

જમના ( શરમાઇને )—બહેન મારા દુઃખની વાત શું કહું ? મને જે દુઃખ થાય છે તેની મને પણ સમજ પડતી નથી; તો તને તો હું કેવી રીતે સમજાવું, કે જેથી તું મને દવા મંગાવી આપે.

ગંગા—બહેન જો તું ગુસ્સે ન થાય તો તારૂં દુઃખ હું તને પારખી આપું, અને તેની દવા પણ બતાવું.

જમણા—બહેન ! હું ગુસ્સો તે શા માટે કરૂં ! તું મારી મોટી બેન છે, તેથી જે કંઇ કહેશે તે ખુશીથી સાંભળીશ.

ગંગા—જો ત્યારે તું ગુસ્સે થવા ના પાડે છે, તેથી તારા દુઃખની દવા બતાવું છું. જો હમણાંજ તારાં કાશીદાસની સાથે લગ્ન કરવામાં આવે તો તારૂં દુઃખ મટે ખરૂં કે નહિ ?

જમના ( શરમાઇને )—જારે જા બહેન, એવી તે વાત હોય ? ( એટલું બોલી વિચારમાં પડે છે કે આણે કાંઇ જાણ્યુ લાગે છે ખરૂં. )

ગંગા—જો બહેન રીસ ના કરતી હો. થોડા દિવસ પર જયારે હું માંદી હતી, ત્યારે મારા સુવાના ઓરડાના બારણાં આગળ તેં તથા કાશીદાસે એક બીજા સાથે હસીને જે વાતો કરી હતી તે મેં પણ જેવી તેવી સાંભળી છે, અ તેથીજ હું તને કહું છું કેમ ખરૂં કે નહિ ?

જમના— બહેન, વાતો કરવામાં શું વળ્યું. વાતો કરવાથી કાંઇ અમારા બેના લગ્ન થઇ જવાના નથી.

ગંગા— જો બહેન, તારૂં દીલ તેનીજ સાથે ખરેખર લાગ્યું હોય, તો બાપા આગળ વાત કરવામાં તને શું હરકત છે ?

જમના—બહેન તને માની જણી બહેન જાણી તારી આગળ ખરી વાત કહું છું કે કાશીદાસ ઉપર મારૂં મન ચોટયું છે, તેમાં કાંઇ શકજ નથી, પણ તેના અને મારાં લગ્ન થાય એ મને નક્કી લાગતું નથી, કારણ કે એક દિવસ મેં જયારે બાપા પાસે તારા લગનની વાત કાઢી હતી, ત્હારે બાપાએ શું જવાબ દીધો હતો. તે તને યાદ છે ? બાપાના વિચાર પ્રમાણે જોતાં તો આપણાં કદી લગનજ થવાના નહિ, અને તેથી આપણે જીંદગી સુધી સંસારના ખરા સુખથી તો બેનશીબજ રહીએ. પણ બહેન તું એટલી વાત તો યાદ રાજે કે જો કાશીદાસની સાથે મારાં લગ્ન નહિ થાય, તો મારી આખી જીંદગીજ બગડી જવાની, કારણ કે જે પુરૂષના ઉપર આપણે સ્નેહ હોય અને જેને આપણે આપણું સર્વસ્વ અર્પી દીધું હોય, તેને છોડી બીજા સાથે લગ્ન કરી જીવવું એ કશા કામનુંજ નથી. તેના કરતાં મરણ સુધી કુંવારા રહેવું એ વધારે સારૂં છે.

ગંગા—બેન, તારી વાત ખરી છે, પણ જો તું મારૂં કહેવું માને તો હું તને એક રસ્તો બતાવું.

જમના—કહેને બહેન, તું જે રસ્તો બતાવશે તેજો સલામતી ભરેલો હશે તો હું જરૂર તે પ્રમાણેજ વર્તીશ.

ગંગા—આપણાં ગામથી વીશ ગાઉ ઉપર મોરા કરીને ગામ છે, ત્હાં આપણો માસો રહે છે. જો તું ત્યાં કાશીદાસની સાથે જઇ માસા આગળ સઘળી વાત જણાવે તો માસો જરૂર તારાં કાશીદાસની સાથે લગ્ન કરી આપે, પછી થોડો વખત રહી બાપા પાસે આવી જો આજીજી કરશે તો બાપા તારી ભૂલ માફ કરશે.

જમના—બહેન તારી યુકિત તો ઘણી મજેની છે, પણ તેમ કર્યાંથી બાપાને અપમાન જેવું લાગે અને તેથી તેઓને ઘણો ક્રોધ ચડે, માટે પ્રથમ તો હું બાપા ઉપર આજીજીથી કાગળ લખીશ, તે વખતે જો તું બાપાને સમજાવી તેનો ગુસ્સો નરમ પાડે, અને પછી તારા લખ્યા પ્રમાણે હું અહિં આવું એ વધારે ઠીક, તું મારી બેન છે તો મારા ઉપર એટલી મહેરબાની નહિ કરે ?

ગંગા—બેન, તારૂં કામ થાય એમાં હું રાજી છું, તો જરૂર હું તારૂં કામ કરીશ. આજે તારો વખત છે, તો મારે પણ કોઇ દિવસ મદદ માગવાનો વખત આવશે, તો ત્યારે તું મને મદદ કરજે.

આટલી વાતો કર્યાં પછી બંને બેનો છુટી પડી. જમના તરતજ કાશીદાસ પાસે ગઇ, અને પોતાની બેન સાથે કીધેલા ઠરાવની વાત તેને કહી. કાશીદાસે તે કબુલ રાખી તેથી તેજ રાતના બંને છુપી રીતે ઘેરથી નીકળી મોરા તરફ ચાલ્યા.

બીજે દિવસે સવારે નરભેરામે જમનાને જોઇ નહિ તેથી તેણે જમના વિષે ગંગાને પૂછ્યું, પણ તેણે તો અજાણપણું બતાવી, ઉલટું જમના તરફ ગુસ્સો ચડે એવી વાતો તેને કહી સંભળાવી, વળી તેજ દહાડે કાશીદાસ પણ નોકરી ઉપર આવ્યો નહિ. આથી નરભેરામને ગંગાની વાતો ખરી લાગી, તેથી તે જમના તથા કાશીદાસ ઉપર ઘણોજ ગુસ્સે થયો.

થોડા દિવસ પછી ગંગાએ એક પ્રપંચ રચ્યો. ગંગાએ પોતાના હાથે જાણે જમનાએ લખ્યો હોય એવો કાગળ ઉભો કીધો, અને તેમાં નરભેરામને ગુસ્સો ચહડે એવું ઘણું લખ્યું. પછી તે કાગળ તેણે નરભેરામની બેસવાની જગા પર મેલ્યો. નરભેરામના હાથમાં કાગળ આવતાં તેણે તે વાંચી જોયો, આથી તેને જમના ઉપર ઘણો ગુસ્સો ચડયો, અને તેનું મોઢું નહિ જોવાનો તેણે ઠરાવ કર્યો, અને પોતાનો ઠરાવ ગંગા આગળ જણાવી પણ દીધો.

જમનાએ મોરામાં જઇ કાશીદાસ સાથે લગન કીધા પછી પોતાના બાપને ચડેલો ગુસ્સો નરમ પાડવા માટે યુક્તિથી ઘણીજ નમ્રતા ભરેલો એક કાગળ લખ્યો, અને બાપાનો ગુસ્સો નરમ પાડવા પોતાની બેન ગંગા ઉપર પણ એક કાગળ લખ્યો. આ બંને કાગળો ગંગાના હાથમાં આવતાં તેણે તે ફાડી નાખ્યાં, અને જમનાને નામે નરભેરામને રીસ ચડે એવો કાગળ લખી તેને બેસવાની જગા ઉપર મૂકયો. આ બનાવટી કાગળ વાચવાથી નરભેરામનો પીત્તો ખસી ગયો, અને તેણે ગંગાને એકલીનેજ પોતાની દોલતની વારસ ઠરાવવાનું કહ્યું.

ત્યાર પછી ગંગાએ જમના ઉપર એક ખોટો કાગળ લખ્યો. તેમાં તેણે પોતાના બાપને તેની તરફ ઘણું સમજાવ્યો હોય એમ લખ્યું, છેવટે જમના પાછી ન આવે માટે લખ્યું કે બાપ તારૂં મોઢું જોવા પણ બીલકુલ રાજી નથી. આ કાગળ વાંચી જમના નિરાશ થઇ બેઠી, અને ગુજરાનને માટે તેને કાશીદાસની જોડે એક ગામથી બીજે ગામ રખડવું પડયું. ત્યાર પછી થોડે વખતે જમનાને ગર્ભ રહ્યા, અને પુરા દિવસ થયે તેણે એક છોકરાનો જન્મ આપ્યો.

થોડા દિવસ થયા પછી નરભેરામનો ગુસ્સો નરમ પડયો, અને તેનું મગજ શાંત થયું; એટલે તેને જમના વિષે વિચાર થયો કે તે કયાં ગઇ હશે અને શું કરતી હશે. જમના ડાહી, સમજુ, ચંચળ, અને ધીરા સ્વભાવની હોવાથી નર-

ભેરામને તેના ગુણ સાંભરવા લાગ્યા. આથી તેણે મોરા ગામમાં કાગળ લખીને ખબર કઢાવી, પણ જમના તો ત્યાંથી ઘણાં વખત થયાં નીકળી ગઇ હતી; તેથી તેનો કશો પણ પતો મળ્યો નહિ. આથી નરભેરામ ઉદાસ રહેવા લાગ્યો, અને તેનુ દીલ જમનામાં બરાબર લાગ્યું. આ પ્રમાણે ચિંતા કરવાથી તે બિમાર પડયો, અને તેમ થવામાં જમનાની ચિંતા એ જ માત્ર કારણ રૂપ થઇ પડી. આ પ્રમાણે છ માસ સુધી બિમારીમાં ભોગવ્યા, પણ જમનાને તે ભૂલી શકયો નહિ ઉલટું તેને જોવાની તેની ઇંતેજારી વધતીજ ગઇ. આ બિમારીમાં તેનો ચહેરો એવો તો લેવાઇ ગયો કે છ માસ પહેલાં જોયેલો માણસ જો તેને આવીને જુએ તો ઓળખી શકેજ નહિ.

નરભેરામ જયારે વધારે બિમાર થયો ત્યારે તેણે મરણની બીકથી પોતાની મીલ્કતનું વસીઅત નામું કર્યું, અને તેમાં ગંગાને એકલીનેજ માત્ર પોતાની સઘળી મીલ્કતની વારસદાર ઠરાવી, કારણકે જમનાનો આ વખતે કશો પણ પત્તો ન હતો. નરભેરામે આ વારસનામું લખીને પોતાની પાસે રાખ્યું. હવે ગંગા આ બધી મીલ્કતની વારસદાર થવાથી ઘણીજ છકી ગઈ, અને ગમે તેમ પોતાની મરજીમાં આવે તેમ ફરવા લાગી. આથી તો નરભેરામના દુઃખમાં ઓર વધારો થયો, અને તે જમના કયાંથી મળી આવે તો સારૂં એમ આશા રાખી બેઠો હતો.

પેલી તરફ જમનાને છોકરો થયા પછી કાશીદાસને સારા પગારની જગા મળી, આથી તેઓ સુખી થયા, અને પાંચ પૈસા સારી રીતે મેળવ્યા પણ ખરા, પણ દૈવ જમનાનું આ સુખ દેખી શકયો નહિ, તેથી કાશીદાસને પેટનું દરદ થતાં તે થોડો વખત માંદગી ભોગવી મરણ પામ્યો. આથી જમના નિરાધાર થઇ ગઇ, અને મોટી મુસ્કેલીમાં આવી પડી, કારણ કે કાશીદાસે મેળવેલા પૈસા એટલા બધા ન હતા કે તેથી છોકરો મોટો થતાં સુધી તેનું બંનેનું ગુજરાન ચાલી શકે. આ વ્યાધિમાં તે પોતાનો કાળ નિરાશામાં ગાળવા લાગી. એક દિવસ એવો સંજોગ બન્યો, કે કંટારીયાથી ઉભીતો મરેતુ જવા ઉપડેલું એક વહાણ કે જેમાં નરભેરામનો કિંમતી માલ ભર્યો હતો, તે સમુદ્રના તોફાનને લીધે જમના જે ગામમાં હતી તે ગામના કિનારા તરફ ઘસડાઇ આવ્યું. આ વહાણ આવ્યાની ખબર આખા ગામમાં ફેલાઇ ગઇ, કે ઉભીતો મરેતુ જતું એક વહાણ દરિયાના તોફાનને લીધે અહિં આવી ચડયું છે. જમનાએ આ ખબર સાંભળ્યા ત્યારે તેને વિચાર થયો કે, ઇશ્વરે જ દયા ખાઇને આ વહાણ મારે માટે કેમ ન મોકલ્યું હોય, માટે

હું આ વહાણમાં બેસીને મારા પાળક પિતા પાસે જાઉં. જો તેને દયા આવશે તો ઠીક છે, નહિ તો ઇશ્વર જેમ રાખશે તેમ રહીશ. આમ વિચાર કરી તે કિનારે ગઇ, અને વહાણના ટંડેલને વિનંતિ કીધી કે, “ભાઇ! હું વખાની મારેલી ગરીબ સ્ત્રી છું, માટે મારી નહિ તો મારા આ બાળકની દયા ખાઇને પણ મને તારા વહાણમાં બેસાડી ઉભીતો મરેતુ ખાતે લઇ જા”. ટંડેલ દયાળુ હતો, તેથી તેને આ સ્ત્રીને જોઇ દયા ઉપજી એટલે તેણે તેને વહાણમાં બેસાડવાની હા કહી, અને વહાણ ત્યાંથી ઉપડયું. ઇશ્વરની કૃપાથી પીઠનો પવન લાગવાથી વહાણ ત્રણ દિવસમાં ઉભીતો મરેતુ પહોંચી ગયું.

નરભેરામ જયારે જમનાનો પત્તો મળી આવે તો સારૂં, એવા વિચારમાં બેઠો હતો, ત્યારે એક ખલાસીએ આવીને ખબર આપી કે, કંટારીઆ ખાતેથી ઉપડેલું જે વહાણ પવનના તોફાનથી આડે રસ્તે ચડી ગયું હતું, તે આપણાં બારામા આવી પહોંચ્યું છે. આ ખુશ ખબર સાંભળવાથી નરભેરામની કંમરમાં જોર આવ્યું; કારણ કે તે વહાણમાં ઘણો કિંમતી માલ ભરેલો હતો. આથી તે તુરત હાથમાં લાકડી લઇ બંદર ઉપર ગયો. કિનારા આગળ જઇ વહાણ તરફ નજર કરતાં તેણે માલમ પડયું, કે એક દુબળી પણ જુવાન સ્ત્રી કેડે છોકરૂં લઇ વહાણ ઉપરથી ડકકા ઉપર ઉતરે છે. જમના જયારે ડક્કા ઉપરથી તેના નાકા આગળ આવીને ત્યાં ગોઠવેલા બે પાટીયાં કે જે લગભગ સડી ગયાં જેવાં હતાં તેના ઉપર ચાલવા લાગી; ત્યારે નરભેરામે જોયું કે આ દુબળી સ્ત્રી કદાચ પાટીયાં ઉપરથી પડી જશે; તેથી તેણે તેને કહ્યું, “બાઇ, બીહીશ માં. લે આ મારી લાકડીનો ટેકો લઇ ચાલી આવ”. જમનાએ લાકડી પકડતાં નરભેરામના મોઢા તરફ જોયું તો તેને પોતાનો બાપ હોય તેમ લાગ્યું તે આથી તેણે આગળ જઇ તેનું નામ પૂછયું, કે “બાપા! તમારૂં નામ શું ?” નરભેરામે તેને જવાબ દેતાંજ જમના તેને બાઝી પડી અને એકદમ રડવા માડયું નરભેરામે તેને ઓળખી તેથી તેને પેટમાં દાબીને બોલ્યો, કે, “તારા છુટા પડયા પછી હું દિવાનો થઇ ગયો છું. જો કે તેં તો મને ઘણી ખરાબ રીતે કાગળ લખ્યો હતો, પણ મારૂં દીલ તો તારીજ ઉપર ચોંટયું હતું. જયારે તેં ફરીને મારી ઉપર મને રીસ ચડે એવો ખરાબ કાગળ લખ્યો, ત્યારે મને તારા ઉપર ગુસ્સો આવ્યો, અને તારી મોટી બેનને ચાકરી કરવાની હોંસ થાય માટે મેં તેને દીલાસો આપ્યો કે તને એકલીનેજ સઘળી દોલત આપીશ; પણ તારી ચિંતાને લીધે જયારે હું બહુજ બીમાર થયો, ત્યારે મરવાની ધાસ્તીને લીધે તારો કયાંય પત્તો ન હોવાથી તેની એકલીના નામનુંજ વારસ નામું તૈયાર

કરાવ્યું. આથી તો તે ઘણીજ છકી ગઇ છે, અને મને મારીને પણ દોલત મેળવવાનો યત્ન કરે છે, તેથી હું તારી રાત દિવસ રાહ જોતો હતો, ત્યાં ઇશ્વરેજ આપણને અકસ્માત મેળવી આપ્યાં તે ઘણું સારૂં કર્યું. હવે લાવ તારા દીકરાને હું તેડું". એમ કહી નરભેરામે તેના દીકરાને કેડે લીધો ને બાપ બેટી ઘર તરફ વળ્યાં.

જમના પોતાની બેન ગંગાએ લડાવેલાં પીતુર સાંભળી અજબ થઇ, અને તેથી તેના બાપને કહેવા લાગી કે, "બાપા, મેં છુટી પડયા પછી બધા મળીને છ કાગળ તમને લખ્યા છે, પણ એકેમાં તમને ગુસ્સો ચડે એવો એક પણ શબ્દ લખ્યો નથી, ઉલટું દરેકે દરેક કાગળમાં નમ્રતા અને વિનયથી મારી ભૂલ માફ કરવા આજીજી કરી છે; વળી તમોને સમજાવી તમારો ગુસ્સો ઓછો કરવા ગંગાને પણ મેં જુદા કાગળથી ભલામણ લખી છે, પણ તમે ગુસ્સે થઇ ગંગા પાસે લખાવ્યું કે, 'હું તારૂં મોઢું જોવા રાજી નથી. અને હવેથી મારી વારસ ગંગા છે માટે તારે હવે મારી પાસે આવવું નહિં. આ ઉપરથી હું અને તેઓ એક ગામથી બીજે ગામ રખડયા અને ઘણાંજ દુખી થયા. અંતે જયારે તેમને માંડમાંડ બે પૈસા બચે એવી ચાકરી મળી; ત્યાં અમારૂં નશીબ તે જોઇ શકયું નહિ, અને તેમને પેટમાં દરદ થવાથી થોડા વખતમાં મરણ પામ્યા. આથી હું હાલબેહાલ થઇ ગઇ, અને આ વહાણ આવી ચડવાના ખબર મળતાં, હિંમત કરી ઈશ્વર ઉપર ભરોસો લાવી તમારા તરફ આવવા નીકળી, તો દૈવે તમારો અને મારો રૂડો મેળાપ કરાવ્યો. તમારો ગુસ્સો ઓછો કરવાનું વચન આપી તેમની સાથે લગ્ન કરવાની યુક્તિ તેણેજ બતાવી હતી, અને પાછળથી મારી ઉપર દુઃખ નાખવાની તદબીર પણ તેણેજ કરી! ખરેખર! બાપા માણસ પોતાની ઇશ્વરદત્ત બુદ્ધિનો ઉપયોગ બને તેટલો કરી જુએ છે, પણ અંતે તો હરિનુંજ ધાર્યું થાય છે".

નરભેરામ ગંગાનું કારસ્તાન સાંભળી તેના ઉપર બહુજ ગુસ્સે થયો, અને ઘેર જઇ ગંગાને ઘરમાંથી બહાર કાઢી મુકવા તૈયાર થયો; પણ જમનાએ તેને તેમ કરતાં અટકાવ્યો અને કહ્યું, કે "ગમે તેવી તોયે મારી માની જણી બેન છે, અને! તેને કાઢી મુકવાથી મનેજ દુઃખ થશે".

નરભેરામ અને જમના વચ્ચે ઘેર તરફ જતાં જે વાતચિત થઇ તે કોઇએ આગળથી જઇ ગંગાને કહી સંભળાવી. આથી તે પોતાથી બન્યું તેટલું ધન તથા પોતાના નામનું વસીઅત નામું ચોરી ઘરમાંથી નીકળી ગઇ.

નરભેરામ અને જમના જયારે ઘેર ગયાં, ત્યારે તેમને ગંગાએ ચલાવેલી માઠી વર્તણુંકની ખબર પડી, આથી જમના ઘણીજ દીલગીર થઇ, અને પોતાના બાપને કહેવા લાગી કે, " ઘણાં દિવસથી તેને જોવા મારૂં દીલ તલપી રહ્યું છે; માટે એને ઘરમાં લાવો તો બહુ સારૂં."

નરભેરામે જમનાને કહ્યું, " જે રાંડે તને અને મને આટલા દુઃખી કર્યા, અને વળી મારા ઘરમાંથી ચોરી કરી તેને કદી પણ હું મારે આંગણે ઉભી રહેવા દઉં નહિ, ને તેના મુઆ પછી તેને મોઢે આગ પણ મેલું નહિ". આ સાંભળી જમના લાચાર થઇ, અને કાંઇ બોલ્યા ચાલ્યા વિના પોતાનું કામ કરવા લાગી. થોડા એક દહાડા ગયા પછી નરભેરામે પોતાની દોલતનું વમીઅત નામું કરાવ્યું ને તેમાં જમનાના દીકરા સન્મુખરામને પોતાની સઘળી દોલતનો વારસ ઠરાવ્યો, અને જયાંસુધી સન્મુખરામ સગીર વયમાં હોય, ત્યાં સુધી બધી દોલત જમનાના હાથમાં હોવાનું જણાવ્યું. પછી તે વીલમાં પોતાની સહી કરી બીજાની શાખ નખાવી સરકારી વકીલ પાસે કોર્ટમાં રજીષ્ટર કરાવી જમનાને આપ્યું.

જે દિવસે વીલ કરાવ્યું તે દિવસ નરભેરામે અને જમનાએ ઘણીજ ખુશાલીમાં ગાલ્યો. નરભેરામે સન્મુખરામને તેડી હુલામણા ( લાડ ) કરતાં કહ્યું, "દીકરા મારૂં નામ કાયમ રહે તેવી રીતે ધંધો ચલાવજે; અને તારી માએ તારી માશીના કાવતગમાંથી જેટલું દુઃખ દીઠું છે તેટલું સુખ દેખાડજે હો !" આવી ગમતમાં તેઓએ રાતના બાર વાગ્યા સુધી આનંદ કર્યો, અને પછી પોત પોતાની જગાએ સુવા ગયા.

સવાર પડી અને વહાણું વાયું એટલે ઘેરમાંહેના ચાકરો ઉઠીને પોતાને કામે લાગ્યા. એક ચાકર તેના હંમેશના રિવાજ પ્રમાણે નરભેરામને દાતણપાણી આપવા તેના ઓરડામાં ગયો. ઓરડામાં જઇને જુએછે તો પોતાના શેઠની ડોકમાં ફાંસી બેસાડેલી દીઠી. આ દેખાવ જોઇ ચાકરે ગભરાટથી બૂમ મારી તો ઘરના બધા માણસો ભેગાં થઇ ગયા, અને ઘરમાં મોટો કોલાહલ મચી રહ્યો. આથી જમના પોતાના ઓરડામાંથી ઉઠી બહાર આવીને નરભેરામના ઓરડા તરફ જવા લાગી. જતાં જતાં તેને સાંભળી આવ્યું, કે તેના બાપે જે વીલ કરી આપ્યુંછે તે ટેબલ ઉપર પડયું છે; તેથી તે તાળું મારવા પાછી વળી ને તાળું મારી પોતાના બાપના ઓરડામાં આવી જુએ છે, તો તેને મરેલો દીઠો ! જમના મોટા અવાજથી પોક મુકી રડવા લાગી, જમનાની પોક સાંભળી બહારના માણસો પણ ઘરમાં આવી પહોંચ્યા, અને બધાએ મળી તેને સ્મશાન લઇ જવાની

તૈયારી કરી. ઘણો વખત થઈ ગયા પછી જમનાને યાદ આવ્યું કે છોકરો રડતે હશે; તેથી તે બારણાનું તાળું ઉઘાડી અંદર ગઇ, અને પારણામાં જુએ છે તે છોકરો ન દીઠો ! ! આથી ગભરાઇ જઇ જમનાએ બૂમ મારી કે, "આવો આવો. આ તો નખોદ વળ્યું, પારણાંમાંથી મારો સન્મુખ રામ પણ ગુમ થા ગયો ! ?" એ પછી જમનાએ ટેબલ ઉપરથી વસીઅત નામું ગુમ ન થાય માટે ટેબલમાં મુકવાનું ધારી ટેબલ ઉપર જોયું, તો વસીઅત નામું પણ મળે. આ ત્રણ બનાવથી જમનાની કમર ભાંગી ગઇ, અને તેથી ગાંડીની માફ બેશુદ્ધ થઇ, જમીન ઉપર પડી પછાડા મારવા લાગી.

લોકોએ જમના અને તેના દીકરાની થોડી દરકાર કરતાં નરભેરામને જલદ ઠેકાણે પાડયો. એટલા વખત સુધી જમના બેશુધ્ધજ પડી રહી. નરભેરામને ઠેકાણે પાડયા પછી લોકોએ આવી જમનાને પુછપરછ કીધી, તો તેમને માલમ પડ્યુ કે નરભેરામના ઓરડામાંથી એક બહાર નીકળી જવાનો રસ્તો હતો; અને તે માર્ગે થઇ જમનાના ઓરડામાં પણ જવાતું. આ ઉપરથી લોકોએ નક્કી કર્યું કે, તે રસ્તેથી ધરમાં આવીને ગંગાએજ આ દુષ્ટ કામો કીધાં હશે. બાપના મરણનું બાનું કાઢી ગંગા પણ ઘરમાં આવી જમના સાથે રડવા લાગી હતી.

જમનાએ જોયું કે આ કામ કરવાનો અપરાધ ગંગા ઉપરજ લાગુ થાય છે, અને તેથી કદાચ જો એને ફાંસી દેવામાં આવશે તો, બાપના કુળની આબરૂ જશે. આ વિચારથી જમના તુરત રડવું બંધ કરી ઉઠી, અને લોકોને કહેવા લાગી કે, "ભાઇઓ ! જાવો હવે તમે તમારે ઘેર જાઓ. જે બનવાનુ હતું તે બન્યું. તેમાં હું કોઇનો દોષ દેતી નથી; હું સબુરી પકડીને બેસું છું, અને સબુરીનો બદલો સાહેબ આલશે તમે જે મહેનત અને શોધ કરી છે, તે માટે હું તમારો ઉપકાર માનું છુ". અટલુ બોલી તેણે ગંગાને પોતાની પાસે બોલાવી લીધી.

આ ખબર ગામમાં ફેલાતાં સરકારી માણસો તપાસ કરવા આવ્યા. જબર જસ્તીથી તપાસ કરતાં તેમને માલમ પડયું, કે ગંગાએ એક પુરૂષ સાથે છુપો પ્રેમ કીધો હતો, અને તેને છુપો રસ્તો બતાવી ગંગાએજ પોતાના યાર પાસે નરભેરામને ફાસી દેવાડયો હતો; અને જમના જયારે તેના બાપના ઓરડામાં ગઇ ત્યારે પાછળથીજ તેણેજ જમનાના છોકરાને તથા વસીઆતનામાને છુપી રીતે લઇ, બંનેને પડોશના એક બીન વપરાશ વાળા કુવામાં નાખ્યા હતા. ગંગા ઘરમાંજ હોવાથી સીપાઇઓએ તેને પોતાના કબજામાં લઇ, કુવામાં તપાસ કર્યો તો સન્મુખરામ જીવતો મળી આવ્યો; અને તેને કાઢવાથી પેલુ વસીઅત નામું પણ મળી આવ્યું.

આ બનાવથી જમના ઘણીજ રાજી થઇ અને ગંગાને કહેવા લાગી, કે "રે બાઇ ! તેં મને આટલું બધું દુઃખ દીધું; વળી જે વડીલે આપણને બંને ન ધણીઆતાને પાળી પોષી મોટા કર્યા તેની આજ્ઞામાં રહી ઉપકાર ખાતર ઘડપણમાં તેની ચાકરી કર્યાને બદલે ઉલટો તેનો પ્રાણ લીધો ! આમ છતાં પણ હું તને ફાંસીએ ચડેલી જોવા માગતી નથી, મેં જેટલી સબુરી પકડી હતી તેનો બદલો સાહેબે મને તુરતજ આપ્યો છે, પણ તેં સબુરી છોડીને મને તથા આપણાં બંનેના પાળક પિતાને દુઃખ દીધું છે, તો તેનો જવાબ ઇશ્વરને ત્યાં આપજે. ચાલ બેન, આપણે બંને આગળ પ્રમાણેજ સાથે રહીએ, અને બાપની મીલ્કત સરખે ભાગે વહેંચી લઇએ." આટલું બોલી જમનાએ સિપાઇઓને પુષ્કળ લાંચ આપી ગંગાને છોડાવી પોતાના બાપની મીલ્કતમાંથી અર્ધો ભાગ આપ્યો.

આ બનાવથી જગતના લોકોમાં જમનાની વાહવાહ બોલાઇ, અને ગંગાનો તેણે કરેલાં દુષ્ટ કામ માટે ધીક્કાર થવા લાગ્યો. ગંગા જયાં જયાં જતી ત્યાં લોકો તેના મોઢા ઉપરજ કહેતા કે; "આ સ્ત્રીએ પોતાના બાપને ફાંસી દઇ મારી નાખ્યો, અને પોતાની બેનના દીકરાને કુવામાં નાખ્યો હતો; પણ બેન એવી ભલી કે આટલું બધું દુઃખ આપ્યા છતાં તેને બાપની મીલકતમાંથી અર્ધો ભાગ આપ્યો". આ શબ્દો સાંભળી ગંગા શરમીંદી થઇ જતી, અને તેને લોકોને મોઢું પણ ન દેખાડવા જેટલો પસ્તાવો થતો. માત્ર આટલીજ શિક્ષા જમનાએ ગંગાને કરી હતી.



## લેણાનાં દેવા ?

---

પેટલાદમાં વરતા સાથે, ભાઈ ભાઈ બે સાથ,
એક ભલો બીજો બૂરો, જેમ સાંઢ દિસે વન નાથ,
આખરમાં અતવાઇ ગયો, રડી લાગ્યો કેહવા,
ભોગ કર્મના ભાઇ મહારા, થયા લેણાના દેવા.

---

ગુજરાતના પેટલાદ નામે એક ગામમાં હરિદાસ નામે એક ભણસાળી રહેતો હતો. તેને જીવણદાસ અને કરસનદાસ નામે બે દીકરા હતા. હરિદાસ ઘણો આલાક, ડાહ્યો, લાંબી બુધ્ધિનો અને સમજુ હતો. તેણે પોતાની ઉંચી બુધ્ધિથી

ધંધામાં સારો પૈશો ભેગો કર્યો હતો. તે પોતાના બંને છોકરાઓના વિદ્યાભ્યાસ તરફ ઘણીજ કાળજી રાખતો, અને તેના અભ્યાસ પાછળ ગમે તેટલા પૈશા ખરચ થાય તેની પણ તેણે દરકાર કરી નહિ. છતાં તેની બધી મહેનત વ્યર્થ ગઇ, અને એકે છોકરો પુરું કે અધુરું ભણ્યોજ નહિ. જીવણદાસ માત્ર છાપાનામું અને હીસાબ શીખ્યો; પણ કરસનદાસે તો કશુંજ ન શીખતાં કાળો અક્ષર કુટી માર્યો હતો. જીવણદાસે પોતાના બાપની સાથે ધંધામાં ફરવાથી વેપાર સંબંધી સારી માહીતી મેળવી હતી; પણ કરસનદાસે તો તેનાથી ઉલટોજ રસ્તો લીધો હતો, એટલે તેણે રંડીબાજી, જુગાર, તાલીમખાનાં, તરકટબાજી, લુચ્ચાઇ અને એવાંજ બીજાં કામોમાં માહીતી મેળવી હતી. એક તરફથી જીવણદાસ આબરૂથી ધંધો કરી પોતાનો વહેવાર ચલાવતો; ત્યારે બીજી તરફથી કરસનદાશ જુગાર વગેરે બુરા કામોમાં પોતાનો વખત કાઢતો. જો કોઇ માણસને બીજા ઉપર વેર હોય અને તેને માર મરાવવો હોય તો કરસનદાસ તે કામ પૈસા લઈને કરી આપતો આ કામ માટે તેણે પોતાના હાથ નીચે એક હરામખોર લોકોની ટોળી રાખી હતી. કરસનદાસ આગળ ચાલતાં જેમ જેમ પોતાના કામમાં ફાવતો ગયો, તેમ તેમ તેણે આગળ પગલાં ભરવાં માંડયા. તેણે પોલીસના માણસોને પણ પોતાના હાથમાં રાખેલા હોવાથી તે સરકારની પણ પરવાર રાખતો નહિ.

કરસનદાસનો બાપ હરિદાસ જ્યારે મરણ પામ્યો; ત્યારે આ બેઉ ભાઇ-ઓએ પોતાના બાપની મીલ્કત વહેંચી લીધી. આથી દરેક જણને ભાગે એંશી હજાર રૂપિયા આવ્યા. જીવણદાસે પોતાનાં નાણાં વેપારમાં રોકયા, અને કર-સનદાસે તે મોદીની દુકાને જમા રાખ્યા, અને જેમ જોઇએ તેમ તેમ ઉપાડતો ગયો. આ પ્રમાણે લાંબો વખત સુધી વહીવટ ચાલ્યો. દરમ્યાન તેણે કોઇને લુંટી મારીને મેળવેલા પૈસા પણ મોદીની દુકાને ભર્યા હતા. લાંબો વખત થયા છતાં કરસનદાસે મોદીના કહેવા છતાં હિસાબ કર્યો નહિ, અને પોતાની ખુશીમાં આવશે ત્યારે હિસાબ કરવાનું કહ્યું, અને જો વધારે ગરબડ કરશે તો માર-વાની પણ મોદીને ધમકી આપી. કરસનદાસની ચાલ મોદી જાણતો હતો તેથી તે તેની ધમકીથી ચુપ રહ્યો. જો કે લખલુટ ખરચથી તેણે મુકેલી થાપણ તદ્દન ઓછી થવા આવી છતાં બીકને લીધે મોદી કશું પણ બોલી શકયો નહિ. કરસનદાસના મનમાં એવો ફાંકો હતો કે મારી પુંજી ઘણી લાંબી છે; તેમાં પણ વ્યાજ અને લુટના નાણાંથી વાધારો થતો જાય છે; માટે તે ઓછી થવાની જરાય ધાસ્તી નથી. પણ ઉડાઉપણે દરરોજ પાંચ પચાસ રૂપિયાની જે

ધુળધાણી કરતો તેના તરફ તેણે ધ્યાન આપ્યું નહિ. કરસનદાસ અને તેનો ધંધો બંને એવા તો ઉડાઉ હતા, કે કોઇ કોઇ વાર તેને એક રાતજ બસેં પાંચશો રૂપિયા ઉડાવી દેવા પડતાં. તે રંડીબાજ હતો તેથી આખી રાત રાંડવાડામાંજ ફર્યા કરતો.

એક વાર કરસનદાસ બળાત્કારના ભયંકર વાંકમાં સપડાયો અને પોલીસે તેને કેદ પકડયો. આ ગુન્હામાંથી છુટવા માટે તેણે નાણાં વેરવામાં કાંઇ બાકી રાખી નહિ, અને તેણે મોદીને તાકીદ કરી કે તારે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના નાણાં આપ્યે જવું, અને જરાએ આંચકો ખાવો નહિ; કારણ કે આમાં-થી છુટયા પછી તરત આપણો હિસાબ નક્કી કરશું.

કરસનદાસ ઘણાંજ મોટા ગુનામાં ફસ્યો હતો; તેથી આ તકનો લાભ લેવાને કોઇ ચુકયું નહિ. જેને જેમ ફાવ્યું તેમ નાણાં કઢાવ્યાં, પણ કરસન-દાસે પૈસા ઉડાડવામાં કાંઇ વિચારજ કીધો નહિ, અંતે રૂપિયાની મદદથી બધાનાં મોઢાં બંધ થયાં, અને કરસનદાસ ઉપર આવેલું સંકટ દૂર થયું!

ત્યાર પછી કરસનદાસ મોદીની દુકાન ઉપર પોતાના નાણાંનો હિસાબ નક્કી કરવા ગયો. પ્રથમ તેને મોદીને ત્યાં એંશી હજાર રૂપિયા મેલ્યા હતા, અને ત્યાર પછી અવારનવાર અનેક રકમોની આપ લે થઇ હતી; પણ ચોપ-ડામાં જમે કરતાં ઉધારની રકમો વધારે માલમ પડી. સઘળો હિસાબ નક્કી કરતાં કરસનદાસ ઉપર મોદીના પાંચસો રૂપિયા લેણાં નીકળ્યા! આ સાંભળ-તાંજ કરસનદાસના પેટમાં ધારતી પડી. અને તેથી તે બોલી ઉઠયો કે "એ લુચ્ચા મોદી! ખાતામાં આ શું ઘાલમેલ કરી? શું લેણાંના દેવાં?" આમ બોલી કરસનદાસે પોતાની દાનત ફેરવી, અને મોદીને ગાળો દઇ કહ્યું, કે "તારૂં ખાતું બરાબર નથી, માટે હું તારી ઉપર જુઠા દસ્તાવેજ બનાવવાનો આરોપ મુકી ફર્યાદ કરૂં છું. મેં તને ઘણા રૂપિયા આપ્યા છે, પણ તેં તે જમે ન કરતાં ઉપર ટપકેથી ખાઇ ગયો છો; કારણ કે મેં મારા ઘરમાં જુદો મેળ રાખ્યો છે; તેમાં ઉલટા તારા ઉપર મારા પાંચસો રૂપિયા નીકળે છે.!" આ શબ્દો સાંભળી મોદી તો વિચારમાં પડી ગયો, અને જોયું કે આ લુચ્ચા સાથે કામ પાડવામાંજ મોટી ભૂલ કરી છે. પછી તેણે કરસનદાસને કહ્યું, "ભાઇ! જો તારી પાસે કાંઇ લખેલું હોય તો સુખેથી કાઢ. આવતી પરમ દિને તમારી અને મારી તરફના પાંચ માણસો બોલાવી આપણે ખાતું નકી કરીએ." આટલી ભાંજગડ કર્યા પછી કરસનદાસ ત્યાંથી ઉઠી ગયો, અને ઘેર જઇ મોદીના

ચોપડામાંથી જે રકમો ઉતારી લીધી હતી, તેમાં ફેરફાર કરી ઉલટા પાંચસો મોદીને ખાતે કાઢ્યા, અને ત્રીજે દિવસે પાંચ લુચ્ચા મિત્રોને લઇ મોદીને ત્યાં ગયો. મોદીએ પોતાની તરફથી આસપાસની દુકાનવાલા પાંચ માણુસોને બોલાવ્યા અને સામસામી રકમો તપાસવા માંડી, ત્યારે કરસનદાસની તરફનાએ મોદીનો ચોપડો તપાસવાને બાહાને પોતાના હાથમાં લીધા, અને મોદીની તરફવાળાઓની નજર ચોરાવી તેમાંથી અગત્યના પાનાં ફાડી લીધાં. ત્યાર પછી થોડી ઘણી રકમો તપાસી. તેમાં મોદીની તરફના હા કહેતા ગયા, અને કરસનદાસની તરફના ના કહેતા ગયા. અંતે આવી અણુઘટતી તકરાર કર્યા પછી કરસનદાસની તરફના ત્યાંથી ઉઠી ચાલતા થયા, અને બીજે દિવસે મોદી ઉપર ખોટું નામું લખવા ફરીઆદ માંડી.

મોદી બિચારો ગરીબ અને ધંધાદારી હતો, ત્યારે કરસનદાસ જુગારી, અને લફંગો હતો, તેથી તેની બરાબરી કરવાને બદલે મોદીએ વિચાર કર્યો, કે માથા ઉપર એક શત્રુ ઉભો કરવા કરતાં તેને નામે ધૂળ વાળવી એ વધારે સારૂં, આથી તેણે કરસનદાસના બે મિત્રોની મારફત પેલા ખોટા ઉભા કીધેલા પાંચસો રૂપિયા મોકલી હિસાબ પતાવ્યો.

## નહિ આડીઆ કે નહિ ઉભીયા
## ને લીઓરે બીબી ખાટ?

અહમદ નગરમાં સરકારી ખાતામાં એક મુસલમાન ચાકરીએ હતો. તેને ત્યાં કાંઇ બાળક હતું નહિ, તેમ તને મા બાપમાંથી પણુ કોઇ પાછળ પડયું ન હતું. માત્ર બેજ માણુસ હતા; તેથી જેવું કમાય તેવું ખાઇ જતા. તેની પાસે કાંઇ પણુ પુંજી હતી નહિ. કોઇ વખત જો પાંચ પચીશ રૂપિયા બચાવે તો પોતાના દોસ્તોને ભેગા કરી મોજ મજામાં ખાઇ જતો. આવી રીતનો કઢંગો ખરચ નહિ કરવાને તેની બૈરી તેને ઘણુંએ સમજાવતી. પણ તે વાતને ધ્યાનમાં ન લેતાં ઉલટો કહેતો, કે "ચલ રે રંડી મુજે પૈસેકી કયા કમી હૈ ? મેં સરકારી નોકર. જયાં જાયગા વહાં પૈસા મુજે મીલેગા." તેની બી ડાહી હોવાથી તેણે પોતાના ભરથારના સારા વખતમાં તેને ચડાવી

ચડાવીને થોડો ઘણો સામાન ઘરમાં સંઘર્યો હતો, પણ રોકડ નાણું તે ભેળું કરી શકી નહિ; કારણ જો કોઇ વાર તે બે રૂપિયા બચાવતી તો તેના ધણીને ખબર પડતાંજ તે તેને મારી કુટીને કઢાવી લેતો. આવી સ્થિતિમાં જ્યારે તેનો ધણી મરણ પામ્યો ત્યારે તેને પોતાનું ગુજરાન ચલાવવું ઘણું મુશ્કેલ થઇ પડયું. આ સ્ત્રીએ રેંટીઓ ફેરવી સુતર કાંતવાનો ધંધો કરવા માંડયો, પણ વિલાયતી કાપડના મોહને લીધે રેંટીયાના સુતરથી બનેલા કાપડ તરફ માણસોને સુગ ચડતું, તેથી તેને બરાબર રોજી મળતી નહિ, આથી તેને કોઇ કોઇ વાર ઘરનો સામાન પણ વેચી ખાવાની ફરજ પડતી. તેના ઘરમાં એક પલંગ હતો, તેના ઇસ, ઉપળાં પણ બળતણને અભાવે બાળી નાખવાની ફરજ પડી હતી.

એક દિવસ તેને જ્યારે પૈસાની જરૂર પડી, ત્યારે ઉપલા પલંગના ચાર પાયા લઇ મહોલ્લે મહોલ્લે વેચવા નીકળી, અને ફેરીઆઓની માફક "ખાટ લીઓ રે ખાટ" એમ મોટે અવાજે બોલવા માંડી, પણ ઇસ, ઉપળાં વિનાના તે પાયાનો કોઇ ખરીદનાર મળ્યો નહિં. સાંજે પાછી ઘેર આવી પાડોશણ જોડે વાત કરવા લાગી, કે "ઢોલીયાના પાયા વેચવા ગઇ હતી, પણ કોઇ ખરીદનાર મળ્યો નહિં તેથીં પાછા લાવી". આ વખતે પાડોશણે કહ્યું, "નહિ આડીઆ કે નહિ ઉભીયા ને લીઓ રે બીબી ખાટ, ઇસ, ઉપળાં વિનાના પાયાને લઇને ખાલી શું કરે ?"



## અન્ન તેને પુન્ય અને રાંધે તેને ધુમાડો.

---

જે કોઇ કરશે તેવું ભરશે, હરાંમ લુનથી ડરજે,<br>
અંત કાલે દુઃખ સહીસહીને, નર્કવાસમાં મરજે.

---

ખાંભોદર નામે એક ગામમાં ગીરધરદાસ નામે એક કણબીઓ અનાજનો વેપાર કરતો હતો. તેની દુકાનની બાજુમાં મુસાખાન નામે એક વોરાની દુકાન હતી ગીરધરદાસ જયારે અનાજની ફેરી કરવાને જતો, ત્યારે મુસાખાંનને પોતાની દુકાન સોંપીને જતો, અને પાછળથી બશેર પાંચશેરનું છુટક ઘરાક આવે તો સમજાવવાનું પણ કહેલું હતું. ગીરધરદાસનો તેના ઉપર પુરો વિશ્વાસ હતો, પણ મુસાખાન વિશ્વાસ ઘાતનું કામ કરતો. જેટલું અનાજ વેચતો તેના પૈસા તો તે જુદા રાખતો, પણ દુકાનમાંથી ઉંચી જાતના ચોખા તે પોતાને

ઘેર ચોરી જતો, અને તે સારા ચોખા જયારે પોતાને ત્યાં સારો દિવસ હોય ત્યારે રાંધીને ખાતો. એક દિવસ એવું બન્યું કે મુસાખાનને ત્યાં પેલા સારા ભાત રાંધ્યા હતા, અને તે ખાણું મુસાખાનની દુકાન ઉપર આવ્યું હતું. આ વખતે એક મુસલમાન ફકીર મુસાખાનની દુકાન ઉપર જઇને બેઠો. આ ફકીર ગામના લોકોને ભવિષ્ય જોવાનો ફાંકો રાખતો, અને તેથી તે ફકીર ગામની સ્ત્રીઓમાં ઘણો માનીતો થઇ પડયો હતો. આથી ગામની સ્ત્રીઓ તેને જમાડતી હતી. આ વાત ઉપર ધ્યાન રાખીને મુસાખાને ફકીરને કહ્યું, "હજરત ! ખાણાં હાજર હૈ". આ ઉપરથી ફકીર બોલ્યો કે "બોત ખુબ સાહેબ, બીસ્મીલ્લાં". એટલું બોલીને ફકીર તરતજ ખાણાં ઉપર બેસી ગયો, જેથી મુસાખાનને તેની આગળ ભાણું મુકવાની ફરજ પડી. મુસાખાને ધાર્યું, કે ફકીર કાંઇ ખાવાનો નથી; કારણ કે તે ગામમાં સ્ત્રીઓ પાસે જમી આવ્યો હશે. મુસાખાનની સાથે તેના બીજા બે ભાઇઓ હતા. તેથી ત્રણ માણસનું તે ભાણું હતું, ફકીરે મુસાખાનને પોતાની સાથે બેસવાને જણાવ્યું; પણ મુસાખાને ધાર્યું કે એ તો માત્ર થોડું ખાઇ ઉઠી જશે, એટલે પાછળથી અમે ત્રણે ભાઇ સાથે બેસશું. આમ વિચારી તેણે ફકીરને સાથે બેસવા ના પાડી. જો કે ભાતમાં ઘી સારી પેઠે નાખેલુ હતું છતાં ફકીરે વધારે ઘી માગ્યું. આથી મુસાખાને લગભગ અચ્છેરેક ઘી તેની પાસે મોટાઇ ખાતર મૂક્યું. ત્રણ માણસ સારી પેઠે જમે એટલો ભાત, પાંચ માણસ ખાય તેટલું બીજું સાથેનું ખાણું તથા પાસે મૂકેલું અચ્છેર ઘી, આ બધું ખાઇને ફકીર ઉભો થયો ! આથી મુસાખાન નવાઇમાં પડયો. ફકીર ત્યાંથી ગયા પછી દુકાન ઉપર બેઠેલા બહારના લોકો મુસાખાન સાથે હસવા લાગ્યા, કે "ભાઇ ! તમે ગીરધરદાસને ત્યાં; તો ફકીર તમારે ત્યાં પરોણો થયો." ગીરધરદાસને ત્યાંથી મુસાખાન ચોખા ચોરતો એ વાત આ લોકો જાણતા હતા, અને તેથીજ આ ટકોર તેમણે કરી હતી. ગીરધરદાસને પણ આ વાતની ખબર પડી હતી, પણ તે વાણીયો હોવાથી વિચારમાં પડયો હતો કે કાંઇક યુકિત કરવી. ફકીર જયારે જમવા બેઠો ત્યારે ગીરધરદાસ દુકાન ઉપર ન હતો. પાછળથી જયારે તે ફેરી કરી આવ્યો, ત્યારે મુસાખાને કહ્યું, "ગીરધરદાસ ભાઇ; આજ તો અમે ત્રણે જણ ભૂખ્યા રહ્યા. આમ કહી તેણે સઘળી વાત ગીરધરદાસ આગળ કરી". આથી ગીરધરદાસે કહ્યું, "ભાઇ એમાં તને શું નુકશાન થયું ? અન્ન તેને પૂન્ય અને રાંધે તેને ધુમાડો, માત્ર મુળાની ભાજીનો અને ઘીનો તમને ખરચ થયો ખરો". આ વાત ઉપરથી મુસાખાન સમજી ગયો કે ચોખા ચોરવાની વાત ગીર-ધરદાસે જાણી છે ખરી.



# રોટલો આપીએ પણ ઓટલો ન આપીએ.

હાથ આપતાં ધરે જે પોંહચો, તેથી સદા દુર રેહવું,
ગળે લગાડી ગરદન લેશે, વધુ તને શું કેહવું.

વીસનગરથી ભીખ માગવાને નીકળેલો એક ભાટ ગામે ગામ ભીખ માગતો માગતો મંડોરા નામના એક ગામમાં આવી પહોંચ્યો. ભાટ ગામમાં આવ્યો ત્યારે લગભગ સાયંકાળનો વખત થઇ ગયો હતો, તેથી તે કોઇ ઠેકાણે રાત ગાળવાને વાસ્તે ગામમાં ભટકવા લાગ્યો, અને ઠેકાણે ઠેકાણે રાતવાસો રહેવાને માટે આજીજી કરવા લાગ્યો; પણ તેને અજાણ્યો ધારી કોઇએ આસરો આપ્યો નહિ. આથી પુછતો પુછતો તે ભાટ એક કણબી કે જે પોતાના ઓટલા ઉપર બેસી કડબ કાપતો હતો તેને રાતની રાત ઓટલા ઉપર ગાળવા દેવા કહ્યું, અને કાકલુદી કરી કે, " ભાઇ ! હું ગરીબ ભાટ છું અને ભીખ માગવાને ગામેગામ ફરૂં છું. જો આજની રાત તારા ઓટલા ઉપર પડી રહેવા દેશે તો મારા ઉપર મોટી મહેરબાની થશે " કણબી દયાળુ હતો તેથી તેણે વિચાર કર્યો, કે બ્રાહ્મણનો દીકરો છે અને આજ રાતની રાત પડી રહેશે તો તેમાં આપણું શું જવાનું હતું. એમ ધારી તેણે ભાટને ઓટલો કાઢી આપ્યો. ભાટ ભૂખ્યો હોવાથી તેણે ઓટલાના એક ખુણા ઉપર પત્થરા લાવી ચુલા જેવું કરી રસોઇ પકાવી. જમી રહ્યા પછી કણબી પણ વાળું કરીને તેની પાસે આવી બેઠો. કણબીના આવ્યા પછી ભાટે પોતાના સ્વભાવ પ્રમાણે થોડી ઘણી આડીઅવળી વાતો કરી બોલવું શરૂ કર્યું, ભાટ લોકો બોલવામાં બહુજ ઉસ્તાદ હોય છે, અને જુના વખતની ઐતીહાસિક એટલે ઇતિહાસની વાતો કે જે વીર રજપુતોના પ્રરાક્રમથી ભરપુર હોય છે, તે એવી તો સરસ રીતે કહે છે કે તેથી સાંભળનારના રૂંવે રૂંવા ખડા થઇ જાય છે. જો આ લોકો બોલવામાં મોળાં કે શરમાળ હોય તો પોતાના ધંધામાં બરાબર ફાવી શકતા નથી, અને તેથીજ કહ્યું છે કે :—

ભાટ બ્રાહ્મણને કુહાડીયાં, જો મુખ મોળાં હોય;
તો એ ન કાપે લાકડું, અને આને માગ્યું ન આપે કોઇ.

ભાટે પોતાનું બોલવું શરૂ કર્યું એટલે ઘરમાંથી છૈયાં છોકરાંઓ આવી તેની વાતો સાંભળવા બેસી ગયાં. વાર્તાના રસથી આસપાસના પાડોશી તથા રસ્તા ઉપરના માણસો પણ તેજ વાત સાંભળવા બેસી ગયા. રાતનો વખત નવરાશનો

હોવાથી ઘણાં માણસો ત્યાં જમા થઇ ગયા. આ તરફ ભાટે પણ દુહાઓ તથા વીરરસથી ભરપુર કવિતા બોલવા માંડયા. આ પ્રમાણે લગભગ રાતના ત્રણ વાગ્યા સુધી વાત ચલાવી. સાંભળનાર તો વખતનુંજ ભાન ભુલી ગયા અને ભાટની વાહવાહ બોલવા લાગ્યા. અંતે ભાટે પોતેજ પોતાનું બોલવું બંધ કર્યું, એટલે બધા માણસો ઉઠી પોત પોતાને ઘેર ગયા. કણબી અને તેનાં છૈયાં છોકરાં પણ પોત પોતાની જગાએ જઇ સુતાં. લાંબી રાતના ઉજાગરાને લીધે કણબીના ઘરનાં બધાં માણસો ભર ઉંઘમાં પડયા. ભાટની બુધ્ધિ બગડવાથી તેણે પોતાને આસરો આપનારનેજ દગો દેવાનો વિચાર કીધો, એટલે ચોરી કરવાનો વિચાર કર્યો. આથી તે ધીમે પગલે કણબીના ઘરમાં જવા લાગ્યો. આ વખતે ઘરના બધા માણસો ઉંઘમાં હતા. માત્ર કણબીની એક વીશ વરસની જુવાન દીકરી કે જે તેના બાપની ગરીબ હાલતને લીધે હજુ કુંવારીજ હતી. તે જાગતી હતી. આ લોકોને પોતાની દીકરીનાં લગ્ન કરતી વખતે લગભગ બે ત્રણ હજાર રૂપિયા જમાઇને આપવાનો કરાર કરવો પડતો, અને તે મુજબ રૂપિયા આપે તોજ તેની દીકરી સાથે કોઇ લગ્ન કરતું; પરતું આપણો આ કણબી ગરીબ હાલતનો હોવાથી તેની દીકરીનાં હજુ સુધી લગ્ન કરી શકયો ન હતો. પેલી છોકરી ભાટની વાર્તા સાંભળી તેના ઉપર આશક થઇ હતી, અને તેની સાથે નીકળી જવાનો વીચાર કરતી સુતી હતી. ભાટ ચોરી કરવા જયારે કણબીના ઘરમાં પેઠો ત્યારે પેલી છોકરી સમજી, કે ભાટ પણ મારી પેઠે મારા ઉપર મોહ પામ્યો છે, અને તેથી મારી પાસે આવેછે, આથી તેણે સામે જઇ ભાટનો હાથ ઝાલ્યો, ભાટ બીકનો માર્યો ગભરાઇને પોતાના ઓટલા ઉપર જઇ ઉભો. આ વખતે પેલી છોકરીએ તેની પાસે આવી તેની સાથે નાસી છુટવાં મરજી બતાવી, પણ ભાટે પૈસો સાથે લાવવા જણાવ્યું, તો છોકરીએ પોતાની બાપની સ્થિાત ગરીબ હોવાનું જણાવી ઘરમાંથી હાથ આવે તેટલું લઇ આવવા વચન આપ્યું. ભાટે જાણ્યું કે આ ઠીક બેવડો લાભ થાયછે, તથી તેણે છોકરીને ઘરમાંથી બને તેટલી પુંજી લઇ આવવા મોકલી, અને પોતે ગામને દરવાજે જઇ ઉભો રહ્યો. થોડા વખતમાં છોકરી કેટલોક દરદાગીનો તથા નહિ જેવું રોકડ લઇ આવી, એટલે બંને જણાં ત્યાંથી નાસી છુટયાં. સવાર પડી એટલે કણબીના ઘરના બધા માણસો જાગ્યા, અને પોત પોતાને કામે વળગ્યાં, પણ છોકરીને નહિ ભાળવાથી તથા તેનો ખાટલો ખાલી જોઇ ઓટલા ઉપર નજર કરી તો ઓટલો ખાલી જોયો ! થોડા વખતમાં ઘરના માણસોએ ઘેરમાંથી કેટલીક ચોરી થયાની કણબીને ખબર આપી. આથી કણબીએ જાણ્યું કે તેની દીકરી ઘરમાંથી બધું ચોરી

ભાટ સાથે નાસી ગઇ છે. આ ખબર ગામમાં પડતાં ગામના માણુસો કણબીના ઘર આગળ એકઠાં થયાં. તેમાંથી કેટલાંક માણુસો ઘોડા ઉપર સ્વાર થઇ પેલા લુચ્ચા ભાટની પાછળ પડયા, અને કેટલાક ઘરડાં માણુસો કણબીને દીલાસો તથા શિખામણ આપવા લાગ્યા. આથી પેલા કણબીએ કહ્યું, કે "રાતને વખતે હું જ્યારે કડબ કાપતો હતો, ત્યારે જે વાત કીધી તે ઉપરથી મને તો ગરીબ લાગ્યો, ને બ્રાહ્મણના દીકરાની દયા ખાઈ ઓટલો ખાલી કરી આપ્યો તો આવું ફળ મળ્યું". આ વખતે એક ઘરડો પુરૂષ બોલ્યોકે, "ભાઇ ગરજવાન માણુસો સૌ એવાંજ હોયછે, અને તેથીજ કહ્યું છે કે ગરજ સૌથી ગળી, પણ આજ પછી યાદ રાખવું કે રોટલો આપીએ, પણ ઓટલો ન આપીયે.

ભાટ અને કણબીની દીકરી બંને પગપાળાં હતાં, પણ પાછળથી ચારે બાજુએ નીકળેલાં માણુસો ઘોડેસ્વાર હતા, એટલે દક્ષિણ તરફ ગએલાં એક માણુસે થોડા વખતમાં બંનેને પકડી પાડયાં. પછી ભાટને ખુબ માર મારી પોલીસને સ્વાધીન કીધો અને પેલી છોકરીને સઘળા દ્રવ્ય સાથે પાછી લાવ્યા.

આ દુષ્ટ કામથી ભાટને અને કણબીની દીકરીને ભારે શિક્ષા થઈ. ભાટની ચાતુરી જોઇ ગામના લોકે રાતેજ તેને માટે ઉઘરાણું કર્યું હતું; તેમાં લગભગ પચાસેક રૂપિયા થયા હતા, તે તો ભાટને ન મળ્યા, એટલુંજ નહિ પણ ઉલટી ૭ માસની સખત કેદની સરકાર તરફથી શિક્ષા થઇ.

બીજી તરફથી કણબીની છોકરીને એવી શિક્ષા થઇ કે ગામના લોકો તેને આંગળી ચીંધવા લાગ્યા, કે કણબીની આ છોકરી ઘણી ખરાબછે. તે બાપના ઘરમાંથી ચોરી કરી એક ભાટ સાથે ભાગી ગઇ હતી. આ છોકરીની આવી આબરૂને લીધે કોઇએ તેની સાથે લગન કર્યાં નહિ. આથી માબાપને ત્યાં પણ અપમાન પામી મરતાં સુધી કુંવારી રહી.



## છીનાળવાને છેલ્લા દહાડાની શી ફિકર ?

---

લક્ષાપતીનો દીકરો, પુરો લંપતખાજ,
આંખ છતે અંધો થયો, સર્યું ન તેનું કાજ.

---

અહમદનગર નામે શહેરમાં ગુલજારખાં નામે એક મુસલમાન રહેતો હતો. તે સઘળે પ્રકારે સુખી અને સાથે પૈસાવાળો પણ હતો. તેને મોહબતખાં કરીને એક છોકરો હતો, તેને તેણે નાનપણુથીજ લાડમાં ઉછેર્યો હતો. આથી તે છોકરો

નાનપણુથીજ  તોફાની અને મસ્તીખોર હતો. તે મોટો થયો છતાં તેણે ભણુવામાં કશુંજ મન લગાડયું નહિ, અને નિશાળે ન જતાં ગામના છોકરા સાથે  મસ્તી તોફાન કરતો. જ્યારે તેના મસ્તી તોફાન વધી ગયાં, ત્યારે તેના બાપના મિત્રોએ તેના બાપને તેને નિશાળે મુકવાની સલાહ આપી, ને કહ્યું કે મહોબતખાંને હવે કેળવણી આપવી જોઇએ; કારણુકે તે આવડો મોટો થયા છતાં,  મસ્તી તોફાન કરે, અને કંઇ શીખે નહિ તે કાંઇ વાજબી કહેવાય નહિ. આ વખતે ગુલજારખાં કહેતો કે, કાંઇ ફીકર નહિ  એનો  દાહડો  આવશે, ત્યારે સહુ  પોતાની મેળે શીખશે. આ વાતને લાંબો વખત ગુજર્યા પછી ગુલજારખાં  અકસ્માત  મરણુ પામ્યો. આથી તેની સઘળી પુંજી મહોબતખાંના હાથમાં આવી, એટલે તે ઘણોજ છકી ગયો. તે એમ સમજ્યો કે મારા બાપની દોલત કદી ખુટશે  નહિ.  આ વિચારથી તેણે પોતાના બાપનો ધંધો રોજગાર પડતો મુકયો, અને ખાવા પીવાનો તથા રંડીબાજીમાં ફરવાનો ધંધો હાથ ધર્યો. આગળ ચાલતાં  તે  વ્યભિચારમાં એટલો તો વધી ગયો કે તેણે તે બુરી ટેવમાંજ પોતાના બાપના  સઘળા પૈસા ખલાશ કર્યા. આથી પૈસા ખલાશ થતાં તેના ઉપર ઘણુંજ દુઃખ પડવા માંડયું. આ વખતે તેણે ટુંકા પગારની ચાકરી લીધી; છતાં તેને વ્યભિચારની એવી તો ખરાબ લત લાગી હતી, કે તે પોતાની બુરી ટેવ છોડી શકયોજ નહિ.  છેવટે હદ વિનાની રંડીબાજીને લીધે તેને ખરાબ દરદ થઇ આવ્યું. આથી તેને નોકરી મુકી દેવી પડી, અને પેટને માટે ભીખ માગવાનો  ઉદ્યમ  કરવો  પડયો.  એમ કરતાં તે બુરી અવસ્થામાં ભયંકર દુઃખને લીધે ભૂખ્યો અને  તરસ્યો  મરણુ પામ્યો. તેને ઉંચકવાને તથા કફન વગેરેને વાસ્તે પણુ ઉધરાણું કરવાની  ફરજ પડી; કારણુકે આ ગામમાં તેના બાપ સિવાય બીજું કોઇ સગું ન હતું. જ્યારે તેને ઉંચકવાને ઉધરાણું થયું, ત્યારે તેના પાડોશની એક ઘરડી ડોશી બોલી, કે "દોલતમંદનો દીકરો ખાઉં ખાઉં કરતો ગયો, અને અત્યારે પારકે પૈસે ઉંચકાયછે. જો તેણે પોતાના બાપની દોલત સાંચવી રાખી હોત તો  તેનો  છેહલો દહાડો કેવો સંચવાત?" આ સાંભળી તે બીના બુઢા ધણીએ  તેને  કહ્યું,  કે "ઘેલી! તો  છીનાળવાને તે છેહલા  દહાડાની  શી  ફીકર? જો તેણે ફીકરજ રાખી હોત તો આ વખત તે શેનો આવત? પણુ જે માણસે વ્યભિચારનું વ્યસન પકડયું હોય  તે  છતી આંખે  આંધળો  બનેછે,  અને  દીવો  લઇ કુવામાં પડે છે. તે ગમે તેવા સારા અને મજબુત ઠરાવ કે વિચાર કરે  પણુ જ્યારે તેને હૈયે રાંડનો ધક્કો આવે છે; ત્યારે એ સઘળું હવામાં ઉડી જાય છે."



# ઉઠરે વહુ વિસામો ખા, હું કાંતુ ને તું દળવા જા



સાસરિયાંના સંકટ વેઠે, 'ચતુર' નાર અલબેલી,
કલેશને દુર હાંકી કાહડે, શ્યાણી નાર નવેલી.

---

ચીકણુ નામે એક ગામમાં ડાહી નામની એક વિધવા સ્ત્રી રહેતી હતી. તેને ખુશાલચંદ નામનો એક દીકરો હતો. તેને ડોશીએ નાનપણથીજ ઉછેરી પરણાવ્યો હતો. તેની સ્ત્રીનું નામ ચતુર કરીને હતું. ચતુર ખરેખર તેના નામ પ્રમાણે ચતુર જ હતી. તેની સાસુ ડાહી તો સ્વભાવે તાતી, અંગે માતી અને મન ભાવતું ખાતી હતી. તેનો આ સ્વભાવ તેના મરનાર ધણીના વખતથીજ થયો હતો; કારણ કે તેનો ભરથાર તેનો એકએક પડયો બોલ ઉંચકી લેતો, અને ડાહી ગમે તે ખાય પીએ કે ગમે તેમ વર્તે તોપણ તેને કંઇ કહી શકતો નહિ. ડાહી એટલી તો જુલમી હતી કે પોતાના જુવાન દીકરાને અને વહુને શીખે મારતાં જરા પણ અચકાતી નહિ ! વહુના દેખતાં દીકરાને અને દીકરાના દેખતાં વહુને સખત માર મારતી. એક દિવસ તેના દીકરાએ કંટાળીને જણાવ્યું કે, "તું જયારે રોજ ઉઠીને મને મારે છે તો હું કુવામા પડીશ". આ સાંભળતાં ડાહીએ પોતાના દીકરાને દોરડા વતી બાંધી સમતોલ રાખી કુવામાં ઉતાર્યો, અને બોલી કે, "મુઆ, તારે હાથે તને કુવામાં પડવું ગમશે નહિ; માટે હુંજ તને ડુબાડી દઉં કે જેથી નીકાલ આવી જાય." આ દેખાવ જોઇ ખુશાલચંદ બીધો કે મારી મા કદાચ મને ડુબાડી દેશે, કારણ કે તેની માના બુરા સ્વભાવને તે સારી પેઠે સમજતો હતો. આથી તેણે ગભરાઇને કહ્યું, કે "મા હું ભુલી ગયો, હવેથી હું એમ નહિં બોલું, માટે તું મને કુવામાંથી કાઢ". આ પ્રમાણે ઘણીએક કાકલુદી કર્યાં પછી તે જુલમી માએ ખુશાલચંદને કુવામાંથી બહાર કાઢયો. આવી રીતના જુલમથી તેણે નાનપણથીજ ખુશાલચંદને હાથમાં રાખ્યો હતો, આથી જેમ ડાહી કહે તેમ તેને કરવું પડતું. ખુશાલચંદે તમાકુ, અફીણ, વગેરે કેફી ચીજોનો બજારો રાખ્યો હતો, અને તેને લગતા કામ માટે જયારે તેને બહાર જવું પડતું ત્યારે ડાહી દુકાને બેસતી. ઘરમાંહેનું સઘળું કામ ચતુર એકલીજ કરતી. ડાહી ફક્ત જમતી વખતે પીરસવાનુંજ કામ કરતી. ડાહી એટલી તો જુલમી હતી કે ખાવાનું પણ દરરોજ બે જાતનું કરાવતી. એક સારૂં ખાણું અને બીજુ હલકું ખાણું. સારૂં ખાણું તે પોતાના દીકરા સાથે બેસી ખાતી, અને હલકું

ખાણું ચાકરડીની માફક વહુને ખાવા દેતી; વળી ઘરનું અને દુકાનનું બધું વૈતરૂં તે વહુ પાસે કરાવતી; એટલુંજ નહિ પણ તેમાં જો જરા પણ ભુલ પડે તો વહુને દુશ્મનની પેઠે માર મારતી, અને દીકરા પાસે માર મરાવતી તે જુદું. આમ છતાં પણ તે આસપાસના પાડોશીઓમાં તથા ગામમાં એવું દેખાડવા માગતી, કે હું તો મારા દીકરાની વહુને સારી રીતે રાખવા માગું છુ, પણ વહુજ એવી કમજાત છે કે તે આડી આડીજ ચાલે છે. તે પાડોશીઓને સંભળાવવા ખાતર વહુને બહુજ મીઠા નામે બોલાવતી; પણ છુપી રીતે એવી તો ગાળો દેતી કે તે સાંભળીને પાડોશીઓને પણ દુઃખ થઈ આવતું. વહુ જો કદાચ સારૂં કપડું પહેરે તો તેને હજારો ગાળો આપતી, અને જો હલકું પાતરૂં પહેરે તો પાડોશીઓને દેખાડીને કહેતી કે, "જુઓ બાઇ, મારા ઘરમાં ઘરેણાં લુગડાંનો તોટો છે, મારા ઘરમાં બગડે છે એટલે હું બીજાને પહેરાવું છું, અને આ મારી વહુ મને ભુંડી કરવા ભીખારી જેવાં કપડાં પહેરી ગામમાં ફરેછે !" ડાહીના પરાક્રમથી તેના પાડોશીઓ સારી રીતે વાકેફ હતા, પણ પોતાનો સ્વાર્થ ન હોવાથી કોઇ તેના મોઢા ઉપર કહી, તેની સાથે બગાડતા નહિ. આટલું આટલું દુઃખ ડાહી પોતાની વહુ ચતુર ઉપર નાખતી; પણ ચતુર એવી તો ખાનદાન હતી કે આ દુઃખને તે ગણકારતી નહિ, એટલુંજ નહિ પણ જ્યારે તેના પાડોશી કોઇ વખત પુછે કે તારી સાસુનો આટલો જુલમ તારાથી કેમ સહેવાય છે, ત્યારે ચતુર કહેતી, કે "બાઇ ! જો હું આને દુઃખ સમજીને ગણું તો મા ક્યાં આરો આવે. હું તો આને એક પ્રકારની શિખામણ તરીકે ગણું છું. તો મારા દહાડા જાય છે. નહિતર મારા દહાડા કેવી રીતે જાય !" જો કે ડાહી અનેક પ્રકારનાં દુઃખો ચતુર ઉપર નાખતી, અને તેમાનું ઘણુંએક તો પાડોસીઓ પોતાને કાને સાંભળતા અને નજરે જોતા. તેમ છતાં પણ ચતુર પાડોશીઓને મોઢે કશી ફરીઆદ કરતી નહિ, એટલુંજ નહિ પણ કોઈ પુછે તો પણ એમ જણાવતી કે "મારી સાસુ તો મને શિખામણ દીએ છે." ડાહી દિવસના ભાગમાં તો વહુ પાસે દુકાનનું અને ઘરનું વૈતરૂં કરાવતી એટલુંજ નહી પણ રાતને વખતે પણ રેંટીઓ કંતાવતી. એક દિવસ પાડોશના માણસો કોઇ કારણથી જાગતાં હતાં, તેથી વહુ ઉપરનો પોતાનો પ્યાર બતાવવા ખાતર મોટા અવાજથી બોલી કે "ઉઠ રે વહુ વિસામો ખા," પછી કાનમાં લાગીર ધીમેથી કહ્યું, "હું કાંતુ ને તું દળવા જા." આમ બોલવાનું કારણ એક પોતે પાડોશીઓને એમ બતાવવા માગતી કે હું રેંટીઓ કાંતવાનું કામ હાથમાં લઇ વહુને સુવા મોકલું છું; પણ તે એટલું પણ સમજી નહીં

તેના ઘરમાં એક તરફથી દળવાનો, અને બીજી તરફથી કાંતવાનો અવાજ નીકળશે, એટલે લોકો સમજવાના કે સાસુ કાંતે છે, ને વહુ દળે છે. બીજે દિવસે કોઇ કારણસર પાડોશીના ઘરમાં ગઇ અને ત્યાં જઇ રાતની વાત કાઢી પોતાની વડાઇ કરવા માંડી કે "આજ તો વહુ થાકેલી હતી, તેથી તેને મેં વહેલી સુવા મોકલી અને રેંટીઓ કાંતવાનું મેં લીધું. પાડોશણ જયારે આટલું બધું બોલ્યું ન સાંભળી શકી ત્યારે બોલી, કે "ડાહી બાઇ ! વહુ જો ખરેખર સુઇજ ગઇતી તો તમે એક હાથે રેંટીયો અને બીજે હાથે ઘંટી ફેરવતા હતા કે ? રેંટીયો અને ઘંટી સાથે ફરતાં હતાં તે એકી સાથે કયાંથી ફરતાં હતાં ?" આ વખતે ડાહી પકડાઇ ગઇ, તેથી તેણે પોતાની પાડોશમાં વડાઇ કરવી છોડી દીધી.



## જો મુજે કોઇ નહિ મારે તો મેં સારે ગાંવકું મારૂં !

---

દલેરખાંન એવો બહાદુર નર, સમશીરે તોડે માખોના પર,
એ ઝગડા ઝગડી કરે કોઈ સમે, તો વાતો કરી ખુબ લાતો ખમે,
લવરાજ પતરાજ લાંબી કરે, જો મારે ન કોઇ તો એ સહુને હરે,

---

મુસલમાન લોકોમાં હરેક વાતમાં બડાઇ કરવાની ટેવ બહુ હોય છે. એકાદ કીડી મારી હોય, તોપણ હાથી માર્યો હોય તેમ મોટી બડાઇ મારે છે. દક્ષિણ તરફના એક ગામમાં શમશેરખાં નામે એક મુસલમાન રહેતો હતો. તેને એક દલેરખાં નામે દીકરો હતો. શમશેરખાં પોતાના પૈસાને લીધે ગામમાં સૌથી વડો કહેવાતો, અને તેથી તેને તથા તેના દીકરાને ગામના ગરીબ અને સાધારણ લોકો માન આપતા. એક દિવસ બકરી ઇદને દિવસે દલેરખાં ગામના બીજા વીશ મુસલમાનની સાથે કમરે તલવાર બાંધી ગામની આસપાસ ફરવા ગયો હતો. આ છોકરો અટકચાળી હતો, તેથી તેણે રસ્તામા જતાં બે કોળીઓને ગાળ આપી. આથી તેની અને કોળીની વચ્ચે મોટો કજીયો થયો. પેલા કોળીઓએ મુસલમાનો તરફ ધસારો કરી ખુબ માર માર્યો, ને ત્યાંથી ચાલતા થયા. પણ પાછળથી દલેરખાંએ તેને ગાળ આપી. આથી કોળીએ દૂર પડેલો પત્થર લઇ મુસલમાન તરફ ઉચકયો. આથી દલેરખાં ત્યાંથી જીવ લઇને નાઠો. ઘેર ગયા પછી દલેરખાં પોતાની મા પાસે પોતાના પરાક્રમની વાત કરવા માંડયો, કે " અમા, હમારી ઓર કોલી લોકું કી બરી લડાઇ હુઇ, ઈસ વખત હમ એકીલા

ભાઇ એકીલે થે ઔર અમારે સામે દો કોળીઓ કા જુથ્થ હે થા. દોનો તરફ્સે જબ ઝઘડા ઝપટી હુઇ, તબ હમારી બાતાં ઔર ઉનોકી લાતાં! ઉનોકી ધંટા ઔર હમારી પીઠાં! એ વકતે હમકુ બ્હોત ઝનુન આ રહીથી, લેકીન હમારી તલવારકુ બરે ભાઇને એક ઘરકે દરવાજે મેં છુપા દીઇથી. નહિ તો ખુનરેજી કી કુછ બાકી ન રહત. ચકાચકી ઔર ઝપાઝપી તો બ્હોત હુઇ. મગર હમને લડનેમેં તો કુછ બાકી નહિ રહા થા. પણ વખત મીલા તબ હમ ભાગાભાગી કરકે નીકલ આયે!"

માએ કહ્યું, "બેટા બહાર જાવે હુવા મસ્તી કરનેમેં કુછ હાંસલ નહિ હોતા. મગર કોઇ વખત હડીકે ટુકરા હો જાયગા."

દલેરખાંએ કહ્યું, "અમાં મેરા જેસા જોરાવર આખે ગાંવ મેં કોઇ નહિ હે; જો મેરેકુ કોઇ નહિ મારે, તો મેં સારે ગાંવકું મારૂં."

માએ કહ્યું, "બેટા તેરી બાતાં તો સચ્ચ હૈ, સારે ગાંવ કું તું મારે ઇસમેં કુછ શક પણ નહિં હૈ; કીયું કે સારે ગાઉંકા હાથ તો ધોબીકે ઘર ગીરવી રખેલે હેં, કે તેરેકું નહિ મારે ગા!"



## મફત ખાવું ને મોટી વાત!

રખે મીત મલો કમજાત,
મુફત ખાઇ કરે મોટી વાત.

નવસારીમાં ઉત્તમચંદ નામે એક વાણીયાની તંબોળીની દુકાન હતી. એક દિવસ ઉત્તમચંદની દુકાન ઉપર પાસેરખાં નામે મુસલમાન આવીને બેઠો. આડી-અવળી વાતચિત કીધા પછી તેણે ઉત્તમચંદ પાસે એકાદું પાન માગ્યું. તે આપ્યા પછી સોપારી, એલચી, કાથો, ચુનો, જાયફળ, જાવેંતરી, વરીઆળી; અને તમાકું વગેરે મુખવાસની ચીજો પણ જરા જરા માગી લીધી. ઉત્તમચંદે તે શરમની મારી આપી, તે લઇ પાનની પટી બનાવી ખાઇને ચાલતો થયો. આ પ્રમાણે દરરોજ તે સાંજને વખતે આવવા લાગ્યો ને આડી અવળી બે વાતો કરી ઉપરની બધી ચીજો માગી પાનપટી બનાવી ખાઇ ચાલતો થતો. શરમને લીધે ઉત્તમચંદ મોઢાંનો મોળો હોવાથી ના પાડી શકતો નહિ. આ પ્રમાણે ત્રણેક માસ ચાલ્યા પછી એક દિવસ પાસેરખાંએ કહ્યું, "ઉત્તમચંદભાઇ, પરસુંસે તુમ

તુમારા એક અચ્છા દોસ્તકુ ગુમાવેંગા" ઉત્તમચંદે કહ્યું "ભાઇ તે કેમ?" પાશેરખાંએ જવાબ આપ્યો, "પરસુંસે હમ હૈદ્રાબાદ જાનેવાલા હૈ."

ઉત્તમચંદે વિચાર કર્યો કે પીડા પતે તો સારૂં; નકામું રોજ નુકશાન કરે છે; પણ તેણે પાશેરખાંને રાજી કરવા માટે કહ્યું, કે, "ભાઇ! તુમ જાનેવાલા હૈ, એ બાત સૂણુ કે મેં બોત દીલગીર હોતા હું, મગર તુમ જલદી આયંગા તો બોત અચ્છા સાંજકે વકતમેં તુમારા બિના મેરે દીલકુ આરામ નહિ હોતા હૈ."

પાશેરખાં—"ભાઇ સચ્ચ બોલના, તુમકુ તમારા બેટેકા કસમ દેતા હું! ઉસ વાસ્તે જુઠ મત બોલના. બોલો તુમારી દુકાન પર મેં આતા હું તો આપકું રોજ કીતના નફા હોતા હૈ."

ઉત્તમચંદને આથી ગુસ્સો આવ્યો, તેથી મનમાં વિચાર કર્યો કે આ ફોકટીયો દરરોજ હરામનું ખાઇ જાય છે ને વળી પાછો દીકરાના કસમ દઇ પુછે છે કે, મારા આવવાથી શું નફો થયો! પણ તે ગુસ્સાને રોકી બોલ્યો, "મિઆં નફાની બાત કાયકુ કરતા હૈ. જબ મેં આપકુ મુફત ખીલાયા, તબ તુમ મેરેકુ બેટેકા કસમ દેતેને. એજ મેરેકુ તો બરા હાંસલ હુવા. ચલો મિંઆં, તુમ તુમારે રસ્તે પડો. ખાલી મફતનું ખાવું ને મોટી વાત!" એમ કહી તેણે પાશેરખાંને ત્યાંથી ઉઠાડી મૂકયો.

પાશેરખાંએ નીચે ઉતરી લોકોને કહ્યું, "દેખો તો સઇ. એ બનીયા કીતની બેઇમાની કરતા હૈ. ઇસકી દુકાનપર મેરા આનેસે ઘરાકકી ધમધોર હો રહી, જીસસે પાંચ પૈશા મીલાયા, ઔર અબ હમ હૈદ્રાબાદકુ જાને મંગતે, તબ હમકુ ગાલીયાં દેતે હય." એટલું બોલી તે ત્યાંથી ચાલ્યો ગયો.



## મુફતકા ભાતાંને બરી બરી બાતાં.

> "સોનું રૂપું વાળ્યું વળે, લોઢું વળે તાપે,
> સમાનસ વાતે વળે, કમાનસ વળે લાતે."

ખલીફા હારૂન અલ રસીદના વખતમાં બગદાદ શહેરમાં યુસુફ નામે એક પઠાણ રહેતો હતો આ પઠાણનો બાપ આબરૂદાર અને પૈશાવાળો હતો, પણ તેણે યુસફને સારી કેળવણી આપવાને બદલે લાડમાંજ ઉછેર્યો હતો. યુસુફનો બાપ

હોશિયાર અને બાહોશ હોવાથી તેણે બંદુક, પીસ્તોલ, ઢાલ, તરવાર, વગેરે હથીઆરો બનાવવાનું અને સમારવાનું એક કારખાનું ખોલ્યું હતું. તેમાં તેણે ઘણાં હોશિ-આર કારીગરોને સારા પગારથી રોકયા હતા. આથી તેના કારખાનામાં ઘણુંજ ઉંચા પ્રકારનું કામ થતું. આથી આસપાસના બધા રાજા રજવાડાઓ તેનાજ કારખાનાનો માલ વાપરતા, અને કાંઇ રીપેર કરવાનું હોય તો પણ તેનાજ કારખાનામાં કરાવતા. આ પ્રમાણે યુસુફના બાપના વખતમાં કારખાનાની સારી પેદાસ હતી. યુસુફે નાનપણથીજ ભણવા તરફ કે પોતાના બાપના ઉધમ તરફ બીલકુલ ધ્યાન રાખ્યું ન હતું. તે લુચ્ચા, લફંગા, અને હલકી બુધ્ધિના મિત્રોની સોબતમાં મોજમજા કરતો. એવામાં એવું બન્યું કે તેનો બાપ અકસ્માત કાંઇ દરદ થવાથી જુવાન અવસ્થામાંજ મરણ પામ્યો. આ વખતે યુસુફની વય અઢાર વરસની હતી. આથી તેના બાપનો બધો પૈસો તેના હાથમાં આવ્યો. તેણે તેની સાચવટ કે સદુપયોગ કરવાને બદલે પોતાના લુચ્ચા મિત્રોની સલાહથી ગમે તેમ વેરવા માંડયો. તેને આમ પૈસા ઉડાડી નાખતો જોઇ તેના કારખાનાના મેનેજરે તેમજ બીજા તેના સગાંવહાલાંએ અને ગામના આબરૂ-દાર માણસોએ તેને ઘણુંએ સમજાવ્યો, અને ખરાબ સંગત છોડી દઇ કારખાના ઉપર દેખરેખ રાખવા કહ્યું, પણ તેનો દહાડો ભરાઇ જવાને લીધે તેને આ શિખામણ રૂચી નહિ, અને તે પોતાના હરામખોર મિત્રોની સલાહ પ્રમાણે ચાલવા લાગ્યો. ચોતરફથી સારી શિખામણો મળ્યા છતાં, જયારે તે સુધર્યો નહિ ત્યારે બધા માણસોએ તેને કહેવું બંધ કર્યું. આ પ્રમાણે ઉડાઉ ખર્ચને લીધે તેણે પોતાની પુંજી ખલાસ કરી, એટલુંજ નહિ પણ ઉલટું કારખાના ઉપર કરજ થઇ ગયું. કરજ વધવાથી લેણદાર ચઢી આવ્યા. આ વખતે યુસુફ ગભ-રાયો અને શું કરવું તે માટે તેણે પોતાના લુચ્ચા મિત્રોની સલાહ માગી. મિત્રોએ એવી સલાહ આપી કે કારખાનું વેચી નાખવું. આથી દેવું પણ પતી જશે ને ખાવા માટે પૈશા પણ બચશે. યુસુફને આ સલાહ ઠીક લાગી તેથી તેણે કાર-ખાનાનો ખુડદો કર્યો. કારખાનું વેચી માગનારાઓને પતાવ્યા પછી જે રહ્યું તે તેણે પોતાની ઉડાઉ રીત પ્રમાણે માત્ર થોડાજ વખતમાંજ ખલાસ કર્યું, આ વખતે તે ઘણીજ મુશીબતમાં આવી પડયો; એટલે લુટારા મિત્રોએ તેને પૈસા થઇ રહેતાંજ પોતાની મંડળીમાંથી દુર કર્યો, અને બહારગામ જઇ સિપાઇની નોકરી કરવા સલાહ આપી. આથી તે ઢાલ, તરવાર, બંદુક વગેરે હથીઆર બાંધી બગદાદથી હિંદુસ્થાન તરફ નોકરી કરવા નીકળ્યો, અને ઘણે ઠેકાણે રખડયો પણ તેને કથી પણ નોકરી મળી નહિ; કારણ કે એક તો તે

કાંઇ શીખેલો ન હતો, એટલુંજ નહિ પણ તેનામાં સાધારણ માણસનામાં હોય તેટલી પણ સમજ ન હતી. આથી તેને કોઇએ સિપાઇની નોકરીમાં પણ રાખ્યો નહિ; કારણ કે વખતે કાંઇનું કાંઇ કરી બેસે. આ પ્રમાણે નોકરી ન મળવાથી તે ઘણોજ દુ:ખી થયો, અને ઢાલ તરવાર વગેરે હથીઆરોમાંથી એકાદું હથીઆર વેચી ચણા કુરમુરા ખાઇ ચલાવવા લાગ્યો. યુસુફને હિંદુસ્થાન આવ્યાને ઘણો વખત થયો ત્યારે તેને તેની બૈરીએ એક કાગળ લખ્યો, કે ઘરમાં કાંઇ ખાધા ખોરાકી ન હોવાથી બચ્ચાંઓ ભૂખે મરે છે; માટે જો તમે ચાકરી કરી કાંઇ મેળવ્યું હોય તો જલદી અહિં મોકલો, કે જેથી બચ્ચાંઓને ખાવાનું મળે. આ કાગળ વાંચી યુસુફ બિચારો રડવા લાગ્યો, અને પોતાની અવસ્થાનો ખ્યાલ લાવવા બૈરી ઉપર એક કાગળ લખ્યો કે:—

ચીરીયાં બેચકે ચણે ચુબાએ, મુરદાર પાંઉ ધરતે હૈ;
ઘરસેં કાગજ ઇંઉં કે આયેં, કે બચ્ચે ભૂખે મરતે હૈ;
બચ્ચે કચ્ચેકી માકું બોલો, અમપર ફાકે પરતે હૈં;
ઢાલ તરવાર તો બેચ ખાઇ, કટાર પર નજર ધરતે હૈ.

આ કાગળ વાંચી યુસુફની બૈરી સમજી કે તે કયાંય ચાકરીએ રહ્યો નથી ને ભૂખે મરે છે. આથી તેણે એક કાગળ લખી તેને બોલાવ્યો, કે "તું અહિં પાછો બગદાદ આવ, હું રેંટીઓ કાંતીશ, અને તું કોઇ એવોજ બીજો હુન્નર કરજે એટલે આપણે આપણો વખત સુખે કાઢશું". આ કાગળ વાંચી યુસુફ પાછો બગદાદ ગયો, અને બાયડી રેંટીયો કાતી જે મેળવતી તેમાંથી પોતે ખાવા લાગ્યો. બૈરીએ તેને કયાંય ચાકરી રેહેવા અથવા રેંટીયો કાંતવા કહ્યું, ત્યારે તે બોલ્યો કે, "મારા કારખાનામાં હજારો માણસો કામ કરતા તે હું બીજાની ચાકરી કરૂં કે, વળી હું પઠાણનો દીકરો તે રાંડીરાંડ બૈરીની માફક રેંટીયો કાંતું ?" આથી તેની બૈરી ગુસ્સામાં આવી અને બોલી, કે "મુવેકુ **મુફતકા ભાતાં ને બરી બરી બાતાં** ! જો કામ કરો તો ઘરમાં રહો નહિતર ચલે જાવ." આ ઉપરથી યુસુફનો મીજાજ ગયો અને તે બૈરાં છોકરાંને છોડી ચાલ્યો ગયો. અંતે તે ઘણીજ ખરાબ અવસ્થામાં રખડી રઝળીને મરણ પામ્યો !



# ધાઓ ધાઓ ને કરમમાં હોય તેજ પાઓ.

---

પીછાણી નહિ કાગાની કમબખતી,
પકડી લાવ્યો ગુણીવંતી,
પીંજરૂં સોનાનું બનાવિયું,
કાગાને અંદર મુકાવિયું.
નવ ભોજન નિયામત ખવડાવ્યાં,
સુશબ્દો તેને શિખડાવિયા,
એક દીન પીજરૂં રહ્યું ખુલ્લું,
કાગાને ફુરસદ મળી
ઉડી જઇ જંગલ દરમ્યાન,
આસ ભડેલું ગયો ગળી.

---

અહમદ નગરમાં સરદારખાં નામે એક ઘણોજ પૈશાદાર સોદાગર રહેતો હતો. તેને ગુલજારખાં નામે એક દીકરો હતો. સરદારખાંએ આ છોકરાને ઘણી સારી રીતે કેળવણી આપી હતી; એટલુંજ નહિ પણ તે નઠારી સોબતમાં પડી ખરાબ ન થાય, માટે તેને પુખ્ત ઉંમરના અને પુરા અનુભવી માણસોની સોબતમાં રાખ્યો હતો. આથી ગામના બદમાશ જુવાનીઆઓની ટોળી હંમેશાં વિચાર કરતી કે, આ સિહનો શિકાર આપણા હાથમાંથી છટકી જાયછે; માટે વખત આવે આપણે ગમે તેમ કરી તેને તેને આપણી ટોળીમાં લાવીએ તો આપણને ઘણોજ ફાયદો થાય, કારણકે તે છોકરો એટલો બધો ચતુર નથી; એટલે આપણા ભેગો ભળે તો તેને ફસાવી તેની દોલત તથા મૈરી પચાવી પાડતાં વિલંબ લાગે નહિ, પણ જયાં સુધી સરદારખાં જીવતો રહ્યો ત્યાં સુધી તો આ લોકો પોતાની ધારણામાં જરા પણ ફાવી શકયા નહિ. જ્યારે સરદારખાં મરણ પથારીએ સુતો ત્યારે તેણે પોતાના મિત્રોમાંથી ઇમામખાં નામના એક પાકી વયના પોતાના અનુભવી મિત્રને બોલાવી તેના હાથમાં ગુલજારખાંનો હાથ મુકયો, અને જણાવ્યું કે ભાઇ આ દીકરો તથા આ ધનમાલ તમારાંજ છે એમ તમારે સમજવું. તમારે મારા ઘરમાં મારા દીકરા સાથે રહી તેની સંભાળ રાખવી. તેણે પોતાના દીકરા વહુને બોલાવી કહ્યું, કે હવે તમારે ઇમામખાં કાકાને મારી જગાએ સમજવા, અને જેમ મારી આજ્ઞાને આજ દિવસ સુધી માન આપી ચાલ્યા છો તેવી રીતે હવેથી તેની આજ્ઞાને માન આપી ચાલજો. આપણાં ધર્મનાં

ફરીકે દરેક ફરમાનને પુરતું માન આપી ચાલજો, અને હઝરત મહમદના ધર્મ પ્રમાણે કેફી વસ્તુ, વ્યભિચાર, જુગાર, અને વ્યાજ ખાવું એટલાં વાનાંને હરામ ગણી વર્તજો.

આ પ્રમાણે સરદારખાંએ પોતાનું ઘર, દીકરો અને સઘળુ ધન ઇમામખાંને હવાલે કર્યા પછી, એક દિવસ સવારના વખતે પોતાનો પ્રાણ પણ તેના પેદા કરનારને હવાલે કીધો. આથી તેની આબરૂ પ્રમાણે તેનો જનાજો કાઢી મોટી ધામધુમ સાથે ધર્મની ક્રીયા પ્રમાણે તેને ભૂમિદાહ કરાવ્યો. ગુલજારખાં તેના બાપના મરણને લીધે ઘણોજ શોકાતુર રહેવા લાગ્યો. તે ઇમામખાંના કહેવા પ્રમાણે દિવસના ભાગમાં પોતાના વેપાર રોજગારના કામમાં રોકાતો અને સાંજના વખતે ઇમામખાંના કહેવાથી તેના પાકી વયના મિત્રોની સાથે ફરવા જતો. આ બધું તે ઇમાંમખાંની આજ્ઞાને માની આપી કરતો ખરો, પણ બાપના શોકને લીધે તે એટલો તો શોકાતુર રહેતો કે કોઇની સાથે આનંદથી વાતચિત કરતો કે હસતો નહિ. આ પ્રમાણે તેના બાપના મરણને લગભગ એક વરસ થવા આવ્યું: પણ તેનો શોક જરાએ નરમ પડયો નહિ. ઉલટો દિવસે દિવસે તે શોકને લીધે સુકાવા લાગ્યો, અને અંતે આજ વ્યાધિમાં તે પથારી વશ થયો. ગુલજારખાં બીમાર પડવાથી તેની તથા તેના બાપની સુવાસ તથા આબરૂ ને લીધે ગામના ઘણા માણસો દિવસના અમુક અમુક ભાગમાં તેની પાસે જઇ બેસવા લાગ્યા, અને તેની તબીઅતના ખબર અંતર પુછવા લાગ્યા. ગુલજારખાંની માંદગીનો લાભ લઇ પેલા હરામખોર જુવાનીઆઓ પણ તેની પાસે જઇ બેસવા લાગ્યા અને ગુલજારખાં જેવો પૈશાદારનો છોકરો પોતાની મંડળીમાં ભળે માટે તેની પાસે બેસી તેનું દીલ ખૂશ થાય અને પોતાના તરફ તેનું મન આકર્ષાય એવી સાચી ખોટી વાતો કરવા લાગ્યા. સરખી ઉંમરના જુવાનીઆની આ ઢોંગ ધતુરાની વાતો સાંભળી તે પોતાનો શોક ધીમે ધીમે ભૂલી જવા માંડયો. આથી તેની તબીઅતમાં પણ સારો સુધારો થતો ગયો. તેની તબીઅતમાં સુધારો જોઇ તથા કાંઇ શક્તિ આવેલી હોવાથી દાકતરે તેને ગાડીમાં બેસી ફરવા જવાની રજા આપી. આ વખતે પેલા જુવાનીઆઓએ ઇમામખાંનને અરજ કરી કે તમારી મરજી હોય તો અમે થોડા દિવસ અમારી સાથે ફેરવીએ. ઇમામખાંએ જોયું કે એ લોકોના સહવાસથી તેની તબીઅતમાં સુધારો થયો છે; વળી તે લોકોમાં એનું દીલ લાગ્યું છે. માટે ભલે થોડા દિવસ તે લોકોની સાથે ફરે. આથી તેણે ગુલજારખાને કહ્યું કે "તમને ઠીક પડતું હોય તો તમો તમારે ખુશીથી થોડા દહાડા તે લોકોની મંડળીમાં ફરો હરો. ગુલજારે પ્રથમ તો ના પાડી પણ પેલા જુવાનીઆઓએ ઉલટ પાલટ સમજાવ્યાથી તે

કબુલ થયો, અને તે દિવસથી તે લોકોની સાથે ફરવા હરવા લાગ્યો. આથી પેલા જુવાનીઆઓ ઘણાં ખુશી થયા, તેમણે જોયું કે અંતે ઘણે દિવસે ચરબદાર શિકાર હાથમાં આવ્યો છે ખરો, માટે હવે તેને જવા ન દેતાં મજબુતાઈથી પકડી ચુસી લેવો. આમ વિચાર કરી તેઓએ પ્રથમતો ગુલજારખાંને નીતિને રસ્તે ચલાવ્યો અને પછી ધીમે ધીમે અનીતિને રસ્તે ઉતારવાની ગોઠવણ કરી. એક દિવસ તેઓએ ઘણોજ ઉંચી જાતનો શરાબ (દારૂ) મંગાવી બધાએ પીવા માંડયો, પણ ગુલજારખાંએ પીવા ના પાડી. આથી તેમણે તે દિવસ તેને જવા દઇ એક પ્રપંચ કર્યો. બરાબર શરાબ પીતી વખતે તેઓએ એક ઘરડા ફકીરને ત્યાં આવી શરાબ પીવા સંબંધી ધર્મના ખોટા દાખલાઓ આપી ગુલજારને સમજાવી શરાબ પીવડાવાની ગોઠવણ કરી. આ ગોઠવણ પ્રમાણે થોડા દહાડા પછી ફરી પણ તેમણે એક શરાબ પાર્ટી કરી. તે વખતે પણ ગુલજાર શરાબ પીવાની ના પાડતો હતો. એક તરફથી ગુલજારને અને તેના મિત્રોને દારૂ ન પીવા સંબંધી વાદવિવાદ ચાલેછે, એવામાં પેલો ઘરડો ફકીર ત્યાં ભીખ માગવાને બાહને આવી ઉભો. આ વખતે તેણે ગુલજારને દારૂ પીવા ના પાડતો જોઇ કહ્યું, કે, "સાહેબ, શરાબ રાજા અને અમીરને પીવાનો હક છે. બેશક હદ ઉપરાંત પીવાથી તે નુકશાન કરેછે ખરો; પરતું જો માફકસર પીવામાં આવે તો ઉલટો શરીરને આરામ આપી તબીઅતમાં સુધારો કરેછે. આમ કહી તેણે કેટલાક દાખલા દલીલ આપી તેને સમજાવ્યો." ફકીરે જાણે પોતે સાચનોજ જામો પહેર્યો હોય તેમ ગુલજારખાંને શરાબ પીવાનો ઉપદેશ આપ્યો. ગુલજાર બિચારો ભોળો હોવાથી આ હરામ-ખોરોની જાળમાં ફસાયો, અને થોડોએક દારૂ પીધો તો તેને લહેજતદાર લાગ્યો. આથી તે આખોએ ગ્લાસ ચડાવી ગયો. ત્યાર પછી તો તે રોજ ધીમે ધીમે આ લાલ પીણામાં આગળ વધતો ગયો. અંતે દારૂના નિશામાં તે ઘેર જવાનું પણ ભાન ભુલી જવા માંડયો, અને રાતનો મોડી રાત સુધી આ હરામખોરોની સાથે પડી રહેવા લાગ્યો. આ વાતની ખબર ઇમામખાંને પડતાં તેણે વિચાર કર્યો કે પેલા હરામખોરોની સાથે બુરા વ્યસનમાં તો નહિ ફસ્યો હોયને ! એમ વિચારી તે એક દિવસ રાતે પેલા હરામખોરોને મુકામે છુપી રીતે ગયો, અને જુવે છે તો તેણે ગુલજારને નિશામાં ચકચુર જોયો. ત્યાંથી તેને ઘેર લાવતાં તેણે રસ્તામાં શરાબ ન પીવા માટે ઘણુંએક સમજાવી ધર્મના કસમ તેના પાસે ખવાડયા. ગુલજારખાંએ આ વાત પોતાની બૈરી ચાંદબીબીને નહિ કહેવાની શરતે કસમ ખાધા.

ઇમામખાંએ તો પોતાની કબુલાત મુજબ આ વાત ચાંદબીબીને જણાવી

નહિ, પણ ગુલજારખાં પોતાના કસમ પ્રમાણે વર્તી શકયો નહિ; કારણકે બીજેજ દિવસે મંડળીમાં જઇ પૃથમતો તેણે શરાબ લેવા ના પાડી, પણ લુચ્ચાઓની ઉલટ પાલટ સમજથી તેમ એક જાતના હરામ ચસ્કાથી તે મોઢે લાગેલી ચીજ છોડી શકયો નહિ અને તેજ દિવસે દારૂ પીધો. અંતે તે બુરા વ્યસનમાં એટલો ચકચુર રહેવા લાગ્યોકે પોતાના શરીરનું ભાન પણ તેણે ગુમાવી દીધું. આ પ્રમાણે દારૂએ જ્યારે તેના શરીર અને જીભ ઉપર પુરતી અસર કરી, ત્યારે તેના મિત્રોએ તેને એક દિવસ વેસ્યાને ત્યાં તેનો નાચ જોવા જવા સમજાવ્યું. ગુલજાર જો કે આ વખતે દારૂમાં મસ્ત હતો; તોપણ તે એટલું તો વિચાર કરી શકયો કે આ એક વ્યસનથી પણ ઇમામખાં નારાજ થયો છે, ને જો બીજુ લગાડીશ તો વધારે નારાજ થશે. આમ ધારી તેણે નાચ જોવા જવાનું માંડી વાળ્યું.

ગુલજારખાં ગમે તેટલી હોશિયારી બતાવે, પણ તેના આ મિત્રો હવે તેને છોડે તેમ ન હતા. આથી તેના હરામખોર મિત્રોએ વેશ્યાનું ગાન સંભળાવવાની એક બીજીજ યુક્તિ શોધી કાઢી. બીજે દિવસે જમીને બધા સાથે બેઠા કે તરતજ પેલી નામીચી વેશ્યા ગાવાને માટે હાજર થઇ, એટલે ગુલજારે વાંધો લીધો અને જો વેશ્યા ગાણું ગાય તો પોતે ત્યાંથી ઉઠી જવાનું જણાવ્યું. આ વખતે પેલો ઘરડો ફકીર કે જેણે ગુલજારને શરાબ પીવાનો પ્રથમ ઉપદેશ દીધો હતો, તે પાછો ત્યાં ગાણું સાંભળવાને બહાને આવી બેઠો; અને પેલાઓ પાસેથી રજા માગી કે તમારી રજા હોય તો હું ગાણું સાંભળવા બેસું. આ વખતે પેલા બદમાશ મિત્રોએ જણાવ્યું કે, "ગાણું થવા દેવાની તો અમારો આ સોદાગર મિત્ર ના કહે છે તો અમારાથી કેમ ગાણું કરાવાય ?" આ વખતે પેલા ઘરડા પુરૂષે ગુલજારને તેનું કારણ પુછ્યું, તો ગુલજારે વેશ્યાના ગાનથી નીતિ ભ્રષ્ટ થવાનું જણાવ્યું. આ વખતે પેલા ઘરડા માણસે કહ્યું, "ભાઇ દરેક જાતના ગાણાં સાંભળવાથી નીતિભ્રષ્ટ થવાતું નથી. બેશક, એવા ખરાબ ગાયન સાંભળવાથી એવું પરિણામ આવે ખરૂં; પણ અહિં કાંઇ એમ થવાનું નથી; કારણ કે આ ગાનારી ઘણીજ પ્રખ્યાત છે, ને તે ઘણુંજ સરસ ગાય છે; તેથી હું પણ તેનું નામ સાંભળી અહિં સુધી આવ્યો છું." આ ઘરડા પુરૂષનું કહેવું સાંભળી ગુલજારે જોયું, કે આવા ઘરડા માણસો પણ જો આનું ગાયન સાંભળવા આવે છે; તો તે સારૂં હોવું જોઇએ, આમ વિચારી તેણે પોતાનો વાંધો દૂર કર્યો એટલે તે દિવસે વેશ્યાએ પોતાનું ગાયન ચલાવ્યું.

હવે એવું થયું કે પેહલે દિવસે વેશ્યાએ પોતાનું સાધારણ ગાણું ચલાવ્યું; પણ બીજે દિવસે ઉઠતી વખતે તેણે ઇશ્કની એવી તો દીલ લલચાવનારી વાત ગાયનમાં ઉતારી, કે તેનો છેડો શું આવેછે તે સાંભળવાને ગુલજાર મોડી રાત સુધી વખતનું ભાન ભૂલી જઇને ત્યાં બેઠો હતો. આ તરફથી તેની બૈરી ચાંદબીબીને ઇમામખાંએ સઘળી વાતથી વાકેફ કરી હતી, તેથી તે મંડળીમાં તે કેવી સ્થિતિમાં રહેછે તે જોવાને ચાંદબીબી ઉતાવળી થઇ રહી હતી. આથી બીજે દિવસે જ્યારે વેશ્યાનુ ગાયન લાંબી રાત સુધી ચાલ્યું, ત્યારે ચાંદબીબી ઇમામખાંની સાથે તેની મંડળીમાં ગઇ, અને જુએ છે તો એક તરફથી વેશ્યાનો નાચ તથા ગાણું ચાલી રહ્યું છે, બીજી તરફથી શરાબની ઘેનમાં મસ્ત બનેલા જુવાનીઆઓ તોફાન મસ્તી કરતા પડયા છે. આ બધામાં તેણે ગુલજારને પણ આજ સ્થિતિમાં જોયો. આ દેખાવ જોવાથી ચાંદબીબીનું હૃદય ધડકી ઉઠયું. આથી તેણે ગુલજારને કહ્યું, કે "હવે મોડી રાત થઇ છે માટે ઘેર ચાલો" એમ કહી તેઓ બંને ગુલજારખાંને ઘેર લાવ્યા, અને ઘેર લાવી ઘણીએ શીખામણ દીધી કે " આ બંને વ્યસનો ઘણાંજ ખરાબ છે, અને અંતે તે તારી પાયમાલી કરશે, તારો પૈસો ખલાશ થતાં એ બધા મિત્રો તને ધકકો મારશે, માટે જો તે મંડળી અને આ બુરા વ્યસનો જો જલદી નહિ છોડે તો તને પેટને પુરૂ કરવાને વાસ્તે પણ સાંસા પડશે, અને તારૂં તથા તારા બાપદાદાનું નામ તું બોળશે, માટે તું જેમ બને તેમ જલદી આ મંડળી છોડી તારી આગળની મંડળીમાં જોડા." ગુલજારે આ બધું માન્ય કરી બંને વ્યસનો છોડી દેવા વચન આપ્યું, પણ તેણે તે મંડળી ધીમે ધીમે છોડી દેવા કહ્યું, હાલમાં તો તે મંડળીમાં જવા તેણે રજા લીધી. ચાંદબીબી અને ઇમામખાંએ જોયું કે જો તે બંને વ્યસનો છોડી દેવા કહે છે, તો હાલ તુરત તો તેને એ મંડળીમાં જવા દેવા શું વાંધો છે, ધીમે ધીમે તે છોડાવી દઇશું. બીજે દિવસે જ્યારે ગુલજારખાં મંડળીમાં જઇ બેઠો ત્યારે તેણે સરાબની તથા ગાણું સાંભળવાની ના પાડી, ને કહ્યું કે " મેં મારી સ્રીને તથા ઇમામખાં ચાચાને વચન આપ્યુંછે." એમ કહી તેણે કાલ રાતે પોતાની સ્રી તથા ઇમામખાં સાથે બનેલી બધી વાત કહી. પેલાઓએ જોયું કે આપણે એ ઇમામખાં ડોસાને અને ચાંદબીબીને જો આપણાં રસ્તામાંથી દૂર નહિ કરીએ તો નક્કી તેઓ આપણા હાથમાં આવેલો શિકાર નસાડી મુકશે. એમ વિચારી તેઓએ એક યુકિત રચી કાઢી, બીજે દિવસે તે અજમાવી જોવા નક્કી કર્યું.

બીજે દિવસે ગુલજાર જયારે મંડળીમાં આવ્યો ત્યારે પેલા લુચ્ચા મિત્રોએ કંઇ બાનું કાઢી પૈસા લઇ આવવાને બહાને પેલા બુઢાને ગુલજારને ઘેર મોકલ્યો.

બુઢે આવી પૈસા દેવાને બહાને ગુલજારખાંને એક તરફ લઇ જઇ કહ્યું, "મહેર-બાન સાહેબ ! તમારા ઘર માહેનો દેખાવ જોઇ હું ઘણો દીલગીર થયો છું; માટે મહેરબાની કરી ફરીથી તમારે મને ઘેર મોકલવો નહિ". આ શબ્દો સાંભળતાંજ ગુલજારખાં ગભરાટમાં પડયો, અને પેલા ડોસાને ઘેરમાં શું જોયું એ બાબે પુછવા લાગ્યો. ડોસા એ એવી તો થાવી ચડાવી કે પ્રથમ તો તેણે વાત કરવાનીજ ના પાડી, પણ જયારે ગુલજાર આ વાત સાંભળવા બહુજ ઇંતેજાર થયો; ત્યારે ડોસાએ કહ્યું, "વાત મને મારે મોઢેથીજ કહેતાં શરમ આવે છે; માટે તમે એ દેખાવ તમારી નજરોનજર છુપી રીતે જુઓ, તો તમારી પુરી અને પાકી ખાત્રી થાય. મારૂં કહેવું સાંભળી તમે જો કાંઇ કરી નાખો, તો પાછળથી કોઇક દિવસ તમને મનમાં વસવસો રહી જાય, કે ઘરડે ખોટું કહીને મારૂં ઘર ભગાવ્યું; માટે તમે તમારી નજરે જોઇ કરવું ઘટે તે કરો તો વધારે સારૂં." ગુલજારખાં ઘરડાનું આવું ભેદ ભરેલું બોલાવું સાંભળી ઘણોજ વિચારમાં પડી ગયો, એટલે તેની મંડળી માહેનો એક હરામખોર તેને બોલાવવાને બહાને ત્યાં ગયો, અને તેને ઉદાસ જોઇ પુછવા લાગ્યો, એટલે તેણે ઘરડાની વાત તેને કહી. આ ઉપરથી પેલાએ ડોસાને કહ્યું, કે "તમે બુજોર્ગ (વયો વૃધ્ધ) અમારી મંડ-ળીમાં હો તે હમારે શું કાંમના ? તમારે અમને સલાહ આપવાની અને અમારે તે સલાહ પ્રમાણે ચાલવાની ફરજ છે. જો તમે તમારી ફરજ અદા નહિ કરો અને અમારે જુવાનીઆને હાથે કાંઈ આડું અવળું થઇ જશે તો તેનો દોષ તમારે શિર છે. નહિ તો જે કાંઇ વાત બની હોય તો ખુલ્લે ખુલ્લી અમને સમજાવો અને હવે પછી તેને માટે શું ઉપાય લેવા તે કહો."

ઘરડાએ જાણ્યું કે હવે ઠીક કહેવાનો લાગ આવ્યો છે. એમ ધારી તેણે કહ્યું કે, "જો કે મને મારે મોઢે કહેતાં ઘણી શરમ થાય છે પણ મારી ફરજ સમજી મારે કહેવું પડે છે. હું જયારે સોદાગર સાહેબને ઘેર ગયો ત્યારે મેં ઘરમાં કોઇ બે માણુસનો–એક સ્ત્રીનો અને એક મરદનો–એક બીજા સાથે બોલવાનો અવાજ સાંભળ્યો. આથી મેં ઘરનાં બારણાં આગળ જઇ જોયું તો બારણું અંદરથી બંધ દીઠું. આથી નવાઇ પામી બારણાની ફાટમાંથી નજર કરતાં અંદરનો દેખાવ જોઇ હું તો ઘણોજ દુઃખી થયો. એક ઘરડા ડોસાને પરીના સરખી રૂપાળી, જુવાન નાજનીન સાથે પ્યાર કરતાં જોયો; આ દેખાવ જોવાથી હું રૂપિયા લીધા વિનાજ ત્યાંથી ચાલ્યો આવ્યો છું. કદાચ તે જાણે કે મેં તેમને જોયા છે તો તેઓ કદાચ મારો પ્રાણ પણ લે." આ હેવાલ સાંભળ-તાંજ ગુલજારખાંને માથાથી તે પગના અંગુઠા સુધી આગ લાગી. તેના શરીરમાં

રૂંવે રૂવે ખુન તલસી રહ્યું. આ પ્રમાણે તેને ઉતાવળો થએલો જોઇ પેલે મિત્રે કહ્યું, કે "હે બુઝર્ગ મિત્ર! ત્યારે હવે મારા સોદાગર મિત્રે શું કરવું તે બાબત તમે વાજબી સલાહ આપો, નહિતર તેને હાથે કદાચ માઠો બનાવ બની જશે." આ સાંભળી ગુલજારખાંએ પણ પેલા બુઢા માણસની સલાહ માગી. સલાહ આપતાં તો આ ઘરડે ખરેખર ઘણુંજ વાળ્યો, તેણે કહ્યું, "ચાંદબીબી એક અપાત્રજ કહેવાય; માટે એ અજીઠા પાત્રમાં ખાવું એ સોદાગર માણસબચ્ચાને લાજમ છે? તો મારી તો એવી સલાહ છે કે ચાંદબીબીને તલાક આપવી, અને પેલા ઘરડા ડોસાને ઘરમાંથી તુરતજ રજા આપવી." આ સાંભળી ગુલજારખાંનના મિત્રે જોયું કે ઘરડે તો બરાબર ઘાટ ઘડયો એવું સમજી તે પણ ટેકો આપવા ખાતર બોલ્યો કે, "આ સલાહ મને પણ વાજબી લાગે છે; વળી આપણે ત્યાં જે વેશ્યા ગાવા આવે છે તેની દીકરી ઘણીજ ખુબસુરત છે; એટલુંજ નહિ પણ તે હજુ સુધી કુમારીજ છે. તેને કયાંય પણ ગાયન કે નાચ કરવા હજુ સુધી બહાર કાઢવામાં આવી નથી. તેની સાથે નીકા કરવા જો આપ ખુશી હો તો હમણાંજ તેને અહિં લાવી બતલાવું." અક્કલના ઓથમીર ગુલજારખાંએ એટલો પણ વિચાર સરખો ન કર્યો, કે વેશ્યાની છોકરી તે વળી પરણેલી કે કુંવારી હોય ખરી? દિવાનાની માફક ઘેર કોઇ પણ બાબતની તપાસ ન કરતાં પેલા ઘરડાના કહેવા મુજબ જ બધું માની લઇ, પેલી છોકરીને બોલાવવાનું કહ્યું, કે તરતજ તેનો જુવાન મિત્ર મારતી ગાડીએ પેલી વેશ્યાને ત્યાં ગયો, અને તેને તથા તેની છોકરીને બરાબર ભણાવી પેલી છોકરીને ત્યાં લાવ્યો. છતી આંખે આંધળો બનેલો ગુલજાર આ છોકરીને જોતાંજ મોહને લીધે આંધળો થઇ ગયો, અને વાત કરવાને બ્હાને એક ઓરડામાં તેની સાથે ગયો, પણ પેલી છોકરીએ તેને કશુંજ કોઠું નહિ આપ્યું અને શિખવ્યા મુજબ બોલી કે "પ્રથમ તમારી બધી દોલત મને લખી આપો. જો તે મને બરાબર લાગશે તોજ હું તમારી સાથે બોલીશ."

આ વખતે ગુલજારખાં કેવળ આંધલોજ થઇ ગયો હતો. આથી તેણે પોતાની સઘળી માલમતા તથા મીલ્કતનો હક પેલી વેશ્યાને લખી આપ્યો; આ દસ્તાવેજ લઇને પેલી વેશ્યાએ તેની બધી વાત કબુલ રાખી, અને તેની સાથે તેને ઘેર ગઇ. ચાંદબીબી અને ઇમામખાં આ દેખાવ જોઇ નવાઇ પામ્યા, અને હજુ તો પુછવા જાય છે ત્યાં આ મિંયાભાઇએ હુકમ કર્યો, કે "ચાંદબીબીને મેં તલાક આપી છે, માટે તેણે તથા ઇમામખાંએ મારા ઘરમાંથી ચાલ્યા જવું, નહિ તો સરકારી માણસો પાસે પકડાવી બહાર કાઢવામાં આવશે."

ઇમામબખ્શ અને ચાંદબીબી આ ભેદ પામી ગયાં, તેથી જેમ બને તેમ જલદી ઘરમાંથી નીકળી ગયાં. ઇમામબખ્શ પોતાને ઘેર ગયો, અને ચાંદબીબીને પણ પોતાને ત્યાં બોલાવી, પણ ચાંદબીબીએ લોકોના અપવાદથી ડરી ત્યાં ન જતાં પોતાના એક વિશ્વાસુ માણસની સાથે તે ગામ છોડી બીજા ગામમાં જઇ રહી.

રાતે તો ગુલજારખાં ઘેર આવી પેલી વેશ્યાની છોકરી સાથે દારૂના નિશામાં પડી રહ્યો હતો, પણ પેલી છોકરી તેને નિશામાં બેભાન જોઈ બીજા દિવાનખાનામાં સુવા ચાલી ગઇ હતી. સવાર પડતાં ગુલજારખાં જાગૃત થયો, અને પેલી છોકરી પાસે જઇ નાજ નખરાં કરવા લાગ્યો. આ વખતે પેલી છોકરીએ કહ્યું, કે "તમે તમારી બધી પુંજી તથા બંગલો વગેરે મને લખી આપ્યું છે, તેથી હું તમને મારી સાથે રાખવા માગતી નથી. જયારે હું તમને અહિં બોલાવું ત્યારેજ તમારે મારી પાસે આવવું. તે સિવાય ગમે તે વખતે તમારે મારી પાસે કે આ મકાનમાં પગ મુકવો નહિ. આ બધી મીલ્કતની માલીક આજથી હુંજ છું; માટે તમારે અહિંથી હમણાંને હમણા બીજે ચાલ્યા જવું. નહિતર આ દસ્તાવેજને આધારે હું કાયદાના બળે તમને બહાર કઢાવીશ." ગુલજારખાંનો દારૂનો નિશો જો કે ઉતર્યો હતો, પણ વેશ્યાની છોકરીના આ શબ્દો સાંભળીને તો તે તદ્દનજ ઉતરી ગયો, અને તેની શુધ ઠેકાણે આવી. આથી તેણે વેશ્યાની છોકરીને ઘણુંએ કહ્યું, પણ છોકરી એકની બે થઇ નહિ. અને તેને સાથે રાખવા કે એક પાઇ સરખી પણ તેને ખાવા આપવા સારૂં ના પાડી. આથી ગુલજારખાંએ પોતાના મિત્રોને મદદે બોલાવ્યા, પણ કોઇએ તેને મદદ ન કરતાં ઉલટું એવું સમજાવ્યું કે "હવે આ મીલ્કત ઉપર તારો કશો પણ હક્ક લાગે નહિ; કારણ કે તેં પોતેજ તેને બધું લખી આપ્યું છે. વળી વધારામાં એક જો તું તેને તારી બૈરી દાખલ રાખવા માગતો હોય, તો તારે તેનું સારી રીતે ગુજરાન ચાલે એટલો ખર્ચો પણ આપવો પડે !" ચોર કોટવાલને દંડે એવી આ વાત સાંભળી બીચારો ગુલજાર તો દિવાના સરખો થઇ ગયો, અને એક રાતમાં પોતાની બધી પુંજી, તથા બૈરી સુદ્ધાં ગુમાવી બેસવા માટે મોટો પસ્તાવો કરવા લાગ્યો. અંતે તે ગર્ભશ્રીમંત સોદાગર એક ભીખારીની હાલતમાંજ શરમનો માર્યો ગામ બહાર નીકળી ગયો.

આ ખબર ચાંદબીબીને થતાં તે બિચારી ઉલટી વધારે દુઃખી થઇ. અને પોતાના ધણીની બરદાસ કરવાને તૈયાર થઇ. તેણે વિચાર કર્યો, કે જ્યાં સુધી તેને પોતાના કામનો પસ્તાવો થાય નહિ. ત્યાં સુધી તો તેને એવીજ હાલતમાં

રહેવા દેવો કે જેથી તેનામાં પુરેપુરી અનુભવવાળી પાકીબુદ્ધિ આવે. ચાંદબીબીની આ સમજણ વખાણ કરવા લાયક કહેવાય; કારણ કે એક માણસ જયારે પોતાના બુરા કર્મનું ફળ ભોગવતો હોય, અને પોતાના કામ માટે પસ્તાવો સરખો પણ ન કરતો હોય. ત્યાર પહેલાં તેને મદદ કરવી, કે એ સ્થિતિમાંથી ઉંચકી સારી સ્થિતિમાં લાવવો એ તેને તેના અનુભવમાંથી પાછો હઠાવવા બરાબર થાય, અને તેથી ફરી પણ કોઇ વખત તે એવાં કામો કરવા તરફ લલચાય, જેમ કોઇ નાનાં બચ્ચાંને હાલતાં શીખવવું હોય તો વ્હાલને લીધે તે પડી ન જાય માટે તેને ખભે બેસાડી ચલાવવા બરાબરજ થાય. જો બચ્ચાંને આપણે ચાલતાં કરવાં હોય તો તેને ઠેસ પણ ખાવા દેવી જોઇએ, અને પડવા પણ દેવાં જોઇએ. બત્રીશ ઠોકર ખાય તોજ બત્રીશ લખણો થઇ શકે.

ચાંદબીબી જયારે તેને પસ્તાવો થયાના ખબરની રાહ જોતી બેઠી હતી, ત્યારે ગુલજારખાંનો એક જુવાન મિત્ર તેને પોતાના પંજામાં સપડાવા માટે પ્રપંચ કરી રહ્યો હતો. પ્રથમ તો તેણે પેલા બુઢા ઠગારાને ચાંદબીબી પાસે મોકલ્યો. તેણે આવી ચાંદબીબીને આ પ્રમાણે કહ્યું, કે “ તારો ધણી ગુલજારખાં તો ભૂખમરાને લીધે શહેર છોડી ચાલ્યો ગયો છે; કારણ કે પેલી વેશ્યાએ તેની માલમિલકત લઇ લેવા છતાં સાથે રાખવા ના પાડી, ખાવા માટે એક પાઇ પણ આપી નહિ. તેમ પેલા ધન લોભી મિત્રો કે જે તેની પાસે ધન હતું, ત્યારે તેને સાહેબ સાહેબ કરતા, તેણે તો પહેરવાને વસ્ત્ર તો નહિ પણ ખાવાને એક ટુકડો પણ આપ્યો નહિ. આથી હતાશ થઇ તે બિચારો શહેર છોડીને કયાંય ચાલ્યો ગયો છે.” ચાંદબીબીએ આ સાંભળી કહ્યું, “ ઓ બુઝેરગ ! તારી આ વાત સાંભળી મને કાંઇ થોડો બળાપો થતો નથી, પણ હું શું કરૂં ? ઉલટું અધીં રાત્રે મને માત્ર શરીરપરના વસ્ત્ર ભરજ કાઢી છે, જેથી મને તો ખાવાપીવા નાય સાંસા પડે છે.

પેલો બુઢો ઠગારો ચાંદબીબી પાસે જઇ આવ્યા પછી ગુલજારખાના પેલા ઓ મતલબી જુવાન મિત્રે ચાંદબીબી પાસે જઇ તેને ફસાવવા આ પ્રમાણે જાળ પાથરી. તે ચાંદબીબી પાસે જઇ બંને આંખોમાંથી ચોધારા આંસુ પાડતો બોલ્યો, “ ઓ નેક જાત પતિવ્રતા ચાંદબીબી ! તારો પ્યારો પતિ અને મારો જીગરજાન દોસ્ત ગુલજારખાં અંતે મરણ પામ્યો છે ! હા ! તે બીચારાની કેવી બુંઢી દશા થઇ ! જેનો પડયો બોલ ઉંચકી લેવા હજારો માણસો તૈયાર રહેતાં તેને બદલે તે બિચારો ભૂખ્યો અને તરસ્યો જંગલી જનાવરના હાથે હાલ બેહાલ થઇ મરણ પામ્યો !! અરે મને તો હમણાંજ ખબર થઇ, કે પેલા લુટારા મિત્રોએ,

જે વેશ્યાની સોબતમાં તેને નાખ્યો હતો તે વેશ્યાએ તેની પાસેથી બધું લખાવી લઇ એક પાઇ પણ ન આપતાં ઉલટો ઘરમાંથી કાઢી મૂક્યો, અને તેના લુટારા મિત્રોએ એક ટંક રોટલાનો ટુકડો પણ ન આપતાં ઉલટી તેની મશ્કરી કરી તેની માઠી હાલત ઉપર હસવા લાગ્યા. ! આથી તે બિચારો શરમનો માર્યો, મારા જેવા બીજા કોઇ પણ મિત્રને મળ્યા વગર ભૂખ્યો અને તરસ્યો જંગલમાં ચાલ્યો ગયો. ત્યાં તેને ગઇ જુમેરાતને દિવસે એક વાઘે ફાડી ખાધો ! ! એ સાધ્વી ચાંદબીબી ! જો મારો પ્યારો મિત્ર મારી સલાહ પ્રમાણે ચાલ્યો હોત, તો તેના આવા બુરા હાલ ન જ થાત, પણ હું શું કરૂં ? તે ભાઇએ મારી સલાહ ન માની અને હુજતાઇથી આંખે પાટા બાંધા લુચ્ચાઓની મંડળીમાં દાખલ થયો, અને સાથે મને પણ લેતો ગયો; પણ જે દિવસે તે પેલી વેશ્યાના ફંદમાં ફસ્યો તે દિવસે મે તેને તે કામ ન કરવા ઘણું સમજાવ્યો, પણ મારૂં ન માન્યું તેથી હું તેનાથી છુટો પડયો; કારણ કે નહિતર દુનિયાના લોકો મારૂં બદનામ કરે કે એણે સાથે ફેરવીને બગાડયો. આ પ્રમાણે મારી સલાહ ન માન્યાથી અંતે તેણે પોતાનો પ્રાણ ખોયો, અને મને તથા તને સદાને માટે એકલાં કરી ચાલ્યો ગયો. એ નેકનામ ઓરત ! મને જયારે મારા પ્યારા મિત્રના મરણથી આટલું આટલું થાય છે; ત્યારે તારા હૃદયમાં શું થતું હશે તે હું સમજી શકું છું; અને તેથીજ હું તને આ ખબર આપતાં અચકાતો હતો, કે આ ખબર સાંભળી તે બિચારીનું શું થશે, પણ મારી જેમ તેના એક મિત્ર તરીકે તેના દહાડો પાણી કરવાની ફરજ છે તેમ તારી પણ છે. જો કે હું તો મારાથી બનશે તેટલું તેને માટે કરીશ, પણ તારૂં શું ? એટલા માટેજ હું તારી પાસે આવ્યો છું." આ ઠગારાની મતલબ ચાંદબીબી બરાબર સમજી ગઇ, આથી તે વખત વિચારી બોલી કે, " ભાઇ ! મને જયારે પુરૂં ખાવાનું પણ મળતું નથી ત્યારે તેનો દહાડો પાણી હું કયાંથી કરૂં ? તમે તેના વફાદાર મિત્ર છો, અને તેનો દહાડો પાણી કરો છો એ સાંભળી હું સંતોષ પામું છું; નહિતર મને બમણી બળતરા થાત."

પેલા ઠગારાએ જાણ્યું કે ચાંદબીબી ઘણીજ ખરાબ હાલતમાં આવી પડી છે, અને તેથી લાચાર થઇ ગઇ છે; માટે જો હવે હું તેને મીઠું મીઠું બોલી ફોસલાવીશ તો નક્કી મારા પંજામાં ફસાઇ જશે. આમ વિચારી તે બોલ્યો, કે "એ મારા પ્યારા મિત્રની મહોરદાર ? તને આવા ઉજડ જંગલ જેવા ગામમાં છોડી જતા મારૂં મન માનતું નથી; કારણ કે તારા દીલના કારી જખમને દીલાસો દઇ રૂજવનાર કોઇ નથી; માટે તું મારે ઘેર ચાલ, અને મારી બૈરીની સાથે રહી

તારો વખત કાઢજે. પરવરદીગાર મને જે દાળ રોટી આપશે તે ખાઇ આપણે તેના હકમાં દુવા ગુજારશું. ચાંદબીબીએ જવાબ દીધો " ભાઇ ! તમારા જેવા વફાદાર મિત્રો દુનિયામાં કોઇ જવલેજ મળશે; કારણ કે તમે તમારા મિત્રનું તેના મરતાં સુધી તો ભલું ઇચ્છયું, એટલુંજ નહિ પણ તેના મરણ પછી પણ તેની બૈરીને ખરાબ અવસ્થામાં મદદ આપવા છેક અહિં સુધી ચાલીને આવ્યા છો. ખરેખર આ તમારી લાયકીજ બતાવે છે; પણ હું દીલગીર છું કે તમારી સાથે આવી શકતી નથી મારા પ્યારા ભરથારની જયારે સઘળી દોલત ફના થઇ અને જયારે તે પણ ગયો ત્યારે હવે આ સંસારમાં મારે ભૂખમરાથી તે શાને ડરવું જોઇએ. ધણી જેવો ધણી જતાં આ ફાની દુનિયામાં રહી સુખ ભોગવવું એ મારે મન હરામ છે. ઇશ્વરની ઇચ્છાજ જયારે મને સુખ ભોગવવા દેવાની નથી, ત્યારે તેની ઈચ્છા વિરૂધ્ધ થઇ સુખ ભોગવવાના ફાંફાં મારવા એ તો અગ્નિને હાથમાં પકડવા બરાબર છે, માટે આપે હવે મારી બાબત કશી ચિંતા ન રાખવી. તમોએ મારા તથા તમારા મિત્રને માટે જે તકલીફ ઉઠાવી છે તે માટે હું તમારો આભાર માનું છું. મને ખુદા જેવા દિવસો આપશે તેવા ભોગવી તેની હજુરમાં ચાલી જઇશ." આ સાંભળી પેલો શ્રીમતલબી પ્રપંચી મિત્ર પોતાની ઇચ્છામાં ન ફાવતાં નાઉમેદ થઇ ત્યાંથી ચાલ્યો ગયો.

ગુલજારખાંના લુચ્ચા મિત્રોએ પેલી વેશ્યા સાથે એવો કરાર કર્યો હતો, કે જો ગુલજારખાં આપણી બાજીમાં ફસે અને તેની મિલ્કત જો આપણાં હાથમાં આવે, તો આપણે બધાએ તે વહેંચી લેવી. આથી દોલત મેળવવાની આશામાં પેલો ઠગારો ચાંદબીબી પાસેથી નિરાશ થઇ વેશ્યાના ઘર તરફ ગયો તો તેનું ઘર ખાલી દીઠું; કારણ કે વેશ્યા તો ગુલજારખાંનો બંગલો તથા ફરનીચર વગેરે વેચી રોકડ નાણું લઇ ત્યાંથી ચાલી ગઇ હતી. આથી પેલો ઠગારો ત્યાંથી પણ નિરાશ થઇ પાછો ફર્યો. તપાસ કરતાં તેને માલમ પડયું કે પોતે જયારે ચાંદબીબીને ફોસલાવી લાવવા ગયો હતો ત્યારે પાછળથી તેના મિત્રોએ તથા પેલી વેશ્યાએ બધું વહેંચી લીધું હતું, અને વેશ્યા બધી પુંજીમાંથી બરાબર અર્ધો ભાગ લઇ ત્યાંથી ચાલી ગઇ હતી. આ ખબર સાંભળી નિરાશ થઈ પેલો જુવાન ઠગ મિત્ર બોલ્યો કે, "ધાઓ ધાઓ પણ કરમમાં હોય તેજ પાઓ."

ચાંદબીબી કાંઇ તેના ભરથારથી જુદી થઇ બેસી ન્હોતી રહી. તેણે તેની પાસે છુપા જાસુસ મૂકયા હતા. તેઓ ભીખારીના વેશમાં તેની સાથેજ ફરતા, અને ભીખ માગી લાવવાને બ્હાને ચાંદબીબી પાસેથી લાવી આપી તેને ખવાડતા; અને તેના ખબર તેઓ ચાંદબીબીને આપતા. છુપા જાસુસોનો ખરચ ચાંદબીબી

પોતાની પાસેથીજ આપતી; કારણ કે તેના ધણીએ જયારે તેને તલાક આપી ત્યારે તેણે ઇમામખાંએ સારી અને ઉમદા કિંમતી નગદી આપી હતી; કારણ કે ઈમામખાં પોતે કાંઇ ગરીબ ન હતો, વળી તે ભલો અને વફાદાર માણસ હતો, આથી ગુલજારખાં જયારે ખરાબ સોબતમાં પડયો હતો: ત્યારે પાછળથી પોતે વેપારમાં સારૂં લક્ષ આપી તેની દોલતમાં વધારો કર્યો હતો. આ બાબત ગુલજારખાં કે ચાંદબીબી કોઇપણ જાણતા ન હતા, પણ જયારે ચાંદબીબીને ઘર બ્હાર ચાલ્યા જવાનો વખત આવ્યો, ત્યારે તેણે આ બધી કમાણી તથા ઘરમાંનું બીજું ઘણુંએક કિંમતી ઝવેરાત ચાંદબીબીને આપ્યું હતું.

હવે એવું બન્યું કે દિવસે દિવસે ગુલજારખાં ઉપર વધારે દુઃખ પડવા માંડયા. આથી તે બિચારો તોબા તોબા પોકારવા લાગ્યો, અને પસ્તાવો કરવા લાગ્યો કે "હા ! મેં ડાહ્યા, પાકી ઉંમરના ઠરેલ મિત્રોને છોડી, જુવાન, મારી ઉંમરના પણ કાચી બુધ્ધિના હરામખોર મિત્રોની સોબત કરી તો અંતે મારા આવા હાલ થયા !" આ પસ્તાવાની ખબર તેની આસપાસ ભીખારીને વેશે ફરતા છુપા જાસુસોએ ચાંદબીબીને આપ્યા એટલે ચાંદબીબીએ તેને સુધર્યો સમજી ભીખ માગવાને બ્હાને પેલા જાસુસો મારફત પોતાની પાસે બોલાવ્યો. આ વખતે તેણે ચાંદબીબીને ઓળખી, એટલે શરમનો માર્યો નીચું જોઇ મુગે મોઢે ઉભો રહ્યો, ચાંદબીબીએ જયારે તેનું નામ અને હેવાલ પૂછયો ત્યારે તે રડી પડયો ! આથી ચાંદબીબીએ પણ તેની સાથે રડી પોતાનો ઉભરો ખાલી કરી તેને બાઝી પડી. પછી બંને ધણી ધણીઆણીએ પોતપોતાના ઉપર ગુજરેલી આફતની વાત કહી. આથી પોતાના જુવાન મિત્રોએ કેવાં કાવત્રાં કરી તેને ફસાવ્યો હતો તે બધું તેને માલમ પડયું !



## મન ચંગા તો કુથરોટમેં ગંગા.

---

જે જન ભજે, મન મેલ તજી, ગંગાજીનું નિત ધ્યાન ધરે,
તે જન પામે આનંદ ખરે, મુસ્કીલ તેની આસાન કરે.
મન મનમે ધરી કાન્તા બેઠી ઘર ગંગાજી પ્રસન્ન બની,
લંગર જશોદાનુ પામી ભલી, લંગર લેઈ જશોદા બની ઝંખણી.

અમદાવાદમાં મંછારામ નામે એક શાહુકાર વાણીયો રહેતો હતો. તેને નરોત્તમ નામે એક દીકરો હતો. તેને ભણાવી ગણાવી વેપારના કામ માટે

પરદેશ મોકલ્યો હતો. આ છોકરાની વહુનું નામ કાન્તા કરીને હતું. તે ઘણી ડાહી, અને પતિવ્રતા ધર્મ પાળનારી હતી. તેની સાસુનું નામ જશોદા કરીને હતું. તે પણ ડાહી, સમજુ, અને ઠરેલ હતી. બંને સાસુ વહુ વચ્ચે સારો સંપ હોવાથી કંકાસનું તો ઘરમાં નામ સરખુંએ ન હતું. એક દિવસે મંછારામે જાત્રાના સંઘ સાથે પોતાના કુટુંબને લઇ જાત્રાએ જવાનો વિચાર કર્યો. શ્રાવણ માસમાં સંઘ જાત્રાએ જવાનો હોવાથી તેણે પણ જાત્રાએ જવાની તૈયારી કરવા માંડી. જાત્રા મોટી હોવાથી તેમજ સાસુવહુને સારો સંપ હોવાથી જશોદાએ કાન્તાને સાથે આવવા કહ્યું. જો કે હિંદુ સંસારના કુટુંબ વ્યહવારથી આ વાત ઉલટીજ હતી. કારણ કે હિંદુઓમાં ઘણે ભાગે સાસુ વહુને સાપ અને નોળીયાના જેવો સંબંધ હોય છે. એટલે જો વહુ જાત્રાએ આવવાનું કહે તો અથવા સાસુ જાત્રાએ જતી હોય તો ઉલટો ઘરમાં કંકાસ થાય છે; કારણ કે વહુને નાની ઉંમર છતાં જાત્રા કરવાની હોંસ હોય છે; ત્યારે સાસુ પોતે ઘડપણમાં જાત્રા કરતી હોવાથી વહુને નાનપણમાંજ જાત્રા થઇ જાય એ પસંદ કરતી નથી અને આથીજ જાત્રાએ જતાં અગાઉ ઉલટો ઘરમાં કલેશ થાય છે; પણ આ કુટુંબમાં તો તેથીજ ઉલટું હતું. જશોદાએ વહુને જાત્રાએ આવવાનું કહ્યું, એટલે વહુએ કહ્યું, કે "તમે જાત્રાને માટે કહો છો પણ તમારા દીકરા પરદેશ રખડે છે, ત્યારે તેના વિના હું મારો પતિવ્રતા ધર્મ છોડી કેમ જાત્રાએ આવી શકું ! આપ ભલાં અને સમજુ છો, એટલે વિવેકની ખાતર કહો તેમાં નવાઇ નહિ, પણ મારાથી મારો ધર્મ છોડી કેમ આવી શકાય. મારે મન તો પતિવ્રતનું પાલન એજ મારે ઘેર બેઠાં ગંગા છે. મન ચંગા તો કથરોટમેં ગંગા. એ કહેવત ચલાવનાર આપણાં વડીલો કાંઇ મૂર્ખ નહિ હોય." જશોદાને એમ હતું કે અમે બધાં જાત્રાએ જઇએ અને દીકરો બહાર છે તેથી જો વહુને ન તેડી જઇએ તો તેને ઓછું આવે એમ ધારી તેણે કહ્યું, "વહુજી ! તમે જે વાત કહી તે બરાબર છે; પણ હું તમને વડીલ તરીકેની ફરજ સમજી સાથે આવવા આગ્રહ કરૂં છું તો એથી તમારા વ્રતને કાંઇ વાંધો આવવાનો નથી; વળી તમે જો ગંગામાતાની જાત્રા કરશો તો તેનું અર્ધું પૂન્ય મારા દીકરાને મળશે; કારણ કે સ્રી એ પુરૂષનું અર્ધું અંગ છે; એટલે સ્રી પુરૂષ બંને એક બીજાનાં કરેલાં સારાં નરસાં કામના જવાબદાર છે. માટે તમો જાત્રા કરશો તો તેનું અધું ફળ તમારા ધણીને પણ મળશે, આથી, તમે તમારો પતિવ્રત ધર્મ બરાબર બજાવ્યો ગણાશે." આમ છતાં વહુએ તો જવા ના કહી અને કહ્યું કે "મારે તો જો મન ચંગા છે તો ઘેર બેઠાં ગંગા છે. તમો બધાં ખુશીથી જાત્રાએ જાવ હું પાછળથી ઘરબારની સંભાળ રાખીશ."

સાસુએ આ પ્રમાણે સમજાવ્યા છતાં જયારે વહુ ન સમજી ત્યારે જશોદાએ ચીડવાઇને કહ્યું, કે "વહુ ! તે ઘેર બેઠાં જો ગંગામાતા મળતાં હોત તો કોઇ આટલી હાડમારી વેઠીને આટલો પૈસો ખરચી જાત્રાએ જાત નહિ; માટે હજી પણ મારૂં કહેવું માનો નહિતર પાછળથી પસ્તાવો થશે." આમ છતાં પણ કાન્તાએ પોતાની વાત છોડી નહિ. એટલે કાન્તાને ઘેર રાખી બાકીના બધાં જાત્રાએ ગયાં. એ વખતે હાલની માફક આગગાડીની સગવડ ન હોવાથી રસ્તામાં અથડાતા કુટાતા, ટાઢું ઉનું ખાતા, ગામે ગામના પાણી પીતાં સંઘના માણસો લગભગ પાંચ મહિને ગંગાજીએ એટલે કાશીએ પહોંચ્યા. માગસર સુદ ૨ ને દિવસે સંઘના માણસો ગંગામાં નાહવા ઉતર્યાં. બનાવ બરાબર એવો બન્યો કે જશોદા જયારે ગંગામાં નાહવા ઉતરી તે વખતે તેણે પગનાં લંગર પહેર્યાં હતા તેમાંનું એક લંગર પાણીમાં પડી ગયું અને નદીને તળીએ જઇ બેઠું, બહાર નીકળી જશોદાએ જોયું તો પગમાં માત્ર એકજ લંગર દીઠું; આથી તેણે પોતાને ધણીને કહી પાણીમાં ધણીએ તપાસ કરાવી પણ લંગર મળ્યું નહી. આથી તે ઉદાસ થઇ ગઇ અને જાત્રામાં તેનું દીલ બરાબર લાગ્યું નહી, પછી બધાં કાશીની જાત્રા કરી ગોકુળ મથુરાં તરફ વળ્યાં. ત્યાંથી બદ્રીનાથ અને કેદારનાથ તરફ જઇ જગન્નાથપુરી તરફ થઇ, સેતબંધુ રામેશ્વરની જાત્રા કરી મુંબઇ થઇ પાછા ઘર તરફ વળ્યાં. તો બરાબર બે વરસ અને નવ મહીને જાત્રા કરી માણસ દીઠ રૂપીયા પાંચસે ખરચી ઘેર આવ્યાં !

હવે ઘેર આગળ એવું બન્યું હતું કે, જે દીવસે કાશીની જાત્રા હતી, તેજ દીવસે ઘર આગળ કાન્તા વહુએ સાફ દીલથી પોતાના પતિ તરફ પૂજય ભાવ રાખી, પાણીની એક કથરોટ ભરી નાહવા બેઠી, અને કથરોટની અંદરના પાણીને ગંગાજી માની તેના વતી પોતાનું શરીર પાક કરવા બેઠી. નેકનામ પતિવ્રત પાળનારી આ સાધ્વી સ્રીએ જયા ત્રણ કળશીયા ભરી પોતાનું શરીર સાફ કર્યું, અને ચોથો લોટો ભરવા જાય છે તો તેને કથરોટમાં સોનાનું લંગર માલમ પડયું, તે લઇ જોતાં પોતાની સાસુના લંગરને બરાબર મળતું આવ્યું. પછી નાહીને શરીર પવિત્ર કરી ધોએલાં કપડાં પેહરી ઇશ્વરની ભકિત કરવા બેઠી. બરાબર બે એક કલાક એક ચિત્તથી ઇશ્વરની બંદગીમાં લીન થયા પછી ઉઠી તેણે પેલું લંગર કબાટમાં મૂકયું, જાત્રાનો સંઘ જયારે • લગભગ પોણા ત્રણ વરસે જયારે રખડતો રખડતો ઘેર આવ્યો, ત્યારે સાસુએ વહુને કહ્યું, "વહુજી ! અમે તો હજારો રૂપિયાનો ખરચ કરી લાખો રૂપિયાની હાડમારી ભોગવી ઘણાં પૂન્યનું

કામ કરી આવ્યા. તમે સાથે હોત તો તમને પણ જાત્રાનો લાભ મળત." આ વખતે ચતુર વહુએ જવાબ આપ્યો કે, "પૂજય સાસુજી ! અમારે તો તમારા વડીલોના પ્રતાપે ઘેર બેઠાંજ ગંગા ફળે છે, અને જો તેની ખાત્રી કરવી હોય તો હમણાંજ હું આપને તેની સાબીતી બતાવું છું." એમ કહી તેણે કબાટમાં મુકેલું લંગર પોતાની સાસુના હાથમાં આપ્યું. જશોદા આ લંગર જોઇ સ્તબ્ધજ થઇ ગઇ. એટલે કાન્તાએ લંગર કેમ હાથ આવ્યું તેનો બધો હેવાલ કહ્યો. આ સાંભળી ઘરનાં બધાં માણસો નવાઇ પામ્યાં, અને વહુની આસ્થા જોઇ તેને ધન્યવાદ આપ્યો અને બધાં એકી અવાજે બોલી ઉઠયા કે "ખરેખર મન ચંગા તો કથરોટમેં ગંગા".



## એકીન બડા કે પીર ?

### ખાસડાની કબરપર બાદશાહે રાખેલું એકીન.



એક વખત અકબરશાહે બીરબલને પૂછયું કે "બીરબલ ! એકીન બડા કે પીર !" બિરબલે જવાબ આપ્યો, કે "જહાંપના ! પીર કરતાં એકીન વધારે મોટું." પાદશાહે કહ્યું "બીરબલ તું તો દિવાનો થઇ ગયો છે કે શું ? પીર કરતાં તે એકીન મોટું હોઇ શકે ? જો પીર ન હોય તો માણસને એકીન આવેજ કેમ ?" બીરબલે કહ્યું, "બંદેનવાજ ! બેઅદબી માફ કરશો પણ જો એકીનજ ન હોય તો પથરના પીરને માનેજ કોણ ?" આ સાંભળી બાદશાહને ગુસ્સો ચડયો એટલે તેણે પોતાનું ખાસડું લઇ બીરબલ તરફ ફેંક્યું. બિરબલે જોયું કે પાદશાહ તપી ગયો છે, એટલે તેણે ગુપચુપ ખાસડું ઉપાડી રૂમાલમાં વીંટાળી ત્યાંથી ચાલતો થયો. બિરબલે નક્કી કર્યું, કે બાદશાહને બતાવી આપવું જોઇએ કે પીર કરતાં એકીન મોટું છે. આમ વિચારી તેણે ગામ બહાર જઇ ફકીરનો વેશ પહેરી લીધો. પછી ગામથી જરા દૂર આવેલી એકાંત જગાએ એક ઝુંપડું બાંધી તેની વચ્ચે ખાડો કરી તેમાં પેલું ખાસડું દાટી ઉપર કબરના જેવું કરી બેઠો, અને કોઇ ઓલ્યા પીરની કબર હોય એવો ડોળ રાખ્યો, રસ્તેથી જતા આવતા લોકો મારફત આ પીરની વાત ગામમાં ફેલાઇ. બિરબલે પીરનું નામ

" એકિનશાહ પીર " રાખ્યું હતું. એટલે ગામમાં એકીનશાહ પીરની માનતાઓ થવા લાગી. બિરબલ માનતા કરનારને ખાસ કહેતો કે જો તમે એકીન રાખશો તો તમારી માનતા પાર પડયા વિના રહેવાનીજ નથી. લોકોના એકીન એટલે આત્મ વિશ્વાસને લીધે માનતાઓ સફળ થવા લાગી. આથી તો ગામમાં એકીનશાહ પીર સંબંધી અદ્ભુત વાતો થવા માંડી. એમ કરતાં કરતાં એકીનશાહ પીરની આ ખ્યાતિની વાત ઠેઠ પાદશાહની કચેરી સુધી પહોંચી અકબરશાહની હિંદુ રાણી જોધબાને આ વાતની ખબર પડતાં તેણે પુત્રને માટે એકીનશાહ પીરની માનતા કરવાની શાહને ભલામણ કરી. પાદશાહ પણ પોતાને ત્યાં સંતાન થએલું જોવાને ઘણો આતુર હતો. આથી એકીનશાહ પીરના વખાણનું બણગું સાંભળી તે ત્યાં ગયો, અને ફકીરને પોતાની મુરાદ જણાવી કહ્યું, કે "જો મારે ત્યાં ફરજંદ થાય તો એકીનશાહ પીરની કબર સોન ાનીકરાવી આપું". બીરબલે જોયું કે, હં! પાદશાહ અંતે પહોચ્યો છે ખરો! આથી તેણે પાદશાહને બાર દફને કહ્યું, કે "એકીનશાહ પીરની માનતા કદી નિષ્ફળ ગઇજ નથી, માટે જો તમે બરાબર એકીન રાખશો તો તમારી મુરાદ જરૂર પાર પડશે " પાદશાહ માનતા કરી એકીન રાખી ત્યાંથી ઘેર આવ્યો. બરાબર બન્યું એવું કે થોડા વખત પછી પાદશાહની રાણીને ગર્ભ રહ્યો. આથી પાદશાહ કબર પાસે દરરોજ આવવા માંડયો, અને એકીન રાખી ખુદા પાસે એક પુત્રની માગણી કરતો. અંતે પુરા માસ થયે તેની રાણી જોધબાએ એક પુત્રને જન્મ આપ્યો. બાદશાહ આથી ઘણોજ ખુશી થયો, અને મોટા રસાલા સાથે કેટલુંક સોનુ સાથે લઇ એકીનશાહ પીરની કબર સોનાની બંધાવી દેવા ચાલ્યો. ત્યાં જઇ ફકીરને પગે પડયો, અને પીરની કબર સોનાની બાંધવા માટે કબર ખોદાવવા મંડયો તો અંદરથી પીરને બદલે કપડું વીંટેલું પેલું ખાસડું નીકળ્યું. બીરબલે તે લઇ બાદશાહના હાથમાં આપ્યું અને કહ્યું, કે " બંદેનવાજ આ ફકીર બીજો કોઇ નહિ, પણ આપનો તાબેદાર બીરબલ જ છે. અને આ પીર નહિ પણ કપડામાં વીંટાળેલું આપનું ખાસડુંજ છે!" બાદશાહે જોયું તો પોતાનું ખાસડુંજ દીઠું આથી બાદશાહ ખુશી થયો અને તેની ખાત્રી થઇ કે "ખરેખર! પીર કરતાં એકીન વધારે *મોટું છે" આથી તેણે બીરબલને પોતાના દરબારમાં માન સહીત પાછો બોલાવ્યો, અને કબર બંધાવવા લાવેલું સોનું બીરબલને બક્ષીશ આપ્યું.



# ખુબસુરત પતિવ્રતા રાણીએ જાળવેલી આબરૂ.



### બદી ઉપર થએલી નેકીની ફતેહ

| | |
|---|---|
| કાં નીર ભરે, ધર દીલ ધીરે, | ધીરજ વન પામે સુખ નહી. |
| મુશ્કીલ તારી આસાંન કરે, | યજદાન, હરે દુઃખ વિપત કંઈ. |
| દીલ હુમ ધરી, કર સબર જરી, | ભવ સબર વિના તું જાશે હરી. |
| છે સબર ઉપર બાજી જગની, | જાણી લે રચાઈ છે જબરી. |

વિજયપુર નામે એક ગામમાં છત્રસિંહ નામે રાજા રાજ કરતો હતો. તેના અદલ ઇન્સાફને લીધે સઘળી પ્રજા આબાદ અને સંપૂર્ણ રીતે સુખી હતી. ચોર અને લુટારાનું તો તેના રાજમાં નામ સરખુંએ ન હતું. આ રાજા દયાળુ, અને ન્યાયી ધીરજવાળો, અને પરાક્રમી હતો, એટલુંજ નહિ પણ આ બધા ગુણ ઉપરાંત તેને ધર્મ ઉપર સારી આસ્થા હતી. માણુસનામાં બીજા ગમે તેટલા અવગુણો હોય પણ માત્ર એકજ ગુણ–ધર્મમાં શ્રધ્ધાનો–હોય તો ભવિષ્યમાં તેનું આચરણ સુધરવાનો ઘણો સંભવ છે. આ રાજા પણ તેના ઉમદા સદ્-ગુણોને લીધે રૈયતમાં ઘણોજ માનીતો થઇ પડયો હતો. રાજ્યની આબાદી ને લીધે તેની આસપાસના બીજા રાજાઓને તેની અદેખાઇ થવા લાગી, અને તેમણે સંપ કરી વિજયપુર ઉપર ચડાઇ લાવવાનું નક્કી કર્યું. આ એકત્ર થએલાં રાજ્યોનું એક મોટું લશકર વિજયપુર ઉપર ચડી આવ્યું. છત્રસિંહ આ અણધારેલી આફત આવી પડવાથી ગભરાઇ ગયો, અને કંઇ તૈયારી ન હોવાથી પોતાનો અને પ્રજાનો પ્રાણ બચાવવા ખાતર અર્ધી રાતે પોતાની રાણી તથા બે બચ્ચાંઓ સાથે નાશી છુટયો. દુશમનોની બીકને લીધે સવાર થતાં સુધી તેણે પોતાના ઘોડાઓને ગમે તે દિશામાં મારી મુકયા. સવાર પડતાંજ એક મોટું જંગલ આવ્યું; આ જંગલમાં દાખલ થયા પછી તેમણે વિસામો લેવા તથા કંઇ તરફ જવું એ એ નક્કી કરવા ખાતર ત્યાં મુકામ કર્યો. હજુ તો ઘોડા ઉપરથી ઉતરી હાથ પગ ધોઇ જરા વિસામો લેવાની તૈયારી કરે છે, તેવામાં દશ પંદર હથીઆરબંધ માણસોનું લુટારૂ ટોળું તેમની પાસે આવીને તેના બંને કુંવરો કે જેના શરીર ઉપર ઘણુંાંજ કિંમતી દરદાગીનાઓ હતા! તેને ઉપાડીને ચાલતું થયું, અને રાજા રાણી જો કાંઇ ગડબડ કરે તો તેને ત્યાંજ ઠાર કરવા જણાવ્યું.

બીકને લીધે આ બંને જણાઓ પોતાના પ્રાણ બચાવવા ખાતર ત્યાંથી નિરાશ થઇ ચાલતાં થયા.

બીજા દિવસનું સવાર થતાંજ આ દુર્ભાગી જોડું એક શહેરની નજદીક આવી પહોંચ્યું. આ વખતે તેની રાણી કે જેણે મહેલની બહાર એક પગ પણ મુકયો ન હતો, તે બબ્બે દિવસના અવિરત શ્રમને લીધે ભુખી અને તરસી બેભાન જેવી થઇ ગઇ, તેને શુધ્ધમાં લાવવા રાજા તેને ત્યાંજ મુકી પાસેના શહેરમાં કંઈ ખાવાનું તથા પાણી લાવવા ગયો. હવે એવું બન્યું કે રાજા શહેરમાં ગયા પછી તે શહેરનો એક પઠાણ ફરતો ફરતો રાણી પાસે આવી ચડયો. આવી રૂપાળી સુકોમળ સ્ત્રીને એકલી જોતાંજ તેની દાનત બગડી. આથી તે તેને ખભે નાખી માથે કપડું લપેટી છુપી રીતે પોતાને ઘેર લઇ આવ્યો. ઘેર લાવી પાણી છાંટી તેને જાગૃત કરી. હાય ! બિચારી નિરાધાર રાણી પઠાણનું ઘર તથા તેને પોતાની પાસે બેઠેલો જોતાંજ બધું સમજી ગઇ, અને પોતાને જયાં હતી ત્યાં મુકી આવવા પઠાણને વિનંતિ કરવા લાગી. પણ આ દુર્ભાગી સ્ત્રીનું કહેવું બધુંજ વ્યર્થ ગયું. અને વજ્ર જેવી કઠોર છાતીવાળા પઠાણ ઉપર તેના કહેવાની જરા પણ અસર થઈ નહિ. રાણીએ જોયું કે પઠાણ ગમે તેટલું કહ્યાં છતાં પણ જરા પણ પીગળતો નથી, માટે હવે જો હિંમતથી યુકિત પ્રયુકિત કરી આબરૂની સંભાળ નહિ કરૂં તો થોડા વખતમાંજ માર પતિવ્રતનો ભંગ થશે, અને મારૂં જીવન કલંકિત અને વિષમય થઈ જશે. આમ વિચારી તેણે એક યુકિત શોધી કાઢી અને પઠાણને કહ્યું, "જો તારી મરજી મને તારા ઘરમાંજ રાખવાની હોય તો ભલે. તે મને કબુલ છે, કારણ કે આવી નિરાધાર સ્થિતિમાં મને પણ કોઇનો આશ્રય લેવાની જરૂર પડશેજ, માટે જો તુંજ મને તારા ઘરમાં સારી રીતે રાખતો હોય તો મને તારી સાથે રહેવામાં કશો વાંધો નથી, પણ તારે મારી એક શરત કબુલ રાખવી જોઇશે. મેં હાલમાં એક વ્રત લીધું છે. તે વ્રતમાં એક એવો નિયમ છે કે એક વરસ સુધી વ્રત કરનાર માણસોએ બ્રહ્મચર્ય પાળવું જોઇએ. આ શરત મુજબ મારે તારા ઘરમાં રહ્યા છતાં એક વરસ સુધી તો તારાથી અલગજ રહેવું જોઈશે". પઠાણને આ શરત કંઇ ગમી નહિ, પણ રાણીની હઠ આગળ તેનું કંઇ ચાલ્યું નહિ, એટલે તે એક વરસની આશાએ દિવસો ગણવા લાગ્યો.

હવે આ તરફ એવું બન્યું કે રાણીને બેશુધ્ધ મુકી રાજા શહેરના દરવાજામાં આવ્યો, એટલે પહેરગીરોએ તેને પડપુછ કરીને રાજાનો મહેલ બંધાતો હતો ત્યાં કામ કરવા લઇ ગયા. આ ગામનો રાજા એવો તો જુલમી હતો કે

જે કોઇ નવો માણસ ગામમાં દાખલ થવા આવે તેને પોતાનો એક મહેલ બંધાતો હતો ત્યાં મજુરી કરવા લઇ જતો. છત્રસિંહને પણ નવો માણસ સમજી તેને પણ પહેરગીરો મહેલ બંધાતો હતો ત્યાં મજુરી કરવા લઇ ગયા. છત્રસિહ તો આ બધું જોતાંજ આભો બની ગયો, અને પેલા પહેરગીરોને પોતાને છોડી દેવા આજીજી કરવા લાગ્યો, પણ પહેરગીરોએ તેને છોડયો નહિ. આથી હતાશ થઇ આ રાજા "હુરદમ સબર - ખુદા સબર" એવું વિચારી દીલાસો લઇ કામ કરવા લાગ્યો.

હવે એવું બન્યું કે થોડી મુદતમાંજ શહેરનો આ જુલમી હાકેમ મરણ પામ્યો, પણ તેને કંઇ ફરજંદ ન હોવાથી તેની ગાદીને માટે ગડબડ ચાલી. અંતે બધાએ મળી કોઇ લાયક રાજા ચુંટી કાઢવાનું નક્કી કર્યું. છત્રસિંહ રાજા છુપા વેશમાં એક મજુરની માફક મજુરી કરતો હતો, છતાં તેનો રાજવંશી ભવ્ય ચહેરો, વિશાળ છાતી, અજાન બાહુ, વગેરે તેના રાજબીજની ખાત્રી આપતા હતાં. અમીર ઉમરાવો એક લાયક રાજબીજની તપાસમાં હતા તે વખતે તપાસ કરતાં કરતાં વજીરની નજર છત્રસિંહ ઉપર પડી. તેના રાજચિહનો જોતાંજ વજીરે તેને પોતાની પાસે બોલાવી કેટલીક હકીકત પુછી. ત્યાર પછી વજીરે બધા અમીર ઉમરાવોની એક સભા બોલાવી તેની સમક્ષ આ છત્રસિંહને બોલાવી જરા પણ સંકોચ વિના સાચેસાચી હકીકત રજુ કરવા જણાવ્યું. છત્રસિંહે પહેલેથી છેલ્લે સુધી પોતાની સર્વ હકીકત બધા સમક્ષ કહી સંભળાવી. તેની આ દયાજનક હકીકત સાંભળી બધા ઉમરાવો ચકિત થઇ ગયા, અને રાજબીજ છતાં દુઃખ સહેવાની તેની આટલી બધી હિંમત જોઇ તેને ધન્યવાદ આપવા લાગ્યા. અંતે બધાએ મળી તેનેજ રાજા તરીકે પસંદ કર્યો; અને રાજયાભિષેકની સર્વ ક્રિયા વિધિસર કરી તેને ગાદીએ બેસાડયો.

જે લુટારાઓ છત્રસિંહના બંને કુંવરોને જંગલમાંથી દ્રવ્ય સહિત ઉંચકી ગયા હતા તેઓએ તેમના દાગીના ઉતારી લઇ આ શહેરના એક સોદાગરને ગુલામ દાખલ વેચ્યા હતા. સોદાગર જયારે જયારે આ છોકરાઓને તેની હકીકત પુછતો ત્યારે તેઓ કહેતા કે અમે છત્રસિંહ રાજાના પુત્રો છીએ. છત્રસિંહ ગાદીએ આવતાંજ તેનું નામ આખી પ્રજામાં ગાજી ઉઠયું, કારણકે તેણે પોતાના સ્થાનપર આવતાંજ રાજમાં બધો ફેરફાર કરી નાખ્યો. જુલમ અને લુટફાટને બદલે સત્ય અને ઇન્સાફનું રાજ ચાલુ થયું. સોદાગરને આ નવા રાજાનું નામ સાંભળી અંદેશો થયો, કે આ બંને છોકરાઓ આ નવા રાજાના તો નહિ હોય ? આમ વિચારી તે પેલા બંને છોકરાઓને લઇ છત્રસિંહ રાજાની હજુરમાં

ગયો, અને ત્યાં જઈ આ છોકરાઓ સંબંધી બધી હકીકત કહી સંભળાવી રાજાએ તરત પોતાના બંને કુમારોને ઓળખી પોતાની ગોદમાં લીધા અને પેલા સોદાગરને ઘણું દ્રવ્ય આપી ઘણો નવાજયો.

હવે છત્રસિંહની સબુરીનો ત્રીજો બદલો તેની રાણીને મળવાનો હતો. છત્રસિંહ જો કે રાજા થયો હતો. પણ પોતાની રાણીનું શું થયું હશે એ વિચારથી હમેશાં ગમગીન રહેતો. જે પઠાણ આ ખુબસુરત રાણીને પોતાના કબજામાં રાખી બેઠો હતો તે આ નેકબખ્ત ઓરતની આબરૂ લેવા ઘણો પ્રયત્ન કરતો, નેકજાત પતિવ્રતા રાણી નવી નવી તદબીરો રચી તેને પોતાનાથી દુરજ રાખતી. પઠાણની આ વાત તેના પાડોશીઓના જાણવામાં આવતાંજ તેઓએ કોટવાલ આગળ ફરીઆદ કરી કે આ પઠાણ એક ખુબસુરત ખાનદાન કુટુંબની બૈરીને કયાંયથી ઉંચકી લાવ્યો છે, અને તેની આબરૂ ઉપર હાથ નાખવાનો નીચ હુમલો કરવાની તૈયારીમાં છે. કોટવાલે તરતજ આ પઠાણને તથા રાણીને પકડી છત્રસિંહ રાજાની હજુરમાં ઉભા કર્યા. રાજા તો આ સ્ત્રીને જોતાંજ હર્ષઘેલો થઈ ગયો, અને રાજા રાણી બંને એક બીજાને હર્ષથી ભેટયાં. કચેરી માંહેના સઘળા માણસો આ દેખાવ જોઈ ઘણીજ નવાઈ પામ્યાં. પછી ન્યાયની ખાતર તથા લોકોની જાણ માટે રાજાએ આખી પ્રજા સમક્ષ રાણીને પોતાની હકીકત જાહેર કરવા ફરમાવ્યું. આ સતી રાણીએ પોતે પોતાની બધી હકીકત તથા આ પઠાણના હાથથી પોતાના પતિવ્રતનો બચાવ કેવી રીતે કર્યો તે બધું પ્રજા સમક્ષ કહી સંભળાવ્યું. રાણીની હકીકત સાંભળી લોકો પઠાણ ઉપર તિરસ્કારનો વરસાદ વરસાવવા મંડયા અને રાણીની હીકમત તથા બહાદુરી માટે તેના એકી અવાજે વખાણ કરવા લાગ્યા. અંતે રાજાએ પેલા પઠાણને ફાંસીનો હુકમ કર્યો અને રાણીને તેની હિંમત માટે શાબાસી આપી, પોતાની રાણી તરીકે ભારે સન્માન કરી કબુલ રાખી. ત્યાર પછી રાજાએ વિજયપુરના પેલા જુલમગાર રાજા ઉપર ફોજ મોકલી તેને ત્યાંથી નસાડી પોતાનું મૂળ રાજ પણ પાછું મેલવ્યું.

આ વાતથી વાંચકોને જણાશે કે દર વખતે દુઃખમાં સબુરી અખત્યાર કર્યાથી, સર્વ શકિતમાન પ્રભુ તેનાં કેવાં મીઠાં ફળ આપે છે, અને બદી ઉપર નેકીની કેવી ફતેહ થાય છે.



# પાંચ અસરફીથી મળેલી પાદશાહી.

---

**જાતી સ્વભાવ**

ખરને ખુબ જતન કરી, મખમલ દીયો મઢાય,
ભુંકી પડે ભભુતમાં, જાતી સ્વભાવ ન જાય. ૧.
મોર મધુર શબ્દો વદે, સુણી જન સૌ હરખાય,
વખત મળે વિખધર ગ્રહે, જાતી સ્વભાવ ન જાય. ૨.
શુરો લડે રણુ ખેતમાં, ઘુંમત લાગે ઘાય,
શીર પડે તો પણુ લડે, જાતી સ્વભાવ ન જાય. ૩

---

કાસ્મીરમાં મોહનલાલ નામે એક પૈસાદાર સરાફ રહેતો હતો. તેને મોતીલાલ નામે એક દીકરો હતો. મોહનલાલ જો કે સઘળી રીતે સુખી હતો, પણ તેને સંતતિ તરફનું સુખ હતું નહિ; કારણુ કે સંતતિમાં માત્ર તેને મોતીલાલ નામનો એકજ પુત્ર હતો. તે પણુ એવી તો ખરાબ સોબતમાં પડયો હતો કે તેણે કાળા અક્ષર તો કુટીજ માર્યા હતા, નીતિ અને ધર્મ તો તેનાથી તેર ગાઉ દૂર જતા. ચોરી, જુગાર, અને વ્યભિચાર એકજ તેની દીનચર્યા (દિવસનું કામકાજ) હતું. મોહનલાલે મોતીલાલને સુધારવા ઘણો પ્રયત્ન કર્યો પણુ તે બધો વ્યર્થજ ગયો, અંને મોહનલાલે તેના સુધરવાની આશા છોડી. અંતે પોતે જ્યારે મરણુ પથારીએ પડયો, ત્યારે તેણે મોતીલાલને છેલ્લી વખત થોડીક શિખામણુ દેવા પોતાની પાસે બોલાવ્યો.

મોહનલાલે કહ્યું, " બેટા ! હું હવે આ દુનિયામાં માત્ર થોડા દહાડાનોજ મ્હેમાન છું; આ માંદગીમાંથી હું હવે ઉઠવાનોજ નથી. હવે હું અધુરા કલાકો પુરા કરૂંછું, તો મરતાં પહેલાં મારે તને કેટલીક શિખામણુ આપવાની જરૂરછે. જો કે આજ દિવસ સુધી આપેલી બધી શિખામણોને તેં સમુદ્રમાંજ પધરાવી છે, છતાં મારા મરણુ પછી આ બધી દોલત તારા હાથમાં આવતાં તું તારા બુરા વ્યસનમાં ન ગુમાવી બેસે, અને કદાચ ગુમાવી બેસે તોપણુ કદાચ મારી શિખામણુ પ્રમાણે ચાલતાં સુખી થાય; માટે અંતકાલને વખતે અત્યારે હું તને થોડાક શબ્દો કહેવા માગું છું. જો તું તે પ્રમાણે ચાલશે તો ભવિષ્યમાં સુખી થશે, નહિતર દુખ તો છે જ.

બાપને મરતી વખતે સારૂં લગાડવા ખાતર મોતીલાલે કહ્યું, " હે પૂજ્ય પિતા ! આપ જે શિખામણુ આપશો તે પ્રમાણે ચાલવા હું તૈયાર છુ".

મોહનલાલે કહ્યું:—"બેટા ! મારી પાંચજ શિખામણો તું હૃદયમાં કોતરી તે પ્રમાણે ચાલીશ તો કદી પણ તને દુ:ખ પડવાનુંજ નથી.

પહેલું:—જુગાર, વ્યભિચાર, અને ખરાબ સોબતનો ત્યાગ કરજે.

બીજું:—દૈવ જોગે કદાચ દુ:ખ આવી પડે તો સબુરી રાખી મુસાફરી કરજે.

ત્રીજું:—પરદેશ જાય ત્યારે સાથે કોઈ જીવ રાખજે, એકલો જતો ના.

ચોથું:—કોઇ પાંચ માણસ કહે તેમ કરજે.

પાંચમું અને છેલ્લું:— દોસ્તી કરે તો કોઇ સારા કુળવાન આબરૂદારની કરજે."

આટલું કહ્યા પછી મોહનલાલનો આત્મા પોતાના કામનો જવાબ આપવા કિરતાર હજુર રવાનો થયો. મોતીલાલે બાપના મરણ થતાંજ તેની શિખામણો તેના કફન સાથે બાંધી બાળી મુકી, અને બાપનું બારમું વગેરે ક્રિયા કરી પોતાના હંમેશનાં કામો—ચોરી, જુગાર, વ્યભિચાર વગેરે-અગાઉની માફકજ કરવા લાગ્યો, એટલુંજ નહિ પણ બાપની દોલત હાથમાં આવતાં પૈશાના બળે છૂટથી આ બધાં કામો કરવા લાગ્યો. મોહનલાલની દોલત મોટી હતી, પણ બુરા વ્યસનોમાં અને ખરાબ સોબતમાં તેણે સઘળી બરબાદ કીધી. અંતે થોડા વખતમાં તે ભીખારી જેવી હાલતમાં આવી ગયો. આ વખતે તેના બધા સ્વાર્થી મિત્રો પણ તેનાથી દૂર ગયા અને કોઇએ એક પાઇ સરખી પણ આપી નહિ. આ વખતે મોતીલાલની શુધ જરાક ઠેકાણે આવી, અને તેણે પોતાના બાપની વસીઅત મુજબ ચાલવા ઠરાવ કર્યો.

બીજી શિખામણ પ્રમાણે મોતીલાલે આવી ખરાબ હાલતમાં સબુરી રાખી મુસાફરી કરવાનું નક્કિ કર્યું, અને કોઇ ન જાણે તેમ શહેરમાંથી છુપી રીતે નીકળી ગયો. રસ્તામાં ચાલતાં તેને બાપની ત્રીજી શિખામણ યાદ આવી, કે મુસાફરીમાં કાંઇ પણ જીવ સાથે રાખજે. આ ઉપરથી તેણે નદી કાંઠેથી એક કરચલો લઇ એક માટીના વાસણમાં પુરી સાથે રાખ્યો. ચાલતાં ચાલતાં થાકી ગયો ત્યારે તેણે એક ઝાડ નીચે ઉતારો કર્યો, અને થાકને લીધે થોડોક વખત ઉંઘી ગયો. ઝાડ ઉપરના જનાવરોએ એક માણસને માટલા સાથે સુતેલો જોઇ શોર મચાવવા માંડયો. આ સાંભળી પાસેના એક દરમાંથી ઝેરી અજગર બહાર આવ્યો. તેણે માટલું જોઇ તેમાં મોઢું નાખ્યું. અજગરે માટલામાં જેવું મોઢું નાખ્યું તરતજ કરચલે તેનું મોઢું મજબુત પકડી લીધું; અજગર મોઢું છોડવવા પછાડા મારવા લાગ્યો. અજગરના પછાડાથી મોતીલાલ જાગી ગયો, અને જુએ છે તો એક ઝેરી અજગરને કરચલાના મોઢામાં સપડાએલો દીઠો. તુરતજ તેણે મોટે

પત્થર લઇ અજગરનો મોક્ષ કરી દીધો ! અને બાપની શિખામણ પ્રમાણે ચાલવાથી પોતાનો જીવ બચ્યો માટે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો.

ત્યાંથી ચાલ્યા પછી મોતીલાલ એક જંગલમાં આવી ચડયો. આ જંગલમાં એક બાવો ઝુંપડી કરી રહેતો હતો. તે પાસેના ગામમાંથી કાંઇ માગી લાવી પોતાનું ગુજરાન ચલાવતો. મોતીલાલે જંગલમાં આ ઝુંપડું જોઇ તેમાં રાત ગાળવાનો વિચાર કર્યો. પાસે જઇ જુએછે તો બારણું અંદરથી બંધ દીઠું, એટલે પોતે બાવાને ન જગાડતાં બહાર ઓટલા ઉપર જ પડી રહ્યો. સવાર પડતાંજ પાસેના ગામના પાંચ વાણીઆઓ તે જંગલમાં થઇ બીજે ગામ જતા હતા. તેમણે વિચાર કર્યો કે બાવો કાલ રાતે ગામમાં આવ્યો નથી, માટે ચાલોને તપાસ કરીએ. એમ ધારી તેઓ ઝુંપડી પાસે આવ્યા તો ઝુંપડું અંદરથી બંધ દીઠું. એટલે તેમણે ઘણી એક બૂમો પાડી પણ કંઈ જવાબ ન મળવાથી તેઓને વધારે શક પડયો, આથી તેમણે બારણાનું કમાડ ઉઘાડી અંદર જઇ જોયું તો બાવાને મરેલો દીઠો. પેલાઓએ વિચાર કર્યો કે જો આ બાવાને અગ્નિસંસ્કાર કરીએ તો ઘણુંજ પૂન્ય થાય, પણ તેમનાથી તેટલો બધો વખત રોકાઇ શકાય તેમ ન હોતું; કારણકે સામે ગામ તેમને ઘણું જરૂરી કામ હતું. આથી તેઓએ મોતીલાલ જે ઓટલા ઉપર સુતો હતો તેને કહ્યું, કે “ જો તું આ સાધુને અગ્નિસંસ્કાર કરે તો અમે પાંચ જણાઓ મળી તને પાંચ રૂપિયા આપીએ.” મોતીલાલે પ્રથમ ના કહી એટલે બિચારાઓ લાચાર થઇ ત્યાંથી ચાલતા થયા. તેઓ થોડેક દૂર ગયા એટલામાં મોતીલાલને બાપની શિખામણ યાદ આવી કે પાંચ માણસનું કહ્યું માનવું. આથી તેણે પેલાઓને પાછા બોલાવી સાધુને બાળવા હા કહી. એટલે પેલા વાણીઆઓ ખુશી થયા અને તેને પાંચ રૂપિયા આપી ત્યાંથી ચાલતા થયા. મોતીલાલે વિચાર કર્યો કે આથી તો બે પ્રકારનો લાભ થશે. એક તો સાધુને અગ્નિસંસ્કાર કરવાનું પૂન્ય થશે, અને બીજું આ પાંચ રૂપિયા અત્યારે પાંચ મહોરની ગરજ સારશે. પછી તેણે લાકડાં ભેગાં કરી ચિતા ગોઠવી ઉપર સાધુને સુવાડી તેને માથે ગોદડી ઢાંકવા તેની ગોદડી હાથમાં લીધી તો ગોદડી ભારે લાગી. આથી બારીકાઇથી તપાસ કરતાં તેને અંદરથી એક હજાર અસરફી (મહોર) મળી આવી. બાપની શીખામણ પ્રમાણે ચાલ્યાથી આટલી પુંજી પાછી મળી તેથી તે ઘણો ખુશી થયો અને સાધુને અગ્નિસંસ્કાર કર્યા પછી પાસેના શહેરમાં ગયો.

એક હજાર અસરફી (મહોર) મળવાથી મોતીલાલના પગમાં ઘણું જોર આવ્યું, અને તેણે એક સોદાગરની પેઠી નાખવા વિચાર કર્યો. સોદાગરબજારમાં

તેણે એક સારી દુકાન ખોલી, અને ધીમે ધીમે તે સારા આબરૂદાર માણસોની સોબત શોધવા લાગ્યો. એ શહેરમાં એક માતબર સોદાગર રહેતો હતો. તેની પેઢીએ એક દિવસ મોતીલાલ ગયો. સોદાગરે તેને સારૂં સન્માન આપી બેસાડયો અને તેની સાથે નીચે મુજબ વાતચિત કરી.

સોદાગરઃ—કેમ સાહેબ, આપને શું કામ છે?

મોતીલાલઃ-આ શહેરમાં મેં હમણાંજ એક સોદાગરની દુકાન ખોલીછે. મારા બાપે મરતી વખતે સારા માણસની દોસ્તી કરવાની શિખામણ આપીછે. તે મુજબ આ શહેરમાં આવી તમારી આબરૂ સાંભળી આજ તમોને સલામ કરવા આવ્યો છું.

સોદાગરઃ-તમારા બાપનું નામ શું, અને તમે કયા ગામથી આવો છો?

મોતીલાલઃ-મારૂં વતન કાશ્મીરમાં છે. મારા બાપનું નામ મોહનલાલછે. તે ઘણો દોલતમંદ સરાફ હતો. હું તેનો બેટો થાઉં છું.

સોદાગરઃ--મારા સાંભળવામાં આવ્યું છે, કે મોહનલાલનો છોકરો જુગારી અને બદચાલનો છે.

મોતીલાલઃ-આ હું તેજ તમારો સેવક છું. બુરી સંગતથી હું પાયમાલ થઇ ગયો છું, છેવટે લાચારીથી મારે મુસાફરીએ નીકળવું પડયું છે. હવે મેં મારા બાપની નસીઅત મુજબ ચાલવાનો ઠરાવ કર્યોછે, અને તેથીજ તમારા જેવા લાયક ગ્રહસ્થની સોબતથી ફાયદો મેળવવા ઉમેદ રાખુંછું.

સોદાગરઃ-તમારી ચાલચલણમાં આટલો બધો સુધારો થએલો જોઇ હું ઘણોજ ખુશી થયોછું. તમારા બાપ ઘણા આબરૂદાર ગ્રહસ્થ હતા. તેમની સાથે મને મોટી લેવડદેવડ હતી. જેમાંના એક લાખ રૂપિયા તેઓ મારી પાસે માગે છે. જે હું તમોને આપુંછું. તમો પ્રસંગોપાત મારી પેઢીએ આવજો, અને હું તમોને સારા સારા ગ્રહસ્થો સાથે પીછાણ કરાવી તમારી સોદાગરીમાં વધારો કરાવી આપીશ.

સોદાગરે એક લાખ રૂપિયાની રકમ આપી, તે લઇ મોતીલાલ પોતાને મુકામે ગયો, અને સારી આબરૂ પ્રમાણે ચાલવાથી તેની સોદાગરીમાં વધારો થયો. ૭ માસ સુધી આ પ્રમાણે ચાલ્યું, તેટલામાં મોતીલાલે ઘણી સારી પુંજી એકઠી કરી પણ કમબખ્ત મોતીલાલના દિવસ પાછા ખરાબ આવ્યા, એટલે તેણે પાછો જુગાર રમવો શરૂ કર્યો, અને ધીમે ધીમે પાછલા બધા કામોનો ચાર્જ લેવા માંડયો. થોડી મુદતમાં પાછો રસ્તા માંહેના ભીખારીની સ્થિતિમાં આવીને ઉભો રહ્યો એટલે બધા સારા માણસોએ તેને પોતાની સોબતમાંથી દૂર કર્યો.

મોતીલાલે સારા વખતમાં એક મહેતો રાખ્યો હતો, તેનો પગાર ઘણોજ ચડી ગયો હતો; પણ તે ચુકવવા જેટલા પણ પૈસા તેની પાસે ન હતા. મહેતો પગાર માટે તકાદો અને ફજેતી કરવા લાગ્યો, આથી તેને હાથતાલી આપી બીજે ગામ નાસી જવાનો મોતીલાલે વિચાર કર્યો; પણ મહેતે તેનો પીછો છોડયો નહિ. જ્યાં મોતીલાલ જાય ત્યાં મહેતો પણ તેની પુંઠે જતો. એક દિવસ મોતીલાલ તથા પેલો મહેતો બંને ચાલતા ચાલતા એક નદી આગળ આવી પહોંચ્યા. આ નદીને સામે પાર જવા માટે એક નાવ (હોડી) માં બેસવું પડતું; પણ હોડી પેલે પાર હોવાથી તેઓ એક ફકીરના તકીયા આગળ વિસામો લેવા બેઠા. ફકીરને જોઇ કુરનેસ બજાવી મોતીલાલે કહ્યું, "બાવા! કાંઇ વાત કરો કે જેથી અમારો વખત જાય." ફકીરે જવાબ આપ્યો કે "બચ્ચા, વાત કરવાના તો પૈસા પડે છે". મોતીલાલે કહ્યું, "તમે વાત તો કરો. ઉઠતી વખતે ગાંજાના પૈસા આપશું." ફકીરે કહ્યું, "નહિ બચ્ચા! એક વાતની તો એક અસરફી પડેછે." મોતીલાલે પોતાની બાકીની પુંજી જે પાઘડીમાં છુપાવેલી હતી તેમાંથી એક અસરફી આપી. આ અસરફી લઇ ફકીર બોલ્યો કે. "જા બેટા! હોડીમાં પેહલો જઇને બેસજે." આમ કહી ફકીર ચુપ રહ્યો, એટલે મોતીલાલ સમજ્યો કે એક અસરફીની આ એક વાત તો બહુ મોંઘી પડી. આથી તેણે બીજી વાત લંબાવવાને આજીજી કરી, પણ ફકીરે જવાબ દીધોકે બીજી વાતની બીજી અસરફી પડશે. મોતીલાલે બીજી અસરફી આપી. આ લઇ ફકીર બોલ્યો કે, "નાવમાંથી ઉતરે તો સહુથી છેલ્લો ઉતરજે." આટલું બોલી ફરી પણ સાંઇબાવા ચુપ થઇ બેઠા. જેથી મોતીલાલે ત્રીજી અસરફી આપી. ફકીરે ત્રીજી નસીઅત કીધી કે "પોતાનો વખત જોઇને વાત કરવી". ચોથી અસરફી લઇ કહ્યું, કે "કોઇની એબ ઉઘાડતો નહિ". છેવટે છેલ્લી એક અસરફી મળી તે લઇ ફકીરે શિખામણ દીધી કે "ગમે તેટલું અને તેવું કામ હોય પણ જો રજક (અનાજ) મળ્યું તો તે મુકીને જવું નહિ".

આ પ્રમાણે પાંચ અસરફીની પાંચ વાત ખરીદ કરી એટલામાં હોડી આવી એટલે મોતીલાલ હોડીમાં પહેલો ચડી બેઠો. તેને જોઇ પેલો મહેતોબી બેસી ગયો અને તેને કહેવા લાગ્યોકે "તું ખરેખર બેવકુફછે. નકામી પાંચ અસરફી ગુમાવી. તેમાંની બે મને આપી હોત તો તે લઇ હું મારે ઘેર આલ્યો જાત, અને તારા જેવા અનાડીની સાથે ન રહત; પણ હવે મારા હોડીના જેટલા તો પૈસા આપજે, કારણકે મારી પાસે એક પાઇ પણ નથી." મોતીલાલે કહ્યું, "ભાઇ મારી પાસે પણ કંઇ નથી તો હું તને તે ક્યાંથી આપું. મારા હોડીના બદલામાં હું આ

મારૂં કપડું આપવાનો છું." મહેતો ઘણો વિચારમાં પડયો પછી તેણે એક તાલ શોધી કાઢયો. કે મોતીલાલ તો સર્વથી છેલ્લો ઉતરશે, પણ હું ઉતારૂની ભીડમાં સર્વથી પહેલો ઉતરી જઇશ. એ આપતો મુઓ, અને હું લેતો પણ મુઓ. હોડી કાંઠે આવી એટલે પેલો મહેતો ગડબડમાંને ગડબડમાં ઉતરી આગળ ચાલ્યો, અને રખે તે કોઇ ટીકીટના પૈસા માગે એમ ધારી તે ઉતાવળો લાંબા પગલા ભરવા મંડયો. મોતીલાલે તો ફકીરના કહેવા પ્રમાણે છેલ્લું ઉતરવાનું રાખ્યું, પણ એવામાં તેની નજર અસરફીની થેલી ઉપર પડી. આ થેલી વહાણમાં કોઇ ભૂલી ગયું હતું. મોતીલાલે પોતાના નૂરના (ટીકીટના) પૈસાના બદલામાં પોતા પાસેની પછેડી (ધોતીયું) આપી અને થેલી લઇ સામેના ગામમાં ચાલ્યો ગયો. નદીને સામે કાંઠે ગામ હતું ત્યાં જઇ એક મકાન ભાડે લઇ વેપાર કરવા લાગ્યો.

પેલી તરફ ગભરાટમાં પડેલો મહેતો એકદમ લાંબા લાંબા ડગલા ભરતો ભરતો આડે રસ્તે ચડી ગયો, અને અંતે એક જંગલમાં જઇ ચડયો. જ્યાં તેણે વિચાર કર્યો કે અહિં આવ્યો તો ખરો, પણ જો હવે અહિંથી લાકડાનો ભારો કાપી જાઉં તો ગામમાં જતાં કાંઇ પૈસા ઉપજે તેમાંથી કાંઇ લઇ ખાઉં. આમ વિચારી તેણે લાકડાનો ભારો બાંધ્યો અને શહેર તરફ આવવા રવાના થયો. રસ્તો અજાણ્યો હોવાથી અર્ધિ રાતે ભટકતો ભટકતો ગામના દરવાજા પાસે આવ્યો. પણ તે વખતે દરવાજા બંધ હતા. આથી બિચારો નિરાશ થઇ ગામ બહાર સુઇ રહ્યો, અને સવાર થતાંજ ગામમાં દાખલ થવા દરવાજા પાસે તૈયાર થઇ રહ્યો.

હવે એવું બન્યું કે તેજ રાતે ગામનો રાજા લાંબી માંદગી ભોગવી પોતાની પાછળ કાંઇપણ સંતાન મુકીયા વગર મરણ પામ્યો. તેણે મરતાં મરતાં પોતાના અમીર ઉમરાવોને એવું કહેલું કે, " મારે કાંઇ સંતાન નથી; માટે સવારમાં દરવાજો ઉઘાડતાંજ જે માણસ પહેલો ગામમાં પ્રવેશ કરે તેને રાજા તરીકે માનવો". સવાર પડતાંજ વજીર વગેરે દરવાજા પાસે આવી ઉભા અને દરવાજો ખોલ્યો કે તરત પેલો મહેતો માથે લાકડાંનો ભારો લેઇ ગામમાં આવ્યો. સિપાઇઓએ વજીરના હુકમથી તેને માથેથી ભારો લઇ લીધો અને તેને પોતાની સાથે દરબારમાં લઇ ચાલ્યા. પેલો મહેતો મનમાં વિચાર કરવા લાગ્યો કે માર્યા, એક તો જંગલમાં હેરાન થઇ ગયો અને માંડ રોટલા ભેગો થાત, ત્યાં આ લોકો વળી કોણ જાણે કયાં લઇ જશે અને શું કરશે. વજીરે તેને દરબારમાં લઇ જઇ નવડાવી ધોવડાવી રાજાને યોગ્ય એવા

સારા કપડાં લતાં પહેરાવી દરબારમાં લાવ્યા અને પ્રજામાંથી સારા સારા લોકોને બોલાવી તેના નામનો ઢંઢેરો પીટાવ્યો, અને મરનાર રાજાએ મરતી વખતે જે કહ્યું હતું તે જાહેર કરી આ નવા રાજાને પાદશાહી મહોર તથા ખજાનાની ચાવી સ્વાધિન કરી. મહેતો તો આ બધું જોઈ ઘણીજ નવાઇ પામ્યો અને વિચાર કરવા લાગ્યો કે આ બધું સ્વપ્નું તો નહિ હોયને !

થોડા વખતમાં મહેતે ઘણી સારી રીતે રાજ ચલાવ્યું. આથી પ્રજામાં તે ઘણો માનીતો થઇ પડયો. એક વખત તેને મોતીલાલ યાદ આવ્યો, તેણે વિચાર કર્યો, કે તે કમબખ્ત છોકરો આજ શહેરમાં હોવો જોઇએ. આમ વિચારી તેણે તપાસ કરવા નક્કી કર્યું. આ રાજાનો એવો સખત નિયમ હતો કે જયારે જયારે રાજાની સ્વારી નીકળે ત્યારે બધાએ ઉભા થઇને સલામ કરવી. આ હુકમ પ્રમાણે બધા માણુસો ઉભા થઇ રાજાને સલામ ભરતા. એક વખત રાજાની સ્વારી સરાફ બજારમાં થઇને જતી હતી. આ વખતે જેની જેની દુકાન પાસેથી સ્વારી નીકળી તે બધા રાજાને દેખી સલામ ભરવા ઉભા થયા, પણ મોતીલાલની દુકાન પાસે સ્વારી આવવાથી તેની નજર રાજા ઉપર પડી, અને તેણે તુરત ઓળખ્યો કે આતો મારો મહેતો હતો. આમ વિચારી તેણે ધાર્યું કે એ તો મારો મહેતો હતો ને આજે રાજા થઇ ગયો એટલે શું થયું ? એ મને શું કરવાનો હતો ? આમ બડાઇમાંને બડાઇમાં રાજાને સલામ કરવા ઉભો ન થયો; એટલુંજ નહિ પણ બેઠાં બેઠાં પણ સલામ ન ભરી. નવા રાજાએ જોયું કે આ તો મારો આગલો શેઠ મોતીલાલ છે; પણ તેણે દમમાં ને દમમાં સ્વારી ઉભી રાખી. આ દેખાવ જોઇ આસપાસના દુકાનવાલા વિચાર કરવા લાગ્યા, કે મોતીલાલના દિવસો ભરાઇ રહ્યા છે. રાજાએ સ્વારી ઉભી રખાવી મોતીલાલને પાસે બોલાવ્યો. આ વખતે મોતિલાલને ફકીરની ત્રીજી નશીઅત યાદ આવી કે આપણે વખત વિચારી વાત કરવી. આથી તેણે ઝટપટ ઉઠી માફી માગીને સલામ કરી. બાદશાહે સિપાઇને હુકમ કર્યો કે આ સરાફને મારા દરબારમાં હાજર કરવો. આટલો હુકમ કરી રાજા દરબાર તરફ ચાલ્યો ગયો. આ સાંભળી સરાફ બજારમાં હાહાકાર થઇ રહ્યો કે આ નવા સરાફના બુરા હાલ થવાના. બિચારો મોતીલાલ પણ ધ્રુજવા લાગ્યો કે નક્કિ આ મહેતો આગલી વાત યાદ રાખી મને સખત શિક્ષા કરશે. સિપાઇઓ મોતીલાલને દરબારમાં લઇ ગયા એટલે રાજાએ તેજ વખતે કચેરી બરખાસ્ત કરી. પછી મોતીલાલને પોતાની પાસે બોલાવી પૂછ્યું કે, "મારી સ્વારી અટકાવી મને ખોટી કર્યો તેનું ખરેખર કારણુ જે હોય તે મને કહી દે." મોતીલાલે કહ્યું,

"સાહેબ ! મેં જાણ્યું કે તમે તો મારા મહેતા હતા, તેથી ઉઠીને સલામ નહિ કરૂં; પણ એટલામાં પેલા ફકીરની નશીહત યાદ આવી કે આપણે વખત વિચારીને વાત કરવી. આથી મેં વિચાર કર્યો કે તમારી બાદશાહી આગળ મારો વખત કાંઈ હિસાબમાં નથી; તેથી તુરત ઉઠીને આપની માફી માગી સલામ કરી." રાજાએ જોયું કે મોતીલાલ ઉપર ઘણાં ઘા પડયા છે અને તેથી તે ઠીક ઘડાયો છે; માટે તેને જો કોટવાળું સોપીશું તો ઘણું સરસ બજાવશે. આમ ધારી તેણે મોતીલાલને કોટવાલનો ઓધ્ધો આપવા જણાવ્યું. મોતીલાલે ઘણા આભાર સાથે આ વાત કબુલ રાખી.

મોતીલાલે શહેરનું કોટવાળું બહુ સારી રીતે કરવા માંડયું, આથી સિપાઇઓ શહેરમાં જાગતા રહી ચોકી કરવા લાગ્યા, અને ચોરી તથા લુટફાટનું નામ સરખુંએ પ્રજામાંથી નિકળી ગયું. આ પ્રમાણે મોતીલાલ આખી પ્રજામાં માનીતો થઇ પડયો. એક દિવસ રાતે મોતીલાલ રોન ફરતો ફરતો રાજાના મહેલ તરફ આવ્યો, તો મહેલના દરવાજા ઉઘાડા દીઠા. આથી અંદર જઇ જોયું, તો રાજાની એક સ્ત્રીને પોતાના ખીદમતગાર જોડે બીનવસ્ત્ર ભર ઉંઘમાં પડેલી દીઠી. આથી તે બહુજ ગુસ્સે થયો, પણ તુર્તજ તેણે પેલા ફકીરની નશીઅત યાદ આવી કે કોઇની એબ ઉઘાડવી નહિ. આમ ધારી તેણે પોતાની શાલ બંને ઉપર નાખી. પછી દરવાજા પરના દરવાનને ઉઠાડી ધમકાવી મહેલના દરવાજા બંધ કરાવ્યા ને પોતે ત્યાંથી ચાલતો થયો. થોડા વખત પછી રાજાની રાણીએ જાગૃત થતાંજ પોતાના ખુલ્લા અંગ ઉપર કોઇની શાલ પડેલી જોઈ. આથી તે ગભરાટમાં પડી કે આ વાત કોઇ જાણી ગયું છે ખરૂં; આમ ધારી તેણે શાલ ઉપર નામ જોવા માંડયું તો ઉપર કોટવાલનું નામ લખેલું દીઠું. આથી તે ગભરાટમાં પડી કે કોટવાલ જરૂર સવારમાં રાજા આગળ મારી વાત ખુલ્લી કરશે, એટલે રાજા ગુસ્સે થઇ મને મોતની સજા કરશે. પેલો નિમકહરામ ખીદમતગાર તો ધ્રુજવા લાગ્યો અને રાતો રાત બીજે ગામ નાશી જવાની તૈયારી કરવા લાગ્યો; પરંતુ રાણી સ્ત્રી ચરિત્રમાં પૂર્ણ હતી. આથી તેને ખીજમતગારને દીલાસો દીધો, કે "હું એવી યુકિત કરૂં છું કે સવારે ને સવારે કોટવાલને ફાંસી ઉપર ચડવું પડે". આમ દિલાસો દઇ તેણે પોતાના યારને ત્યાંથી વિદાય કર્યો. પછી તેણે પોતાના શરીરપરનાં કપડાં ચીરી નાખ્યાં. માથાના બાલ પીખી નાખ્યા, અને ગાલ ઉપર નખ મારી લોહી કાઢયું. આ પ્રમાણે હાલ બેહાલ થઇ રૂદન કરતી દરવાજા પાસે આવી અને દરવાનને ધમકી દઇ પુછવા લાગી કે, "સાચું બોલ રાતને વખતે મહેલમાં

કોણ આવ્યું હતું?" દરવાને કહ્યું, કે "મારી ગફલતીથી દરવાજા ખુલ્લા રહી ગયા હતા અને શહેરનો કોટવાલ અંદર આવી, બહાર નિકળતી વખતે મને દરવાજા બંધ કરવાનું ફરમાવી અહિંથી ચાલ્યો ગયો હતો." રાણીએ દરવાનને હુકમ કર્યો કે "હમણાંને હમણાં જઇ આ ખબર રાજાને આપવી અને તેને કહેવું કે રાણી તમને અત્યારેજ પોતાને મહેલે બોલાવે છે." દરવાનના કહેવાથી રાજા રાણી પાસે આવ્યો અને આટલી રાતે આવી સ્થિતિમાં બોલાવવાનું કારણ રાણીને પુછવા લાગ્યો. સ્ત્રીચરિત્રમાં પૂર્ણ રાણીએ અત્યંત કલ્પાંત કરી રાજાને જણાવ્યું કે, "તમારા કોટવાલે મારા મહેલમાં આવી મારા આ હાલ કર્યાં છે. રાતને વખતે મારા મહેલમાં છુપી રીતે આવી તેણે મને ખરાબ કરવા માગણી કરી, પણ મેં જીવ સટોસટ આવી સામે થતાં તેણે મારા આવા બુરા હાલ કર્યા. જે નોકર પોતાના ધણીની સ્ત્રી તરફ આટલી બદનજર કરે છે તો ગામમાં શું નહિ કરતો હોય? આવા હરામખોર માણસોને દુન્યામાં જેટલો વખત જીવતા રાખવા એ ખરેખર પાપજ છે. માટે આ કોટવાલને તુરત ને તુરત ફાંસીનો હુકમ કરવો જોઇએ. આમ કરવામાં જો આપ વિલંબ કરશો તો હું કટારી વતી મારો જાન આપીશ." સ્ત્રી ચરિત્રથી રાજા બીનવાકેફ હોવાથી સવારેને સવારે તેને ફાંસીએ ચડાવાનું વચન દઇ પોતે ત્યાંથી ચાલતો થયો.

રાજાના મગજમાં તો ખરેખર એવુંજ ઠસી ગયું, હતું કે આ નિમકહરામ કોટવાલે મારી રાણી સાથે બેઅદબી ચલાવી છે જેથી સવાર પડતાંજ તેણે એક જલ્લાદને બોલાવી કહ્યું, કે "તું શહેરને દરવાજે ઉભો રહે અને જે માણસ તને આ પત્ર આપવા આવે તેને તું તરતજ કાંઇ પુછપરછ કર્યા વિનાજ ઠાર કરજે. તે માણસ ગમે તેવો મોટો હોય પણ તારે તો તરતજ તેનું માથું ઉડાવી દેવું." જલ્લાદના ગયા પછી રાજાએ કોટવાલને બોલાવ્યો અને કહ્યું, કે "આ પત્ર લઇ તમારે જાતે તુરતાતુરત દરવાજા પાસે જવું, ત્યાં એક કાસદ ઉભો છે, તેને આ પત્ર આપી ત્યાંથી વિદાય કરવો. આ કામ જરૂરનું છે માટે તમારે હાથે હાથ કરવું." કોટવાલ ઘોડે બેસવા માગતો હતો પણ પાદશાહે હુકમ કર્યો કે પગે ચાલીનેજ જવું. આથી તે પગે ચાલતો જવા નિકળ્યો.

એક મહોલ્લામાંથી પસાર થતાંજ કોટવાલને તેનો એક દોસ્ત મળ્યો. તે કોટવાલને પગપાળો જોઇ કહેવા લાગ્યો, કે "સાહેબ! પાલખી, ગાડી, કે ઘોડા વગર આપ તડકામાં ક્યાં જાઓ છો!" કોટવાલે કહ્યું, કે "શહેર બહાર એક કાસદ ઉભો છે તેને આ પત્ર હાથો હાથ પહોંચાડવાનો હજુરે કહ્યો છે માટે જાઉં છું". પેલે દોસ્તે નમ્રતાથી અરજ કરી કે "મહેરબાન સાહેબ! ખાણું

તૈયાર છે માટે બે કોળીયા મોઢામાં નાખીને જાવ તો ઠીક. રજક મળ્યું માટે તે મેલીને જવું નહી. આ વખતે કોટવાલને ફકીરની નસીઅત યાદ આવી તેથી તેણે પોતાના મિત્રને ત્યાં જઇ ખાણું ખાવા ગયો.

પેલી તરફ સ્ત્રી ચરિત્રા રાણીને ખબર પડી કે કોટવાલનો ઘાટ તો ઘડાઈ ગયો છે; માટે થોડા વખતમાં તેનું માથું દરબારમાં આવી પડશે. ઘણો વખત રાહ જોયા છતાં કોટવાલના કાંઇ ખબર આવ્યા નહિ, આથી આ વ્યભિચારી ઓરતે પોતાના યારને આ બધી વાત જણાવી તેને તપાસ કરવા મોકલ્યો. તેણે જઇ જોયું તો દરવાજા આગળ જલ્લાદને ઉભેલો જોયો, પણ કોટવાલનું માથું નહિ દીઠાથી સમજ્યો, કે આણે લાંચ ખાઇ કોટવાલને છટકાવ્યો હશે. આમ ધારી તે જલ્લાદ સાથે મોટી તકરારમાં ઉતર્યો. આથી જલ્લાદને ઘણીજ રીસ ચડવાથી તલવાર વતી પેલા ખીદમતગારનું માથું ઉડાવી દીધું. થોડા વખત પછી કોટવાલે ત્યાં જઈ જોયું તો જલ્લાદે પાદશાહના હુકમની વાત તેને કહી સંભળાવી. પાસે જઇ તપાસ કરતાં કોટવાલને માલમ પડયું, કે આજ નિમક-હરામ ખીદમતગાર રાતે રાણીની સાથે સુતેલો હતો. આથી તે સમજી ગયો કે આ બધું કરનારી પેલી બેવફા રાણીજ છે. ત્યાર પછી તે એક ગાડામાં ખીદમતગારની લાસ નાખી દરબારમાં હાજર થયો. આ જોઇ રાજા નવાઈ પામ્યો કે કોટવાલ તો સલામત આવી પહોંચ્યો છે. કોટવાલે રાજાને એકાંતમાં લઇ જઈ બધી વાતથી વાકેફ કીધો, ને જણાવ્યું કે "બંદેનવાજ! તમારી હજુરમાં પાંચ અસરફીની પાંચ નશીઅત પેલા ફકીર પાસેથી વેચાતી લીધી હતી, તેમાં ચોથી એ હતી કે કોઇની એબ ઉઘાડવી નહિ તે પ્રમાણે મેં જયારે તે બંનેને બીન વસ્ત્રે વ્યભિચારમગ્ન દીઠાં, ત્યારે તેમના ઉપર મારી શાલ ઓઢાડી હતી."

રાજાની ખાત્રી થવાથી પેલી ચંડાળ નિમકહરામ રાણીને શૂળીએ ચડાવી. પાદશાહને પસ્તાવો થયો કે મારો આગલો શેઠ અને નીમકહલાલ નોકર સ્ત્રીચરિત્રથી માર્યો જાત અને એ નિર્દોષ માણસના ખુનનો દોષ મારા ઉપર આવત. રાણીની નિમકહરામીથી રાજાનું દીલ એટલું તો ખાટું થઇ ગયું કે તેણે પોતાનું રાજપાટ કોટવાલને સોંપી પોતે બાકીનો વખત ઇશ્વર ભકિતમાં ગાળવા માંડયો.



## ચાર સારની ચમત્કારિક ખુબી.

---

ચતુરને ચિંન્તા ઘણી, નહિ મુર્ખને લાજ,
સાર અસાર જાણે નહિ, પેટ ભરનથી કાજ.

---

પંજાબમાં જાલીમસીંગ પાદશાહના વખતમાં શેરસીંગ નામે તેનો એક ચતુર અને બાહોશ વજીર હતો. રાજા અને વજીર બંને મળી એવી તો સરસ રીતે રાજ કરતા કે જેથી તેઓ પ્રજાપ્રિય થઇ પડયા હતા. પ્રજાને આવી રીતે સુખી અને આબાદ જોઇ શેરસીંગનો વિચાર દેશોદેશની પ્રજામાં ફરી તેની રીતભાત પહેરવેશ, હુન્નર કળા વગેરે જોઇ આવવાનો થયો. વજીરે પોતાનો આ વિચાર પાદશાહને જણાવ્યો. પાદશાહ વજીરની વાત સાંભળી ખુશી થયો, અને તેણે કહ્યું, "જો તમને નવું નવું જોવા જાણવાનો શોખ હોય તો આ ઘણી સારી વાત છે. પણ તમારા વજીરી લેબાસમાંજ મુસાફરી કરવામાં એક જાતનું જોખમ રહેલું છે. તમે બીજા દેશોમાં જોવા જાણવા ખાતર ફરતા હો; ત્યારે જો તે દેશના રાજાને ખબર પડે કે પંજાબના રાજાનો વજીર તેમનાં રાજમાં આવી કાંઇ તપાસ કરે છે, તો તેનો આપણા કામ ઉપર શક જાય; અને કદાચ એમ કરતાં બીજું તેની સાથે દુશ્મનાવટ જેવું થઇ પડે." વજીરે જવાબ આપ્યો. "નામદાર! હું મારા વજીરી ખવાસમાં મુસાફરી કરવા માગતોજ નથી હું તો છુપી રીતે સોદાગરના વેશમાં બધે ફરવા માગું છું, અને તેથી અહીં-થીજ વહાણોમાં માલ ભરી સોદાગીરીના ડોળમાં નીકળીશ." રાજાએ તેની આ યુક્તિ પસંદ કરી, અને તેને જવાની મંજુરી આપી. શેરસીંગે અમુક દિવસ જોઇ નીકળવાનું નક્કી કર્યું. વજીર પરદેશ જતો હોવાથી તેના જુદા જુદા સગા-સબંધીઓએ તથા મિત્રોએ પોત પોતાને માટે જુદી જુદી નવી ચીજો પરદેશ થી લાવવા કહ્યું, જતી વખતે વજીર પાદશાહ પાસે ગયો, અને કુર્નીશ બજાવી કહ્યું "જહાંપનાહ! કોઇ ચીજની તલબ કરે તો સેવક ખીદમત બજાવવાને તૈયાર છે." પાદશાહે લાંબો વિચાર કરી કહ્યું, "મારે માટે માત્ર એકજ વસ્તુ લાવજો. તેનું નામ "સાર" છે. એ ચીજ ઘણે પ્રયત્ને મળે છે; માટે જો તમે મેળવી શકો તો લાવજો." વજીર સમજ્યો કે "સાર" તે કદાચ કોઇ જાતની અદભુત વસ્તુ હશે. એમ ધારી રાજાને મળી ત્યાંથી વહાણમાં જઇ દેશાવર ખાતે ઉપડી ગયો.

થોડા દીવસમાં વજીર શેરસિંગનું વહાણ કોઈ આબાદ દેશને કિનારે આવીને અટક્યું. વજીરે ગામના સોદાગરવાડામાં મકાન ભાડે લઇ ત્યાં, પોતાનો માલ ભર્યો, અને માત્ર જુજ નફે પોતાનો માલ વેચવા માંડ્યો. શેરસિંગનો મૂળ હેતુ કાંઇ સોદાગરીમાંથી પૈસા કમાવવાનો ન હતો, તેથી નફાની તેણે ઝાઝી પરવા ન હતી. આથી જુજ નફે માલ વેચવાથી તેના માલનો જલદી નીકાલ થઇ ગયો. આવી રીતે વેપારમાં તેને ત્યાંના લોકોના રીતરીવાજ તથા હુન્નર કળા વગેરેની ઘણી સારી માહીતી મળતી ગઇ. આ પ્રમાણે તેણે ત્યાંથી ઉપડી બીજા દુરના દેશમાં જઇ પોતાનો મુકામ કર્યો અને ત્યાંથી પણ નવી નવી માહીતી મેળવતો તે બીજા દેશપરદેશમાં ફરવા લાગ્યો. આ પ્રમાણે તેણે લગભગ પાંચ વરસ સુધી હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં ફરી, ત્યાંના લોકોના રીતરીવાજ વગેરેથી માહીતગાર થઇ પોતાને દેશ જવા નિકળ્યો. જતી વખતે તેણે પોતાના સગા સંબંધીઓએ મંગાવેલી બધી ચીજો ખરીદ કરી વહાણમાં કેટલોએક માલભરી વહાણનું લંગર ઉપડાવ્યું, છતાં વહાણ ચાલ્યું નહિ. આ જોઇ વજીર ઘણોજ તાજુબ થયો તેણે નીચે ઉતરી ગામમાં જઈ તેનું કારણ પૂછ્યું પણ કોઇ કંઇ કહી શક્યું નહિ. અંતે તે એક નજુમી પાસે ગયો અને આ બાબતનું કારણ પૂછ્યું, નજુમીએ રમલના પાસા નાખી કહ્યું, “તું તારા કોઇ મિત્રે મંગાવેલી એક ચીજ ભૂલી ગયો છે, અને તેથીજ તારૂં વહાણ અટકી પડ્યું છે.” વજીરે પોતાની પાસેની ટીપ વાંચી જોઇ તો તેને બધી વસ્તુ લીધેલી માલમ પડી. માત્ર રાજાએ મંગાવેલી એકજ ચીજ જે “સાર” નામે હતી તે રહી ગએલી જણાઇ. આથી તે નજુમીનો ઉપકાર માની “સાર” લેવા બજારમાં ગયો; પણ તેને તે નામની કોઇ વસ્તુ મળી નહિ. કોઇ તેને ઉંચી કાશ્મીરી શાલ બતાવવા લાગ્યું, તો કોઇ વણકરોને વણવાની શાળ બતાવતું, પણ “સાર” નામની કોઇ નવીન વસ્તુ તેને મળી શકી નહિ. આથી નિરાશ થઇ ફરતાં ફરતાં થાકી જવાથી એક બ્રાહ્મણના ઘરના ઓટલા ઉપર વિચાર કરવા બેઠો. આ બ્રાહ્મણ-ઘણો વિદ્વાન અને ડાહ્યો હતો, તેથી તે એક પરદેશીને પોતાના ઓટલા ઉપર નિરાશ થઇ બેઠેલો જોઇ બહાર આવ્યો, અને વજીરને નિરાશ થવાનું કારણ પૂછ્યું. વજીરે કહ્યું, “મહારાજ ! હું એક પરદેશી સોદાગર છું, અને ઘેર જવાનો છું, જેથી મારા મિત્રોએ મંગાવેલી બધી ચીજો તો મેં ખરીદ કરી, પણ “સાર” નામની એક ચીજ જે લઇ જવાની ઘણી જરૂર છે તે આખા ગામમાં ક્યાંય મળતી નથી. તેથી થાકીને જરા વિચાર કરવા અહિં બેઠો છું. આપના જાણવામાં કદાચ તે ચીજ હોય તો બતાવો કે જેથી મારા ઉપર મોટો ઉપકાર

થશે." બ્રાહ્મણ ચતુર હોવાથી સમજી ગયો કે સોદાગરને કોઇ અક્કલવાળો મિત્ર મળ્યો લાગે છે. પછી તેણે વજીરને કહ્યું. "તમોને 'સાર' જોઇએ છે; તો હું તે તમોને આપીશ." વજીરે નમસ્કાર કરી જવાબ આપ્યો, "મહારાજ તેના જેટલા પૈસા પડશે તેટલા આપવા હું તૈયાર છું." બ્રાહ્મણે કહ્યું, "જો ભાઇ! સાર કાંઇ વેચાતો મળતો નથી. એતો ચતુર અને ડાહ્યા માણસો પોતાના હૃદયમાં રાખે છે." આટલું બોલી તેણે ખડીયો કલમ લાવી નીચે પ્રમાણે ચાર "સાર" પેલા વજીરને લખી આપ્યા:—

પહેલો સાર—સાર સાર નર જાગણતા સાર,
બીજો સાર—વેરી આદરભાવ સાર,
ત્રીજો સાર—ક્રોધ વમાસન સાર,
ચોથો સાર—સ્ત્રી અન્યાય પર માર સાર.

આ પ્રમાણે ચાર સાર લખી તેણે વજીરને આપ્યા! તે લઇ વજીર બ્રાહ્મણને પાંચ સોના મહોર દઇ ત્યાંથી ચાલતો થયો. વહાણમાં જઈ લંગર ઉપાડતાંજ વહાણ ચાલી નિકળ્યું. પવન સારો લાગવાથી વહાણ થોડાએક દિવસમાં પંજાબને કાંઠે આવી ઉતર્યું. ઘેર જઇ જમીને વજીર રાજાની હજુરમાં ગયો અને તેણે મંગાવેલા "સાર" નું લીષ્ટ તેને આપ્યું. રાજાએ ચારે સાર વાંચી તે માંહેનો પહેલો સાર, નર જાગણતા સાર, અજમાવી જોવાનો વિચાર કર્યો રાતની વખતે પાદશાહ ઘોડેસ્વાર થઇ પોતાના શહેરમાં શું થાય છે તે જાતે જોવા નિકળ્યો. ફરતાં ફરતાં લગભગ અર્ધિ રાતને સમે તે કબરસ્થાનમાં જઇ પહોંચ્યો. ત્યાં જતાં તેને કોઇ બે માણસની વાતચિત સંભળાવા લાગી. રાજા વિચારમાં પડયો, કે આવા ઘોર અંધકારમાં રાતને વખતે અહિં નિર્જન શ્મશાન ભૂમિમાં કોણ વાત કરતું હશે! આમ ધારી તે વાત સાંભળવા એક ઝાડની ઓથે છુપાઇ રહ્યો, અને વાત સાંભળવા લાગ્યો. એક રાક્ષસી પોતાના ધણીને તેજ દિવસે નવું ડાટેલું મડદું ખોદીને ખાવાનું કહેવા લાગી. રાક્ષસે જવાબ આપ્યો, આ મડદું એક ગરીબ માણસ જે લાંબા વખતથી બીમારીથી પીડાતો હતો તેનું છે; માટે તેના માંસ કે રૂધિરમાં કાંઇ ઝાઝો સ્વાદ નહિ હોય. માટે આજે આપણે મડદાંનું માંસ ખાવાનું છોડી કોઇ જનાવરોનું ભક્ષણ કરી ચલાવીએ. કાલે આ ગામના રાજાને એક સર્પ કરડશે અને તેથી તે મરી જશે એટલે તેનું મડદું જે સારા માંસ અને લોહીથી ભરપુર હશે તે ખાઇ આપણે આપણી ક્ષુધા શાંત કરીશું.

આટલી વાતચીત કરી તેઓ બંને ત્યાંથી નિકળી ગયા. રાજા તો આ બંનેની વાત સાંભળી વિચારમાં પડયો, કે આ લોકોના કહેવા પ્રમાણે તો કાલે

મારૂં મોત છે. તે શું ખરૂં હશે! જો તેમજ હોય તો તેને માટે શું ઉપાય કરવો. આમ વિચાર કરતો તે પોતાના મહેલમાં તો આવ્યો, પણ ચિંતામાં ને ચિંતામા તેને આખી રાત ઉંઘ આવી નહિ. બીજે દિવસે સવાર થતાંજ નાહી ધોઇ શૌચ ક્રિયા કરી સર્પના દંશનો વિચાર કરવા બેઠો. એવામાં તેની નજર વજીરે આપેલા સારના કાગળીઆ પર પડી હાથમાં લઇ વાંચતા બીજો સાર તેની નજરે પડયો, અને તે પ્રમાણે વેરી આદરભાવ સાર, સર્પના સંબંધમાં અજમાવી જોવાનો વિચાર કર્યો. સાંજને વખતે જયારે સર્પને ડંસવાનો વખત હતો; ત્યારે રાજા પોતાના પલંગ ઉપર ખુલ્લી સમશેર લઇ ચડી બેઠો, અને સર્પનો આદરભાવ કરવાને વાસ્તે પલંગના ચારે પાએ કહેલાં સુવાસિંત દૂધના ચાર કુંડા એકક પાએ મૂકયાં, અને પાસેજ જાતજાતના સુવાસિત ફુલોની એક પથારી કરાવી સર્પની રાહ જોતો બેઠો. લગભગ આઠેક વાગ્યાનો સમય થયો કે નાગ અને નાગણી એક દમ વિષ જવાલા ફેંકતા રાજાના ઓરડામાં દાખલ થયાં. અંદર આવતાંજ ફુલોની સુવાસથી તેઓનું મગજ જરા શાંત તો થઇ ગયું હતું. તેવામાં પલંગને પાએ સુવાસિત દુધનાં કુડાં જોઇ રાજાને કરડવાનું ભૂલી જઇ દૂધ પીવા મંડી ગયા. દૂધ પીતાંજ તેઓનો સઘળો ગુસ્સો ઉતરી ગયો, અને પછી ખુશ મીજાજમાં ફુલોની શય્યામાં આળોટવા લાગ્યાં. જતી વખતે રાજાએ કરેલા આદરભાવના બદલામાં સર્પે તેને માણસની બોલીમાં કાંઇ માગવા કહ્યું. રાજાએ હાથ જોડી એવી માગણી કરી કે "જો તમે મારા ઉપર ખરેખર પ્રસન્નજ થયા હો તો જનાવરોની બોલીમાં તેમને વાતચિત સમજવાની શકિત આપો." નાગે કહ્યું, "જનાવરોની વાતચિત સમજવાથી તને પોતાનેજ કોઇક વખત નુકશાન થશે; માટે તે ન માગતાં બીજું કાંઇ માગી લે." રાજાએ ફરી પણ પોતાની હઠ ન છોડતાં તેજ માગણી કરી. અંતે સર્પે તેને ચેતવણી આપી, કે જો આ ભેદ તું કોઇના આગળ ખોલીશ તો તરતજ તારૂં મોત થશે. એમ કહી તેણે જનાવરોની બોલી સમજવાનો મંત્ર રાજાને આપ્યો, અને પછી બેઉ ત્યાંથી ચાલતા થયા.

સવાર પડતાંજ બાદશાહે વજીરને બોલાવી પોતાની જીંદગી સલામત રહી માટે તે દિવસે આનંદોત્સવમાં પાળવાનો હુકમ કર્યો. ગરીબોને જમાડયા, બ્રાહ્મણોને દક્ષિણા આપી, અને દિવસનો વખત રમતગમતમાં વિતાડયો. રાતને વખતે પણ રાજાએ ભપકાબંધ રોશની કરવાનો તથા તાયફા પાસે નાચ કરાવી મોટી ખુશાલી કરવાનો હુકમ કર્યો. રાતને વખતે રાજાના હુકમ પ્રમાણે બધી તૈયારી કરવામાં આવી, અને ગામના લોકોને મીજલસમાં તેડાવ્યા. જનાનખાનામાં આ ખબર

પડતાં રાજાની ખુબસુરત રાણીએ પોતાની બે જુવાન શાહજાદી જોડે મીજલસમાં જવાનો ઠરાવ કર્યો; પણ ઓજલમાં રહી આ બધું જોવા કરતાં પાદશાહ ન જાણે તેમ છુપા વેશમાં પાદશાહની સામે બેસીનેજ આ ગમતી દેખાવ જોવાનું તેને મન થયું. આથી રાણીએ પોતે તથા તેની બંને કુંવરીઓએ સોદાગરી મરદનો પોશાક પહેર્યો, અને તે પોશાકમાંજ તેઓ મીજલસમાં ગયા. જતી વખતે તેણે પોતાની બંને દીકરીઓને કહી રાખ્યું હતું, કે જયારે આંખોમાં ઉંઘ ભરાવા માંડે ત્યારે મને ઇશારો કરજો એટલે આપણે ત્યાંથી ઉઠી નિકળશું. લગભગ બારેક વાગ્યા સુધી તેઓએ મીજલસમાં ભાગ લીધો, પણ કોઇ તેને ઓળખી શકયું નહિ. બધા સમજયા કે કોઇ ખાનદાન સોદાગર પોતાના બંને દીકરાઓને પોતાની જોડે લઇ બેઠો છે. બાર વાગ્યા પછી બંને શાહજાદીને ઉંઘ આવવા લાગી એટલે તેઓ તેની મા સાથે ઉઠી ત્યાંથી ચાલી પોતાના મહેલમાં આવ્યા. શાહજાદીઓની આંખમાં એવી તો ઉંઘ ભરાણી હતી કે તેમને પોતાનો મરદનો પોશાક બદલવાનીએ આળસ થઇને તેજ લેબાસમાં તેઓ તેની મા સાથે સુઇ ગઇ. રાણી તો પોતાનો સોદાગરી મરદનો પોશાક ઉતારી પોતાના સ્ત્રી વેશમાંજ બંને જુવાન કુંવરીઓને સાથે લઇ સુતી. મીજલસ ખલાસ થતા બાદશાહ મહેલમાં આવ્યો, ને જુએ છે તો પોતાની રાણીને બે જુવાન મરદની સાથે સુતેલી દીઠી. આ દેખાવ જોઇ રાજાની આંખમાં ખુન ભરાઇ આવ્યું, અને સમશેર કાઢી નીર્દોષ રાણીને તેની દીકરીઓ સાથે જ કાપી નાખવા તૈયાર થયો. એવામાં તેને ત્રીજો સાર, ક્રોધ વમાસણ સાર, યાદ આવ્યો; આથી તે ખુલ્લી સમશેર હાથમાં ઝાલી થોડીવાર તો થંભી ગયો. એટલામાં રાણીએ પાસું ફેરવી જોયું તો રાજાને પોતાની પાસે ખુલ્લી તરવાર લઇ ઉભેલો જોયો. રાણી તરતજ ગભરાટમાં ઉભી થઈ ગઈ, અને રાજાને પોતાની પાસે ખુલ્લી સમશેરે ઉભા રહેવાનું કારણ પૂછયું. રાજાએ તેની ધીક્કારી પોતાની સામે નજરે જોયા છતાં અજાણી થઇ પુછવા બદલ તેનો તિરસ્કાર કર્યો. અને કહ્યું, "તારા આ બંને યારો સાથે સુતેલી છતાં હજુ મને પુછે છે શું ! કમબખ્ત બેવફા ઓરત ! ચાલ, હવે છેલ્લી ઘડીએ ખુદાની બંદગી કરી લે." રાણીએ હસીને રાજાને કહ્યું, "નામવર ખાવિંદ જરા તપાસ તો કરો કે એ બંને યારો કોણ છે. ! એ બંને યારો બીજા કોઇ નહિ પણ આપનાથીજ ઉત્પન્ન થએલ છે." રાજા તેની આ વાત સાંભળી નવાઇમાં પડયો, અને આ ભેદ ભરેલી વાતનો તરત ખુલાસો માગ્યો. રાણીએ બંને કુંવરીઓના મરદના પોશાક ઉતારી પાદશાહને કહ્યુ કે "આ બંને મરદ બીજા કોઈ નહિ પણ આપની પુરૂષવેશમાં ઢંકાએલી ખુબસુરત કુંવરીઓજ છે".

આમ કહી તે રાતે પોતે ત્રણે જણાં મીજલસમાં કેવી રીતે આવ્યાં હતાં તે વાત રાજાને જાહેર કરી. રાજા પોતાની નેક રાણી અને પ્યારી શાહજાદીઓના પ્રાણ બચ્યા તે માટે ઘણોજ ખુશી થયો, અને તે દિવસથી ક્રોધ દબાવવાનો તેણે ઠરાવ કર્યો. આ પ્રમાણે ત્રણ સારનું ફળ તો રાજાને ઘણુંજ ઉત્તમ મળ્યું; હવે ચોથા સારનું ફળ મળ્યું તે આપણે જોઇએ.

એક દિવસ રાજા અને રાણી પોતાના ખાનગી ઓરડામાં વાતચિત કરતાં બેઠાં હતાં. તેવામાં જનાવરનું એક ખૂબસુરત જોડું બારી ઉપર આવી પોતાની ભાષામાં ઇશ્કની રમુજી વાતચિત કરતું બેઠું. રાજા નાગે આપેલા મંત્રને બળે જનાવરની વાતચિત સમજતો હતો. આથી તે આ પક્ષીઓની રમુજી વાતચિત જોઇ હસવા લાગ્યો. રાજાને આવી રીતે વિના કારણ હસતો જોઇ રાણીને શક પડયો; એટલે તેણે રાજાને હસવાનું કારણ પૂછ્યું. રાજાએ કહ્યું, "રાણી! આ વાત જાણવાથી તમને કાંઇ ફાયદો થવાનો નથી. તેમજ આ વાતનો ભેદ હું કોઇને કહી શકતો નથી, કારણ કે તેમ કરવામાં મારૂં મોત છે." રાણીને ગળે આ વાત ઉતરી નહી અને તેને વધારે શક પડયો. આથી તેણે હઠ લીધી કે હું આ વાત જાણું તોજ ખરી. આમ કરી તેણે કહ્યું, "તમારૂં ગમે તે થાવ પણ જયાં સુધી આ વાતનો ખરો ભેદ મને નહિ જણાવો ત્યાં સુધી મારે અન્ન અને પાણી હરામ છે." રાજા તો રાણીની આ હઠ જોઇ કાંઇ રસ્તો ન સૂજવાથી કંટાળી ગયો, અને અંતે રાણીએ ચાર પાંચ દિવસ સુધી જયારે પોતાની હઠ ન છોડી ત્યારે એક દિવસ બાગમાં લઈ જઇ ભેદ ખોલવા તૈયાર થયો. બાગમાં ફરતાં ફરતાં રાજાએ રાણીને ઘણીએ સમજાવી પણ તેણે પોતાની હઠ છોડી નહી. આવી રીતે રાજા તથા રાણી વચ્ચે આ રકઝક ચાલતી હતી, તેવામાં એક ભારેવાહી બકરી બકરા સાથે ત્યાં આવી. પાસેજ કુવો હતો, તેમાં લીલી મજાની ધ્રો (એક જાતનું ઘાસ) ઉગેલી હતી. બકરીને તે જોઇ ધ્રો ખાવાનું મન થયું, એટલે તેણે બકરાને ધ્રો લાવી આપવાનું કહ્યું. બકરે કહ્યું, "કુવાની અંદરથી હું તને કેવી રીતે ધ્રો લાવી આપું. હું કદાચ કુવામાં પડું તો ખરો પણ પાછો બહાર કઇ રીતે નિકળું." બકરી આ સાંભળી ગુસ્સે થઇ બોલી, "આટલી ધ્રો લાવતાં પણ જો તું મરી જાય છે, તો તું મને શું કામનો? તારાથી આટલું પણ જો નથી બનતું તો તું મારો ધણી શું કામનો? ગમે તેમ કર પણ મને ધ્રો લાવી આપ." બકરો આ શબ્દો સાંભળી ઘણોજ ગુસ્સે થઇ ગયો. તેણે ગુસ્સામાં આવી શીગડાં મારી બકરીને ઘણી હેરાન કરી નાખી. આથી બકરી કાયર થઇ ગઇ અને અંતે તેણે પોતાની હઠ છોડી દીધી. પાદશાહ આ બધી વાતચિત સાંભળતો

હતો; કારણ કે તે મંત્રના બળે જાનવરોની ભાષા સમજી શકતો. આથી પાદશાહને છેલ્લો સાર યાદ આવ્યો કે સ્ત્રી અન્યાય માર સાર. યાદ આવતાની સાથે તેણે રાણીને એક ઝાડ સાથે બાંધી માર મારવાનો હુકમ કર્યો. રાણી આ સાંભળી ઘણી ગભરાઈ ગઈ અને તેણે પોતાની જીદ છોડી દીધી. રાજા આ ચારે સારની વાતથી ઘણોજ અજાયબ થયો, અને આ સાર લખનારની બુધ્ધિ માટે તેને પોતાના અંતકરણમાં ધન્યવાદ આપવા લાગ્યો.



## મરદ બેવફા કે ઓરત?

---

**નારી:—** બેવફાઇ નર જીગર માહે સદા વાસો કરે,
મતલબ સરે સંસારમાં ના કંઈ કદર, નારી મરે.
**નર:—** બેવફા છે નર સદા, છે પ્રીત સાચી દીલ ભિત્તર,
નારી જીગર છે બેવફા, આખર મરે પર નર ઉપર.

---

હૈદ્રાબાદ નામે એક શહેરમાં ગજાનંદ નામે એક જમીનદાર રહેતો હતો. તેની બૈરીનું નામ ગંગા કરીને હતું. આ બંને સ્ત્રી પુરૂષને કેફ કરવાની ટેવ હતી. તેથી તેઓ બંને ઘડી ઘડીમાં એક બીજાની જોડે લડી મરતાં. એક દિવસ ગાંજો પીધા પછી તેઓ બંને બેઠાં હતાં. એવામાં વાત પરથી વાત કાઢતાં બૈરી બોલી કે "મરદ જાત નિમકહરામી, બેવચની, નાપાક, અને નગુણી છે." પુરૂષે કહ્યું, "સ્ત્રી જાત જ લંપટ, વિષયી, અને કદરહીન છે." આમ બોલતાં બોલતાં બંને જણાં લડી પડયાં, અને જીભની લડાઇમાંથી અંતે મારામારી ઉપર આવ્યા. આથી ઘરમાં મોટો કોલાહલ મચી રહ્યો. આ શોરબકોર સાંભળી આડોશીપાડોશી તથા દરબારી સીપાઇઓ અંદર દોડી આવ્યા અને તેઓ બંનેને પકડી મેજીસ્ટ્રેટ આગળ ઉભા કીધા. મેજીસ્ટ્રેટે તેમને ટંટો કરવાનું કારણ પૂછતાં તેની બૈરી ગંગાએ કહ્યું, "સાહેબ ! મારા ભરથાર ગજાનંદને મારૂં કહેવું એમ હતું, કે મરદ જાત સ્વાર્થી, અને લંપટ છે. તે પોતાની સ્ત્રીથી બેવફાઇ કરતાં વાર લગાડતો નથી. મેં આવા ઘણા બનાવ જોયા અને સાંભળ્યા છે; જેથી તે બાબત મને પુરી ખાત્રી થએલી છે. જો આપ કહો તો તેમાંની એકાદ વાત આપને કહી સંભળાવું" મેજીસ્ટ્રેટના કહેવાથી ગંગાએ નીચે પ્રમાણે એક વાત કહેવી શરૂ કરી:—

લકનો શહેરના એક પાદશાહને ચાર કુંવરો હતા. ને કુંવરો એવા તો ખૂબસુરત અને રૂપાળા હતા કે તેઓની ખૂબસુરતી જોઇ સાક્ષાત કામદેવનો પણ ગર્વ ગળી જાય ! આ ચારે શાહજાદાઓ એક દિવસ શિકારગાહમાં નિકળ્યા, અને એક સુંદર હરણને જોઈ તેની પાછળ પડયા. હરણ દોડતું દોડતું પેલા ચારે કુમારોને ઘણે દૂર ખેંચી ગયું, અને અંતે એક ઝાડીમાં ભરાઇ ગયું. ભુખ અને શ્રમને લીધે પેલા સુકોમળ કુમારો ઘણાજ કાયર થઈ ગયા. આથી તેઓ તેને પડતું મુકી પાછા ફર્યાં, પરંતુ તેઓ વિહ્વળ થઇ જવાથી રસ્તો પણ ભૂલી ગયા, અને આડે રસ્તે ચડી ગયા. અંતે ભૂખ અને તરસથી જ્યારે તેઓમાં ચાલવાની શક્તિ ન રહી ત્યારે તેઓ એક ઝાડ નીચે ઉભા રહ્યા અને તેમાંનો એક પાણીની શોધમાં ગયો. થોડેક દૂર જતાં એક પહાડ પાસે મહેલ જેવું સુંદર નાજુક મકાન તેની નજરે પડયું. આથી તેણે પોતાના ભાઇઓને પાસે બોલાવી ત્યાં જવા માટે કહ્યું, જેથી તેઓએ ઝડપથી પોતાના ઘોડા દોડાવ્યા અને તે તરફ જઇ પહોંચ્યા. દરવાજા પાસે જઇ ઘોડા ઉપરથી ઉતરી અંદર જતાં ઘણોજ વિચિત્ર દેખાવ નજરે પડયો. અંદરથી જોતાં આ મહેલ એક બેહસ્તના બાગ જેવો શણગારેલો હતો. અંદર જાતજાતના ફુલફુલના ઝાડ ખીલી રહ્યાં હતાં. અનેક જાતના ઝાડો અડગ અબધાવાળા કોઇ યોગીની પેઠે સ્થિર ઉભાં હતાં. ઝાડો ઉપર જાતજાતનાં પંખીઓ કલરવ કરી રહ્યાં હતાં. બાગની વચ્ચે ફુવારા તથા હોજો છુટી રહ્યા હતા. આ પ્રમાણે અંદરની શોભા જોતાં તેઓ આગળ ચાલ્યા, તો એક સુંદર દિવાનખાનું ઇંદ્રના શ્રૃંગાર ગૃહની માફક શણગારેલું હતું. તેની વચ્ચે એક ગોળ ટેબલ ઉપર જુદી જુદી જાતના મિષ્ટ પકવાનો તથા ઉંચી જાતના શિરાજી સરાબો ગોઠવી મૂકયા હતા. આમ છતાં એક નવાઇની વાત તો એ હતી કે આ બધું છતાં તેમાં માણસનું નામ સરખુંએ નજરે પડતું ન હતું. આ જાતજાતના પકવાનો જોતાંજ પેલા ભૂખ્યા થએલા ચારે ભાઇઓ ખુદાનું નામ લઇ, આવું ખાણું આપવા માટે તેનો ઉપકાર માની, ખાણાં ઉપર બેસી ગયા. એવામાં એક જગ્યાએથી બેહસ્તની પરીઓ જેવી ચાર નાજનીનો આવીને એકએક શાહજાદાની જોડે બેસી ગઇ. આ દેખાવ જોઇ શાહજાદાઓ તો હાથ ખેંચી બેસી રહ્યા. તે જોઇ તે ચારે પરીઓ ઘંટડી સરખા અવાજે આજીજી કરતી બોલી કે, "આ મિષ્ટાન્ન તમારા માટેજ બનાવ્યું છે. તમારી સુંદરતા જોઇ અમારાં હૃદય તમારે કબજે થઇ ગયાં છે. અમે ચારે બેનો છીએ, અને તમારી માશુકો દાખલ તમારી સેવા ઉઠાવવાને હાજર છીએ." આ સાંભળી પેલા નવજવાન શાહજાદાઓ તો ખુશખુશ થઇ ગયા, અને તેઓ પેલી સ્વર્ગની પરીઓને હાથે પકવાનો ખાવા

લાગ્યા અને ઉંચી શિરાજી શરાબોના જામ તેમને હાથે પોતાના પેટમાં રેડવા લાગ્યા. આ બેહસ્તની પરીઓની મહોબતમાં આ શાહજાદાઓ એવો એક તાર થઇ ગયા કે પોતાના માબાપ, વતન, મિત્રો અને બૈરી છોકરાં સહિતને પણ ભૂલી ગયા.

આ પ્રમાણે એક વરસ એશઆરામમાં ગાળ્યું, પણ તેઓએ પાછા ફરવાની વાત કોઇ દિવસ કાઢી નહિ. તેમાં નાનો શાહજાદો સર્વથી ડાહ્યો હતો તેણે પોતાના ભાઇઓને કહ્યું, 'ભાઇઓ ! આપણે અહિં બાર બાર મહિના થયા, એશઆરામમાં પડયા છીએ. પાછળ આપણાં માબાપ, ભાઇબેન, અને બૈરાં છોકરાંની શું સ્થિતિ હશે તેનો આપણે વિચાર કરતા નથી. જો કે આપણાં મા બાપ પાદશાહી કુટુંબના છે, પણ તેઓ આપણા ચારેના ગુમ થવાને લીધે ઘણાં જ દુઃખી થઇ ગયા હશે; માટે આપણે હવે જેમ બને તેમ જલદી ઘેર પહોંચવું જોઇએ.' આ નાનાભાઇની વાત બધાને પસંદ આવી, તેથી તેઓએ પરીઓ પાસેથી જવાની રજા માગી, અને જવાને માટે એક દિવસ નક્કી કર્યો. જે દિવસની સાંજે જવાનું હતું, તે દિવસ આવી પહોંચ્યો, પણ પેલાઓને પરીઓનો એવો તો મોહ લાગ્યો હતો, કે માબાપ પાસે જવા તેઓ આતુર હતા; છતાં પરીઓને છોડી જવું તેઓને ગમતું નહિ. આથી તેઓ પરીઓ પાસેથી નિકળી થોડેક દૂર જઇ પાછા આવ્યા. પરીઓ તેને પાછા આવેલા જોઇ પાછા આવવાનું કારણ પૂછવા લાગી, તો તેઓએ કહ્યું, ' અમને તમારો એટલો તો મોહ લાગ્યો છે, કે. તમારા વિયોગથી અમને ઘણું દુઃખ થાય છે માટે આજ રાત તમારી સાથે રહી સવારે અમારા દેશ તરફ જઇશું.' બીજે દીવસે પણ તેઓ થોડેક દૂર જઇ પાછા આવ્યા. આ પ્રમાણે તેઓ પરીઓના મોહમાં એવા તો ફસાઇ ગયા હતા કે છ માસ સુધી, આ પ્રમાણે રોજ થોડેક જઇ પાછા આવતા રહે. એક દિવસ તેમણે પાછા આવી કહ્યું, કે "તમે અમને એવા તો તમારા પાશમાં બાંધ્યા છે કે અમે તમને છોડી શકતા નથી, માટે હવે કોઇ એવો ઉપાય કરો કે જેથી અમે અમારે ઘેર જઇ શકીએ. આ વાત સાંભળી સૌથી નાની પરી હતી, તેણે હળવેથી પોતાની બેનો ન સાંભળે તેમ પોતાના નાના શાહજાદાના કાનમાં કહ્યું કે "હું એક ડાળી આપું તે લઇને જો તમે જાવ તો તમારા મનમાંથી અમારી મહોબત નિકળી જાય, નહિતર નિકળશે નહિ." આ વાત તેણે પોતાની બેનોને ન કહેવાની સખ્ત મનાઇ કરી. બીજે દિવસે સવારે જ્યારે આ લોકો ઘેર જવા નિકળ્યા ત્યારે પેલી નાની સ્ત્રીએ એક ડાળી આપી તે સાથે તેઓ લેતા ગયા. આ શાહજાદાઓને પાછા ન આવેલા જોઇ પેલી ચારે પરીઓ આકાશમાં ઉડવા લાગી. એવામાં તેમાંની એકની નજર પેલી ડાળ

ઉપર પડી, એટલે તેમણે તેઓને ઉભા રાખી કહ્યું, "નામવર શાહજાદાઓ ! તમોને આ ડાળ કયાંથી મળી તે જો અમોને જણાવશો તો અમારા ઉપર મોટો ઉપકાર થશે. અમે આટલા દિવસમાં કોઇ દિવસ તમોને ઓછું આવવા દીધું નથી. માટે આ બાબત ખરેખરી કહી સંભળાવશો તો અમારા ઉપર મોટો ઉપકાર થશે." આ સાંભળી પેલા ચાર માંહેનો એક જે ઘણો ઉતાવળીઓ હતો તે એકદમ બોલી ઉઠયો, કે "તમારામાંની સૌથી નાની સુંદરીએ અમારા ઉપર આ ઉપકાર કર્યો છે." તેનું નામ સાંભળતાંજ બીજી ત્રણેએ મળી તેને ભોંય-પર પટકી નાખી અને પેલા ચારેના જોવા છતાં, તેને થોડા વખતમાં માર મારી તેનો જીવ લીધો. આ હૃદયભેદક બનાવ તેઓ દૂર ઉભા રહી જોવા લાગ્યા, અને પછી ત્યાંથી નિકળી આગળ ચાલ્યા. જુઓ સાહેબ ! આ પ્રમાણે મરદજાતે બેવફાઇ બતાવી કે નહિ ? એક તો તેમણે પોતાનું આપેલું વચન તોડયું, અને બીજું એ કે પોતાના ઉપર ઉપકાર કરનાર સ્ત્રીને મરતાં જોઇ છતાં એક નામરદ હીચકારાની માફક દૂર ઉભા રહ્યા. તેઓ હથીઆરબંધ હતા, તેથી જો તેઓ ચાહત તો તે પરીનો જાન બચાવી શકત. આ પ્રમાણે મેં આવા ઘણાક તમાશા જોયા છે જેથી કહું છું કે મરદ જાત બેવફા છે.

મેજીસ્ટ્રેટે ગજાનંદ તરફ જોઇ પૂછ્યું, "તું શા ઉપરથી કહે છે કે સ્ત્રી જાત બેઇમાન અને બેમરવત છે ?" ગજાનંદે કહ્યું, "સાહેબ મને પણ જો રજા આપો તો હું પણ એક ઓરતની બેવફાઇની વાત કહી સંભળાવું." ન્યાયાધિશના હુકમથી ગજાનંદે નીચે પ્રમાણે પોતાની વાતનું બયાન કરવા માંડયું:—

દોલતાબાદ નામે એક શહેરમાં એક ઘણોજ પૈસાદાર અમીર રહેતો હતો. તેને સંતતિમાં માત્ર એકજ દીકરો હતો. તેનું નામ સીકંદરસૂર કરીને હતું. અમીરે પોતાના દીકરા સીકંદરસુરને ગુલ્નાર નામની એક ખૂબસુરત અમીરજાદી સાથે ધામધુમથી પરણાવ્યો હતો. સીકંદર અને ગુલ્નાર એક બીજાને બહુજ પ્યારથી ચાહતાં. તેમાં સીકંદરનો પ્યાર ગુલ્નાર ઉપર એવો તો હતો, કે તે તેને એક પળ પણ વીલી મુકી શકતો નહિ, અને તેનું દીલ જરા પણ દુભવતો નહિ. આ પ્રમાણે લગભગ એકાદ વરસ થઇ ગયું. એવામાં એક એવો બનાવ બન્યો, કે ગુલ્નાર એકદમ બિમાર પડી ગઇ. અમીરે લાખો રૂપિયા ખરચી કાબેલ તબીબો પાસે તેની દવા કરાવી, પણ જરા ફેર પડયો નહિ. સીકંદરે એવી તો સરસ સેવા બજાવી કે તે રાત દિવસ તેના ખાટલા પાસેથી ખસ્યો નહિ, પણ તે બધું વ્યર્થ ગયું. બુટીની બુટી મળીજ નહિ, અને અંતે ગુલનાર મરણ પામી. ગુલ્નારના મરણથી સીકંદરનો વિલાપ

કોઇથી સંભળાયો નહિ. તે ગુલ્નારની લાશને ખોળામાં મુકી બેજાર થઇ રડવા લાગ્યો. તેને માબાપે, સગાં વહાલાંઓએ તથા મિત્રોએ ઘણો સમજાવ્યો કે હવે મરેલું માણુસ જીવતું થવાનું નથી, માટે જો તું તેની લાશ હેઠી મુકે, તો તેની ધર્મક્રિયા વગેરે કરી ઠેકાણે પાડીએ; પણ સીકંદર કોઇ ઉપાયથી સમજયો નહિ, અને દિવાનાની માફક બોલવા લાગ્યો કે 'એના વિના હું જીવી શકવાનોજ નથી, માટે કોઇપણ ઉપાયે તેને જીવતી કરો; નહિતર મને પણ સાથે મરવા દો.' અમીરે જોયું કે મારો આ એકનો એક પૂત્ર છે, માટે જો તેને વધારે કહેવામાં આવશે તો કદાચ તે પોતાનો જાન બરબાદ કરશે. આથી તેણે પોતાના સગા સંબંધીઓને પાસે બોલાવી કહ્યું, 'હાલ તુરત તો આપણે તેનાથી દૂર બેસો અને તેના હૃદયનો ઉભરો તેને ખાલી કરવા દો; પછીથી તેની લાશને ઠેકાણે પાડવામાં આવશે.' અમીરની આ વાત બધાંને પસંદ પડવાથી તેઓ રાતનો વખત હોવાથી પાસેના દીવાનખાનામાં થોડો આરામ લેવાને જરા સુતાં. મધરાતને વખતે સીકંદર રડતાં રડતાં થાકયો, ત્યારે પોતાની આસ-પાસ કોઇપણ આદમી ન જોવાથી ગુલ્નારના શબને ખાંધે ઉપાડી શહેર બહારના જંગલ તરફ ચાલ્યો ગયો. આખી રાત તેણે ચાલ્યાં કર્યું, તો સવારના વખતે તે એક પહાડ પાસે આવી પહોંચ્યો. એકાંત સ્થળ જોઇ વિસામો લેવાના વિચા-રથી તે ગુલ્નારની લાશ ખોળામાં મુકી પોકેપોક રડવા લાગ્યો. તેનુ આ હૃદયદ્રાવક રૂદન સાંભળી આસપાસના જંગલી પ્રાણીઓ પણ તેના તરફ દીલસોજી બતાવવા ત્યાં થંભી ગયાં. પવન વાતો બંધ થઇ ગયો. નિર્જીવ વૃક્ષો પણ શોક દર્શાવી પાન રૂપી આંસુ પાડવા લાગ્યાં. આ પ્રમાણે તેનું રડવું એક તપસ્વી જે પહાડની તળેટીમાં સમાધિમાં હતો, તેના સાંભળવામાં આવ્યું. તેણે આ અવાજ સાંભળી સીકંદર પાસે આવી જોયું, તો તેના ખોળામાંએક સ્ત્રીનું શબ હતું, અને તેને અત્યંત રૂદન કરતો જોયો. પેલા તપસ્વીએ તેને તેમ કરવાનું કારણ પૂછયું તો તેણે જણાવ્યું કે, “ બાવાજી ! આ મારી નેકનામ પ્યારી ઓરત છે. હું તેને એક ઘડી પણ વીલી મુકતો નહિ. આજે એના મરણથી મને આ દુનિયા ખારી લાગે છે, અને તેના વિના હું રહી શકું તેમ નથી. મેં નિશ્ચય કર્યો છે કે, આ જીવતી થાય તો ભલે, નહિતર મારે પણ તેની સાથેજ મરી જવું. મધ-રાતના મારી માશુકની આ લાશને છાનીમાની ઉઠાવી જંગલમાં ભટકતો હું અહિં આવ્યો છું, કે કોઇ ખુદાનો લાલ તેને જીવતી કરે.” તપસ્વીએ જોયું કે આ કોઇ પવિત્ર પ્રેમ ધરાવનારો માણુસ છે, માટે તેની ઉપર દયા કરવી જોઇએ. તેણે સીકંદરને જણાવ્યું, કે “ તારી બાકીની આયુષમાંથી જો અર્ધી તેને આપે

તો તે જીવતી થાય." સીકંદરે ઘણીજ ખુશી સાથે આ વાત કબુલ કરી, બાવાની પાસે પોતાની સ્ત્રીનું શબ મૂક્યું. તપસ્વીએ પાણીની અંજલી ભરી, અને ઇશ્વર પાસે એવી માગણી કરી કે, "હે સચરાચર અવિનાશી પ્રભુ! તું ચાહે તે કરે છે, માટે મારી ગરીબની આ એકજ વિનતી કબુલ કર, અને આ છોકરીને જીવતદાન આપ". એમ મનમાં ઇશ્વર પ્રાર્થના કરી સીકંદરને કહ્યું, "તારી અર્ધી જીંદગી ખુશીથી તેં તેને અર્પણ કરી છે એમ ત્રણ વખત તું બોલ." એ પ્રમાણે ત્રણ વખત સીકંદરસુર પાસે બોલાવી એક, બે, અને ત્રણ વખત પાણીની અંજલી ઇશ્વર સ્મરણ કરી તે સ્ત્રીના શબ પર છાંટી, કે ગુલ્નાર આળસ મરડી બેઠી થઇ. ત્યાર પછી તપેશ્વરી પોતાની ગુફામાં પાછો સમાધિમાં ચાલ્યો ગયો.

ગુલ્નાર સજીવન થતાંજ પોતે પોતાના ધણી સાથે આ જંગલમાં કેમ આવી પડી તેનો વિચાર આવતાંજ સીકંદરને પૂછવા લાગી કે, 'હું રાતને વખતે આપણા મહેલમાં હતી ને તું અહિં મને આ જંગલમાં શા માટે ઘસડી લાવ્યો!!' સીકંદરે પહેલેથી તે છેલ્લે સુધી બધી વાત તેને કહી સંભળાવી, અને તપસ્વીએ કેવી રીતે તેને સજીવન કરી તે પણ કહી સંભળાવ્યું. ગુલ્નાર બોલી કે 'તમે તો દિવાના થઇ ગએલા જણાઓ છો. મૂએલું માણસ તે કદી જીવતું થઇ શકતું હશે! નક્કી તમે મને ગાંડપણમાંજ અહિં ઘસડી લાવ્યા લાગો છો.' ગુલ્નારને તુરતમાંજ જીવતી થએલી જોઇ થોડો વખત તેને શાંત રાખવાના વિચારથી સીકંદરે તેને કહ્યું, કે 'અતિશય થાકથી મારૂં શરીર થાકી ગયું છે; માટે તારા ખોળામાં માથું રાખી મને થોડો વખત સુઇ રહેવા દે.' ગુલ્નારે તે કબુલ કર્યાથી સીકંદરે તેના ખોળામાં માથું મુકી બેફીકર થઇ સુઇ ગયો. અતિશય થાક તથા ચિંતાને લીધે તે ઉંઘમાં ચકચુર થઇ સુતો હતો, એવામાં એવું બન્યું કે આ ખૂબસુરત નવજુવાન રાજકુમાર શિકાર કરતો કરતો ત્યાં આવી ચડયો. તે એક ખૂબસુરત સ્ત્રીને, ખોળામાં પુરૂષનું માથું રાખીને બેઠેલી જોતાંજ તેના ઉપર મોહી પડયો. પેલી તરફ ગુલ્નારની નજર પણ તરૂણ શાહજાદા ઉપર પડતાંજ તેના હૃદયમાં ઇશ્કનો કારી જખમ લાગ્યો. તેણે વિચાર કર્યો, કે મારો ભરથાર તો ગાંડો થઇ ગયો છે, અને મને જંગલે જંગલ લઇ ભટકતો ફરે છે તો તેના હાથમાંથી છટકી જવાની આ સારી તક છે. એમ વિચાર કરી તેણે પેલા રાજકુમારને લલચાવવા નયન બાણ મારી તેના હૃદયમાં ઇશ્કનો કારી જખમ લગાડયો. પછી તેણે સીકંદરના માથા નીચે પત્થર ગોઠવી પોતે ત્યાંથી પેલા શાહજાદા જોડે પલાયન કરી ગઇ.

સીકંદરે ઉંઘમાંથી જાગીને જોયું તો પોતાની સ્ત્રીને દીઠી નહિ. આથી તે અગાઉની માફકજ દીવાના જેવો બની ગયો, અને ત્યાંથી રડતો રડતો આગળ

આવ્યો, તો તેને એક રબારીએ પત્તો આપ્યો કે એક ખૂબસુરત ઓરતને ગુલજાર શહેરના પાદશાહના દીકરા સાથે નાસી જતી મેં જોઇ છે. આ સાંભળી રડતો રડતો સીકંદર પેલા તપસ્વીની ગુફાએ પાછો આવ્યો, અને તેને સઘળી હકીકત કહી તેની સલાહ માગી. તપસ્વીએ કહ્યું, કે 'તારે તારી સ્ત્રીનો પત્તો મેળવી તારી સાથે આવવા કહેવું. જો તારી સાથે આવવા ના પાડે તો કહેવું, કે મેં તને આપેલી મારી અર્ધી ઉંમર પાછી આપ. આથી તે તને તારી અર્ધી ઉંમર પાછી આપશે એટલે તે મડદું થઇ પડશે.' આ પ્રમાણે તપસ્વીની સલાહ લઇ સીકંદર ગુલજાર શહેરના બાદશાહની કચેરીમાં જઇ પોકેપોક મૂકી રડવા લાગ્યો, કે 'હે પાદશાહ ! તારો શાહજાદો મારી ઓરત લઈ આવ્યો છે; માટે તે પાછી અપાવ; નહિતર મારો પ્રાણ હું તને અર્પણ કરીશ.' પાદશાહ ડાહ્યો હતો એટલે તેણે તપાસ કરી ન્યાય આપવાનું કહી, ધીરજ આપી બેસાડયો, અને પોતે મહેલમાં જઇ શાહજાદાને દમ ભરાવ્યો કે 'કોઇ માણુસની ઓરતને લઇ જો તું આવ્યો હોય તો તેને તુરત હાજર કર.' શાહજાદે ગભરાઇને ગુલ્નારને હાજર કરી, એટલે તેને કચેરીમાં લાવી બાદશાહે સીકંદરને પૂછયું કે 'આ સ્ત્રી તારી છે? સીકંદરે તુરત તેને ઓળખી જવાબ આપ્યો. 'હા નામદાર' એજ મારી પરણેલી ઓરત છે.' આ સાંભળી ગુલ્નાર તરતજ બોલી ઉઠી, 'અરે દિવાના આદમી ! આ તું શું બોલે છે ! તારા જેવા હીચકારાને હું મારા ખાવંદ તરીકે કબુલ કરૂં એ બનવા જોગજ નથી. તને તો હું મારા ખાસડાં બરાબરજ ગણું છું.' આમ કહી તેણે પાદશાહને અરજ કરી કે 'જહાંપનાહ ! આ દિવાનો ખરેખર કોઇ ગળે-પડુજ છે. મારે કોઇ ધણી છે નહિ તેમ હજુ સુધી મેં કોઇ ધણી કર્યો પણ નથી.' આ સાંભળી સીકંદરે કહ્યું, 'ગરીબ પરવર ! એજ મારી ઓરત છે, પણ એ મને ખાસડું દેખાડે છે તો ખેર, મારે પણ હવે તે ન જ જોઇએ. હું કહું તે કબુલ કરે તો હું હમણાંજ અહિંથી ચાલ્યો જાઉં.' ગુલ્નારના કહેવાથી સીકંદરે કહ્યું, કે 'મેં તને જે મારી અર્ધી ઉંમર બક્ષી છે તે જો પાછી આપવાનું કહે એટલે હું અહિંથી ચાલ્યો જાઉં છું.' ગુલ્નાર બોલી કે 'તેં જો મને તારી અર્ધી ઉંમર બક્ષિસ કરી હોય તો હું તે તને પાછી ખુશીથી અર્પણ કરૂં છું.' આ છેલ્લા શબ્દો નિકળતાંજ ગુલ્નાર એકદમ મુડદું થઈ નીચે પડી. આ તમાશો જોઇ બધા અજબ થયા અને આ વાતનો ખૂલાસો પૂછયો. સીકંદરે પહેલેથી તે છેલ્લે સુધી બધી હકીકત કહી સંભળાવી એટલે બધા આ નાપાક ઓરત પર ફીટકાર કરવા લાગ્યા. મહેરબાન જજ સાહેબ ! મરદે આ પ્રમાણે પોતાની જીંદગી સુધ્ધાંત આપ્યા છતાં પણ ઓરત જાતે બેઇમાની તથા બેવફાઇ કીધી છે."

જજે ગજાનંદ તથા ગંગાને શિખામણ આપી કે આ દુનિયા દોરંગી છે, તેના તકતા ઉપર અનેક પચરંગી તમાશા થતાજ આવે છે, તેમ પાંચે આંગળી-ઓ સરખી પણ નથી; માટે મરદ ઔવરત એ છે કે ઓરત એવો કશો નકામો વાદવિવાદ કરવોજ નહિ, અને હંમેશાં સુલેહસંપથી પાક પરવરદિગારને માથે રાખી ચાલવું.



## હંસની ચાલ ચાલવા જતાં કાગડાની પણ ભૂલી ગયો !

પર ધન પત્થર સમ જાણજે, પરનારી માત સમાન,
જો ના મલે ધશ એટલે, તો રોશન છે જમાન.

કાશીમાં એક બ્રાહ્મણને શ્રીનિવાસ નામે એક છોકરો હતો. શ્રીનિવાસ ઘણું ભણેલો અને વિદ્વાન હતો. તેણે જુદા જુદા વિષયો જેવાકે ગણિતશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, ભૂસ્તર વિદ્યા, તથા જ્યોતિષ શાસ્ત્ર વગેરેમાં ઘણીજ પ્રવિણતા મેળવી હતી. તે પોતાની બાહોશીને લીધે આખા ગામમાં ઘણોજ વખણાઇ ગયો હતો. એક દિવસ એક માણસે શ્રીનિવાસ શાસ્ત્રીની મુલાકાત લઇ જણાવ્યું, કે "મહારાજ ! આપ ઘણા બુદ્ધિશાળી અને વિદ્વાન છો, પણ વિદ્યા એ તો એક સાગર છે, ઇલમ એ એક દરિયાવ છે. તેમાંથી જેટલું મેળવીએ તેટલું ઓછું છે. ગમે તેવો પંડિત પણ સઘળી વિદ્યા જાણી શકતો નથી. મુલતાન શહેરમાં એક સુતાર છે, તે એવો તો ઉસ્તાદ છે કે આપણા મનની વાત પારખી આપણા મનમાં શું છે તે કહી દે છે." શ્રીનિવાસે જવાબ દીધો, "ભાઇ ! આ દુનિયામાં વિદ્યાનો તો કાંઇ પાર નથી. ઘણાએક માઇના પુત પડયા છે કે તે એક બીજાથી ચડે." આટલી વાતચિત કરી પેલો માણસ શાસ્ત્રીબાવાને નમસ્કાર કરી ત્યાંથી ચાલતો થયો. શ્રીનિવાસને આ સુતારની વાત સાંભળી તેની વિદ્યા શીખવાની હોસ થઇ. આથી તે જુવાન શાસ્ત્રીએ પોતાના માબાપની રજા લઇ મુલતાન જવાનો રસ્તો પકડયો. કેટલેક દિવસે તેણે મુલતાન જઇ પેલા સુતારનું ઘર આપેલી નિશાનીથી શોધી કાઢયું. શ્રીનિવાસે સુતારનું ઘર રાતનો વખત હોવાથી બંધ જોયું એટલે શાસ્ત્રીજીએ બારણું ઠોકવા માંડયું. સુતારે અંદરથી જવાબ દીધો, કે "મહારાજ ! ઉભા રહો બારણું ઉઘાડું છું." શ્રીનિવાસની આટલેથી ખાત્રી થઇ કે મને જોયા વિનાજ સુતારે મારી નાત જાત કહી દીધી છે, માટે પેલા માણસનું કહેવું ખરૂં

ઠરે છે. સુતારે દરવાજો ઉઘાડી શાસ્ત્રીજીનો આદરસત્કાર કરી કાશીથી આટલે બધે દૂર આવવાનું કારણ પૂછ્યું. શાસ્ત્રીજીએ જવાબ આપ્યો કે "તમારી પાસેની વિદ્યા શીખવા હું આટલો લાંબો પંથ ચાલી આપની પાસે આવ્યો છું." સુતારે કહ્યું, "અત્યારે તો રાત પડી છે માટે રસોઇ પાણી કરો. સવાર થતાં બધું સારૂં થઇ રહેશે."

સવારમાં નાહી ધોઇ પુજાપાઠ કરી સુતારે શાસ્ત્રીજીને કહ્યું, "મહારાજ ! હાલ તો તમને આ લાકડાના કકડામાંથી પાવડી ઘડતાં હું શીખવું. તે શીખો અને પાવડી વેચી તમે તમારૂં ગુજરાન ચલાવો." શાસ્ત્રીને વિદ્યા ભણવાની ઘણી હોંસ હતી એટલે તેણે ઘણી સારી પાવડી ઘડી અને તેના આવેલા પૈસા સુતારને આપી તેના ભેગો રહેવા લાગ્યો. થોડી મુદત ગયા પછી શ્રીનિવાસે ફરી આજીજી કરી, કે "શેઠજી હવે તમે મને તમારી વિદ્યા શીખવો તો સારૂં." સુતારે કહ્યું, "મારી વિદ્યા શીખતા પહેલાં ચાર નિયમો સખત રીતે પાળવા પડે છે. જો તે ચાર નિયમો બરાબર પાળો તો મારી વિદ્યા શીખેલીજ સમજજો. એ ચાર નિયમો નીચે પ્રમાણે છે.

૧ લું:—પોતાની મહેનતથી પરસેવો ઉતરતાં જે મળે તેજ ખાવું; પરાઇ દોલતની આશા રાખવી નહિ.

૨ જું:—કદી પણ ચોરી કરવી નહિં.

૩ જું:—કોઇ પણ દિવસ જુઠું બોલવું નહિ.

૪ થું:—બીજાની સ્ત્રી ગમે તેવી ખૂબસુરત અને રૂપાળી હોય તોપણ તેની ઉપર નજર બગાડવી નહિ.

આ ચાર નિયમોનું જો સખત રીતે પાલન થશે તો મારી વિદ્યા તુરત ફળશે." શ્રીનિવાસે આત્મસંયમ રાખી આ પ્રમાણે ચાલવા માંડયું. એક વરસ પુરૂં ન થયું એટલામાં તેને પણ સુતારની માફક બધું ભવિષ્ય જણાવા લાગ્યું, વખત જતાં તે સુતારથી પણ વિશેષ ચતુરાઇ બતાવવા લાગ્યો. જે કોઇ બ્રાહ્મણની વાત સાંભળતા તેઓ સુતાર આગળ તારીફ કરતા, કે "શેઠજી તમારો ચેલો તો ઘણો હોશિયાર થયો છે." આ પ્રમાણે બે વરસ પુરાં થયાં એટલે શાસ્ત્રીજીએ સુતાર પાસે રજા માગી. જતી વખતે સુતારે શિખામણ આપી, કે " મારા ચાર નિયમો ભુલતો ના. જો એકાદો નિયમ પણ તોડીને આડે રસ્તે જશે તો વિદ્યા ફળશે નહિ." ઉસ્તાદને પગે લાગી શ્રીનિવાસે પોતાના વતન કાશી તરફ જવાનો રસ્તો પકડ્યો.

રસ્તામાં ચાલતાં ચાલતાં તે પોતાના ગામના સગા સંબંધીઓ અત્યારે અને આ વખતે દરેક શું કરે છે તેની અગમચેતી જોતો ગયો, અને તારીખવાર બધું એક કાગળની નોંધપોથી કરી તેમાં લખતો ગયો, કે જેથી ઘેર જઇ તરત પોતાની

વિદ્યાનો ચમત્કાર બતલાવાય. ચાલતાં ચાલતાં જયારે કાશી ચારેક કોસ બાકી રહ્યું, ત્યારે રાત પડી અને ત્યાં એક ગામ આવ્યું. આથી ત્યાં રાત ગાળવા શ્રીનિવાસ એક ધર્મશાળામાં જઇ સુતો; ત્યાર પછી તેની પાસે એક નવોઢા-ખૂબસુરત સ્વર્ગની પરી જેવી સુંદરી, અંગે સોળે શણગાર સજી, જરીઆનની સાડી તથા બગદાદી મખમલની બુટાવાળી તસતસતી ચોળીથી યોવનના ખીલી રહેલા ફુલોને છુપાવતી, સિંહગામી કેડ, મીન સરીખાં નેત્ર, અને પ્રવાલસમ હોઠવાળી, હાથમાં સોના મહોરથી ભરેલો રૂપાનો થાળ લઇ ધર્મશાળા પાસે જયાં શ્રીનિવાસ સુતો હતો ત્યાં આવી ઉભી રહી. શ્રીનિવાસે પાસું બદલતાં જરા નજર કરી તો તે સ્ત્રીનું લાવણ્ય જોઇ દીગમૂઢ થઇ ગયો, છતાં હૃદયમાં હિંમત રાખી તેને પૂછવા લાગ્યો કે " હે સુંદરી ! તું કોણ છે ? કયાંથી આવી છે ? અને અત્યારે અર્ધી રાતે કયાં જવા માગે છે ?" પેલી સ્ત્રીએ જવાબ આપ્યો કે " હું મારા ધણીથી રીસાઇ કુવામાં પડી આપઘાત કરવા જાઉં છું". આ સાંભળી શ્રીનિવાસનું ભેજું ખસી ગયું. શાસ્ત્રીજી ઉસ્તાદની શિક્ષા ભૂલી ગયા, અને સુંદરીની મોહજાળમાં સપડાયા. તેણે વિચાર કર્યો કે આટલી વિદ્યાની સાથે જો આ સુંદરી અને તેની પાસેનું સર્વ ઝવેરાત મળે, તો મને કોઇ જાતની પછી ખોટ રહે નહિ. તેણે પેલી સ્ત્રીને કહ્યું, " તું આપઘાત શા માટે કરે છે ? જો તું મારી સાથે આવશે તો હું તને ઘણાજ સન્માનથી રાખીશ." પેલી સ્ત્રીએ આ વાત કબુલ કરી એટલે શાસ્ત્રીજીએ તેના જવેરાતની એક પોટલી બાંધી પોતાના માથા નીચે મૂકી. પેલી ઓરતને પોતાના પાસામાં સુવાડી પોતે ઉંઘી ગયો. સવાર પડતાં જુએ તો પેલી સ્ત્રીએ ન મળે, અને પોટલીએ ન મળે. એટલે શાસ્ત્રીજી ગાંડા જેવા બની ગયા અને પારકી સ્ત્રીને માટે આખા ગામમાં તથા આખા જંગલમાં શોધ કરી થાકયા; પણ કંઇ પત્તો ન મળવાથી આખરે થાકીને ધર્મશાળામાં આવી સુતા. બીજા દિવસનું સવાર થતાંજ ત્યાંથી ઉઠી તેઓએ પોતાના ગામનો રસ્તો લીધો.

શ્રીનિવાસે પોતાને ગામ આવી પોતે બીજાના મનની વાત જાણવાની વિદ્યા શીખી લાવ્યો છે, એવાં બણગાં ફુંકવા મંડયો. તેની આ વાત સાંભળી તરતજ તેના સ્નેહિઓ પરીક્ષા કરવાની ખાતર પોતાના મનની વાત પૂછવા લાગ્યા; પણ શાસ્ત્રી તે બધી વાતોમાં જુઠા પડતા ગયા. એટલે બે દહાડા પહેલાંની પોતાની પાસેની અગાઉથી કરી રાખેલી ટીપ બતાવી, તો તે ખરી પડી. આથી ગામના લોકોએ જાણ્યું કે ઉસ્તાદે પહેલાં વિદ્યા શીખવી છે તો ખરી; પણ પાછળથી તે ભૂલી ગયો લાગે છે. શ્રીનિવાસ મનમાંને મનમાં સુતારને ગાળો દેવા લાગ્યો, પણ તે કમબખ્ત બેવકુફ બ્રાહ્મણને પોતાની ભૂલ માલમ પડી નહિ. આથી

તે બાપની રજા લઇ ફરી પાછો સુતાર પાસે જવા તૈયાર થયો. પહેલાં માફક રાતને વખતે જઇ સુતારના ઘરનું બારણું ઠોક્યું, એટલે સુતારે કહ્યું, " મહારાજ ! જેવા આવ્યા તેવા પાછા ચાલ્યા જાવ." શાસ્ત્રીએ સુતારને એટલો બધો ગુસ્સો કરવાનું કારણ પૂછ્યું એટલે સુતારે કહ્યું, " મહારાજ ! પેલી ધર્મશાળામાં ખૂબસુરત સ્ત્રીની લાલચમાં તથા સોના મહોરથી ભરેલા થાળથી લપટાયા હતા તે તમેજ કેની ? " આ સાંભળી શાસ્ત્રીજીનાં ગાત્ર ગળી ગયાં, અને બીજી વખતે એવી ભૂલ ન કરવા કબુલાત આપી; પણ સુતારે કહ્યું, " મહારાજ ! મારા ઘરમાં પણ વહુ દીકરી છે; માટે હવે તમારો વિશ્વાસ નહિ કરૂં. જાવ જેમ કરતા હો તેમ કરો. હંસની ચાલ ચાલવા જતાં કાગડાની પણ ભૂલી જશો." શાસ્ત્રી બાવા આ સાંભળી હતાશ થઇ ત્યાંથી ચાલતા થયા.



## ધણીને ખાસડાં મારવાની શરતથી પરણેલી નવાબની બે કુંવરીઓ.

ચંદ્રનગર નામે એક શહેરમાં જુલ્ફીકારખાં નામે એક નવાબ રાજ કરતો હતો. આ પાદશાહ જો કે રાજપાટ ચલાવવામાં ઘણો હોશીયાર અને બાહોશ હતો; પણ સ્વભાવે ઘણો નમ્ર અને જલાલુદ્દીન ખીલજી જેવો દયાળુ હતો. આથી તેની આ નરમાશનો લાભ લેવા લુચ્ચા, હરામખોર માણસો ચુકતા નહિ. જુલ્ફીકારખાંની બેગમ તેનાથી તદ્દન ઉલટાજ સ્વભાવની હતી. તેણી એવી તો કમઅકલ અને હઠીલી હતી કે પોતાની લીધેલી જીદ તે કદી છોડતી નહિ, તેમ કોઇને ગણકારતી પણ નહિ. તે નવાબને બે કુંવરીઓ હતી, તેને પણ એ બેગમે એવુંજ શિક્ષણ આપી લાડમાં ને લાડમાં ઉછેરી હતી. તેણે પોતાની કુંવરીઓને સારી ટેવ પાડવાને બદલે ખરાબ ટેવોનુંજ ઉત્તેજન આપ્યું હતું. વળી તેણે નાનપણથીજ પોતાની છોકરીઓને એવું શીખવ્યું હતું, કે કોઇ તમારી સાથે શાદી કરવા માગે તો પ્રથમ એવી શરત કરાવજો, કે જે ધણી દિવસે અને રાતે મળી અમારા હાથનાં બસો ખાસડાં ખાવા તૈયાર હોય, તેનીજ સાથેજ અમે અમારી શાદી કરશું. લાંબી મુદતે નવાબની કુંવરીઓ જયારે પરણાવવા લાયક થઇ ત્યારે આસપાસના રાજા રજવાડામાંથી તેમજ અમીર ઉમરાવો તરફથી તેનાં માગાં આવવા લાગ્યાં. આથી નવાબે પોતાની કુંવરીઓની મરજી જાણવા માટે તેમને

પૂછાવ્યું તો તેઓએ પોતાની માની આપેલી શિખામણુ પ્રમાણે જવાબ આપ્યો કે, "જે ખાવંદ સવાર સાંજના મળી બસો ખાસડાં ખાવા તૈયાર હોય તેમનેજ અમે તો પરણુશું." નવાબ આ સાંભળી ઘણોજ દીલગીર થયો, અને આવી શરત ન કરવા માટે પોતાની દીકરીઓને સમજાવવા લાગ્યો, કે કોઇની પાસેથી આપણાથી એવી શરત કરાવાય નહિ અને કોઇ એવી શરત કરે પણ નહિ. ઉલટું તેમ કરતાં મારી આબરૂના કાંકરા થાય; વળી ખાવંદને તો પૂજવો જોઇએ તેને બદલે ખાસડાં મારવાં એ તો ઘણુંજ નીચ અને હલકું દોજખમાં નાખનારૂં કામ ગણાય. નવાબે આ પ્રમાણે ઘણુ ઘણું સમજાવ્યા છતાં આ કમબખ્ત છોકરીઓ કશું પણ સમજીજ નહિ. આથી બાદશાહ નિરાશ થયો. આખા ગામમાં આ વાત ફેલાતા આસપાસના રાજા રજવાડાએ-જેમણે તેઓને માટે માગાં કર્યાં હતાં, તેમણે પોતાની માગણી પાછી ખેંચી લીધી.

હવે બનાવ બરાબર એવો બન્યો કે નવાબની કુંવરીઓ પચીશ પચીશ વર્ષની ભરજુવાન થઇ, પણ તેની શરત કબુલ કરનારો કોઈ ખાવંદ તેઓને મળ્યો નહિ.આથી બાદશાહ પોતાની છોકરીઓને હદથી કંટાળી ગયો અને તેણે નક્કી કર્યું કે ગમે તેવો ભિખારી આવે તોપણ તેની સાથે આ કમજાતોને પરણાવી દઉં. પાદશાહ આ પ્રમાણે ચિંતામાં હતો. એવામાં બે પરદેશી ગરીબ મુસલમાનો ત્રીશ પાંત્રીશ વર્ષની ઉંમરના થયા છતાં જેમને બૈરી મળી ન હતી; તેઓ ગામમાં આવી ચડયા. જેઓ નવાબની દીકરીઓની વાત સાંભળી તેમની શરત કબુલ રાખી પરણવા તૈયાર થયા. તેમણે પાદશાહને આ વાત કહેવરાવી એટલે બાદશાહે તેમને બોલાવી તેમની પાસેથી બસો ખાસડાં ખાવાની શરત લખાવી લઇ, બંને કુંવરીઓ એક એક ભાઇને પરણાવી દીધી. આ બે ભાઇમાં મોટો ભાઇ ચાલાક અને હુશિઆર હતો. નાનો ભાઇ જરા સરળ મનનો અને લાંબી નજર વિનાનો હતો. આથી તે તો પોતાની બૈરીના આગ્રહથી નવાબના મહેલમાં રહેવા લાગ્યો, અને દરરોજના બસો ખાસડાં ખાવા લાગ્યો. મોટો ભાઇ કાબેલ હતો તેથી તેણે લગ્ન કર્યા પછી તરતજ પોતાની બૈરીને પોતાના સાથે આવવા કહ્યું. નવાબજાદીએ તેને પોતાના બાપના બીજા મહેલમાં રહેવા સમજાવ્યો; પણ તેણે પોતાની બૈરીને દમ ભરાવ્યો, કે "તું નવાબની દીકરી થઇ એટલે શું થયું? તારા બાપે તને મારી સાથે પરણાવી છે, માટે હું તારો ધણી છું તું મારી ધણી નથી. હું કહીશ ત્યાં તારે આવવુંજ પડશે. તારા બાપના બંગલા કરતાં મારી ઝુંપડી મારે મન તો વધારે સારી છે, માટે તારે મારી સાથે આવવુંજ પડશે. પેલી છોકરી તો મીયાંનો રોફ જોઇ થથરીજ ગઇ અને મનમાં બોલવા લાગી કે મિંયાનો મીજાજ તો આકરો છે. તેણી તેની સાથે જવા

તૈયાર થઇ. પેલો મિયા ગામમાંથી એક ગાડું ભાડે કરી આવ્યો, અને સાથે શહેરમાંથી એક કુકડી, બિલાડી, માટલું અને સાદડી લઇ આવ્યો, અને ગાડાં સાથે તે બધું બાંધ્યું. ગાડું ચાલતાં ચાલતાં માટલું ખખડભખડ થવા લાગ્યું, એટલે મિંઆએ ગુસ્સે થઇ કહ્યું, "બદમાશ ! સબકે સાથ ખખડ ખખડ કરતા, ઔર મેરી સાથ પણ ખખડભખડ લગાઇ." એમ કહી માટલાંને હાથમાં લઇ જોરથી રસ્તામાં ફેંકી દીધું. એવામાં સાદડી ખસર પસર થવા લાગી, એટલે મીયાંએ તેનાં પણ પાંદડે પાંદડા છુટાં કરી ફેંકી દીધી. પેલી છોકરી તો મીયાંનો મીજાજ જોઈ ભયભીત થઇ ગઇ કે આ તો મારો પીટયો ગાંડા જેવો લાગે છે. એટલામાં પેલી મરઘી દબાણુમાં આવ્યાથી કુકુ કુકુ કરવા લાગી, એટલે મીયાંએ મીજાજ ખોઈ તેના પણ બે પગ ઝાલી તેને ચીરી નાખી બોલ્યો, "સબકે સાથ કોકો કરતે ઔર મેરે સાથ પણ કોકો કરકે લગાઇ." આગળ ચાલતાં બીલાડી મીંઆઉ ! મીંઆઉ ! એવો અવાજ કરવા લાગી, એટલે મીયાંએ કહ્યું, "મીંઆ એ મીંઆઉ, ને પીંજારા એ મીંઆઉ." એમ કહી તેને પણ ગાડા ઉપરથી નીચે ફેંકી દીધી. ગાડાવાળો પણ આ જોઇ આભોજ બની ગયો. પેલી છોકરી તો ધ્રુજવા લાગી. એવામાં મીંઆએ વખત જોઇ ગાડાવાળાને પણ ઉધડો લીધો અને કહ્યું કે "ગાડું ઝટ ચલાવ." આ પ્રમાણે મીંઆએ ઘેર આવી, ખાણું ખાઇ આરામ કર્યો. સુતી વખતે મીંઆએ એક નાગી તરવાર ખીંટીએ લટકાવી ઔરતને જણાવ્યું કે "ખબરદાર! સમજીને ચાલજે, જો કાંઇ આડી અવળી ચાલી તો ધ્યાન રાખજે કે આ તરવાર તારા માટેજ તૈયાર છે." આથી છોકરી ખાસડાં મારવાનું તો ભુલી ગઇ, પણ ઉલટી ગરીબ થઇ રહેવા લાગી. આ પ્રમાણે મોટાભાઇનો સંસાર સુખી નિવડયો, અને નાનો ભાઇ બિચારો દરરોજનાં બસેં ખાસડાનો માર ખાવા લાગ્યો.

કેટલે વખતે બંને ભાઈઓની એક ગામમાં મુલાકાત થઇ જે વખતે તેઓએ અરસપરસ પોતપોતાના ઘરની વાત કહી. મોટાભાઈની, બૈરીને વશ કરવાની રીત જોઇ નાનો ભાઇ પણ કહેવા લાગ્યો, કે જો મેં પણ તમારી પ્રમાણે પહેલેથીજ ધાક બેસાડયો હોત તો મારે ખાસડાં ખાવાનો વખત ન આવત. આ ઉપરથી તેણે પણ મોટા ભાઇની યુકિત અજમાવી જોવાને વિચાર કર્યો. મોટાભાઇએ કહ્યું, હવે તે વાત બનવી મુસ્કેલ છે. જો પહેલેથીજ એવી છાપ પાડી હોત તો પડત; છતાં હજી પણ કાંઇ યુકિત કરી જો. નાનાભાઇએ તેનાથી છુટા પડી ગામમાં આવી એક મરઘી, એક બિલાડી, અને એક સાદરી તથા માટલું ખરીદ કર્યાં. રાતને વખતે જયારે તે સુવા ગયો ત્યારે તે બધાં પલંગને પાએ બાંધ્યાં. ત્યાર પછી કાંઇને કાંઇ બહા-

-ના બતાવી ચારેના હાલ બેહાલ બનાવી દીધા. જેથી તેની બૈરી આ બધો મામલો જોઇ હસવા લાગી એટલે મીંયાંએ રાડ મારી કહ્યું, "જીસ વકત મેરેકુ ગુસ્સા આયા, ઇસ વકત તું મુઝે હસતી હૈ. કમબખ્ત ચૂપ! દેખતી નહી કે બિલી ઔર મુરઘેકા મૈને કેશા હાલ કીઆ?" આ સાંભળી મીંયાંની જાલીમ ઓરતે જવાબ દીધો કે, "મીંયાં અબી ચૈઇએ તો ઇદર બાઘ લાકે બાંધ, પણ તેરેસે ડરતી નહી હું. મુરઘી ઓર બિલ્લીકા કયા બીસાત હૈ!" આ પ્રમાણે સામો દમ ભરાવી સુતી વખતે સીરસ્તા પ્રમાણે સોને બદલે એકસોને એક ખાસડાં માર્યાં. આ જોઇ મીંયાં ભાઇ બોલ્યા, "આજે તેં મુજકુ એક જુતા જાદે કાયકુ મારા?" પેલી ઓરતે જવાબ આપ્યો "આજે તુંમને મેરી સાથ ઢોંગ મચાયા ઇસ વાસ્તે એક જુતી વધારે લગાયા કે ફીર એસા ઢોંગ નહી મચાવે." આ જોઇ મીંયાં થથરી ગયો કે વળી કાંઇ યુકિત કરીશ તો વધારે ખાસડાં ખાવાં પડશે; માટે હવે તો દરરોજ મુંગા મુંગા બસો ખાસડાં ખાવાંજ બહેતર છે. આ બાબતની મજાને તથા નવાબને ખબર પડતાં તેઓએ જાણ્યું કે જે મરદે પોતાની ઓરત પર પહેલેથીજ ધાક રાખ્યો તે ફાવ્યો છે. પછીથી ધાક રાખવા જનાર ફાવી શકતો નથી ને દરરોજના બસેં ખાસડાંનો માર લાચારીએ ખાવો પડે છે.

---

## ધણીને મુએલો સમજી તેની પીઠ ઉપર ઉભી રહી પોંઆ ખાનારી ઓરત.

---

નાતરસ નારી રહે, ના મરતો તે પર જાણ,
આ વારતા વિચારીને, રાખી લેજે ધ્યાન.

---

નેપાલના રાજાના દરબારમાં એક મશ્કરો અમીર હતો. આ અમીર દરરોજ ફુરસદની વખતે રમુજી વાતો કરી રાજાનું દીલ રંજન કરતો. એક દિવસ આ હસમુખાએ બાદશાહને કહ્યું, કે સ્ત્રી અને પુરૂષ પોતાની ચતુરાઇ અને લાયકી દેખાડવા અનેક જાતના ઢોંગી ચરીત્રો કરી એક બીજાને છેતરે છે. તે માંહેની એકાદ બે વાતો જો આપ હુકમ ફરમાવો તો કહી સંભળાવું. રાજાએ હુકમ કરવાથી પેલા મશ્કરાએ નીચેની બે વાતો રાજાને કહી સંભળાવી.

મીરત શહેરમાં રહેનારી એક સ્ત્રી એવી તો લુચ્ચી અને હરામખોર હતી કે રાતના પોતાના ઘરમાંથી નિકળી પોતાના ધણીને સુતો મુકી બાહેર રખડવા જતી. આ ઓરત આમ છતાં પોતાના ધણીને મોઢે કહેતી કે "હું તો ખરેખર પતિવ્રતા છું. તમારા ખાધા વિના ખાતી નથી. તમને જોઇનેજ તમારા દર્શન કર્યા પછીજ ઘરનાં બધાં કામો કરૂં છું. તમોને ખવડાવીને ખાઉં છું. તમારા સુતા પછી સુઉં છું. તમારા પેહેલા સવારમાં જાગી ઉઠું છું. તમને જ્યારે ન જોઉં ત્યારે મને બિલકુલ ચેન પડતું નથી. ખરેખર! તમારાં ધનભાગ્ય કે તમને મારા જેવી સતી સ્ત્રી મળી." આ પ્રમાણે રોજ તે પોતાના ધણીને મોઢે ડંફાસ મારતી. એક વખત તેના ધણીએ તેની પરીક્ષા જોવાનો વિચાર કર્યો. આથી પોતે આગલે દિવસે રાતે બિમાર હોવાનો ઢોંગ કરી પડયો. બીજી સવાર થતાંજ મરી ગયાનો ઢોંગ કરી ગુપચુપ પડી રહ્યો. પેલી સ્ત્રીએ સવારે આવી જોયું તો મરી ગયા જેવો લાગ્યો. આથી તે બોલી કે "પીટયો કાલનો કહેતો હતો કે મારો જીવ મુંઝાય છે તો રખેને તે મરી ગયો હોય! જો હમણાજ કુટુંબીઓને બોલાવી એકઠા કરીશ તો ખાવાનું સાંજે મળશે ને ભૂખ્યા આખો દિવસ હેરાન થવું પડશે; માટે ચાલને હમણાંજ આ પૌંઆ દુધમાં પલાળ્યા છે તે ખાઇ લઉં." સીંકા ઉપરથી દુધ ને પૌંઆ ઉતારવા ગઇ, પણ પોતે પહોંચી શકી નહિ. આથી ધણીને મુવેલો સમજી તેના ઉપર પગ દઇ પૌંઆ ઉતારી ખાધા. તેનો ધણી તો આ બધો દેખાવ ગુપચુપ ચું કે ચાં કર્યા વિના જોતો હતો. છેવટે તેની જનોઇએથી ચાવી છોડી બધું દ્રવ્ય પણ પોતાને સ્વાધિન કરી લીધું.

પોતાના ધણીના બધા દાગીના ઉતારી લીધા પછી તેણે ધણીના દાંતમાં સોનાની રેખો દીઠી. એટલે લોભને વશ થઇ તે પણ કાઢી લેવાનો તેણે વિચાર કર્યો. રેખો દાંતમાં મજબુત બેસાડેલી હોવાથી તે કાઢવા માટે દાંતજ કાઢી લેવાનું યોગ્ય ધારી દાંત પાડવા માટે એક હથોડી લઇ આવી. તેનો ધણી જે અત્યાર સુધી આ બધો બનાવ છાનો માનો જોનો ઢોંગ કરીને પડયો હતો, તેણે વિચાર્યું કે જો હવે આમને આમ ઢોંગ કરીને પડયો રહીશ તો આ રાંડ હમણાં મારા દાંત પાડી નાખશે. આમ વિચાર કરી જેવી તેની સ્ત્રી હથોડી લઇ આવી કે તરતજ તેણે તેનો હાથ પકડી લીધો ને કહ્યું, કે "બસ, હવે ઘણું થયું. તારા જેવી સતી સ્ત્રીઓ દુનિયામાં ઘણીજ થોડી હશે. આવુંજ તારૂં પ્રતિવ્રતને?" પેલી સ્ત્રી તો ગભરાટની મારી દીગ્મુંઢ થઇ ગઇ ને શરમની મારી મોઢું નીચું કરી પોતાના પાપનો પસ્તાવો કરવા લાગી.

બીજી વાત એ છે, કે મથુરા નગરીમાં બહાદુરખાં નામે સિપાઈ રહેતો હતો. તેની બીબી તેને હંમેશા કહેતી કે "હું તમારા વિના એક ઘડી પણ એકલી રહી શકતી નથી. તમારા વિનાનો એક દિવસ મને એક વરસ જેવડો લાગે છે. જેમ માછલી પાણી વિના તરફડે છે તેમ હું પણ તમારા વિના તમારી ગેરહાજરીમાં તરફડું છું. વળી તમારી છુપી વાત જીવ જતાં પણ કોઇને કહેતી નથી". આ પ્રમાણે બીબી દરરોજ સ્ત્રીચરિત્ર કરી બહાદુરખાંને બનાવતી. બહાદુરખાં દુરઅંદેશી હતો; તેથી તેણે વિચાર કર્યો કે એક દિવસ બીબીના શબ્દોની પરીક્ષા કરવી ખરી. આમ વિચાર કરી તેણે એક દિવસ એવું કર્યું, કે તે શહેરના રાજાનો કુંવર જે બહાદુરખાંનો દોસ્ત હતો, તેને એક ઠેકાણે છુપી રીતે કોઇ ન જાણે તેમ ઘણીજ સારી સગવડવાળી જગામાં રાખ્યો; અને પોતે બજારમાં જઇ એક ભુરાકોળું લાવી તેની અંદર લાલ રંગનું પાણી ભરી એક રૂમાલમ વાંટાળી ઘેર લાવ્યો. ભુરાકોળું ગોળ તથા માણસના માથા જેવડું મોટું હતું, તેમજ તેમાથી લાલ રંગનું પાણી ટપકતું હોવાથી જાણે માણસનું માથું કાપી રૂમાલમાં વીંટા-ળ્યું ન હોય એવો દેખાવ જણાતો હતો. ઘેર આવી બૈરીને કહ્યું, કે જો મારે રાજાના કુંવર સાથે ભાઇબંધી હતી તે તો તું જાણે છે. આજે મારે તેની સાથે તકરાર થવાથી તેનું માથું કાપી આ રૂમાલમાં હું વીંટી લાવ્યો છું; માટે તુ કોઇને કહેતી ના. બૈરીએ આ વાત કોઇને પણ ન જણાવવા કબુલાત આપી. પછી બીજે દિવસે રાજાનો કુંવર ગુમ થવાથી આખા શહેરમાં તેની તપાસ ચાલી. જયારે શહેરમાં એક તરફથી તપાસ ચાલી રહી હતી ત્યારે બહાદુરખાંએ ઘરમાં કાંઇક બહાનું કાઢી ઇરાદાપુર્વક બીબી સાથે મોટો કજીયો કર્યો. આ કજીયાથી બીબીનું જોર વધ્યું ને તેણે પોતાના ધણીને શિક્ષા કરાવવા, તેમજ પોતાની સાથે કદી પણ કજીયો ન કરે એવા હેતુથી તે રાજાના સિપાઇ પાસે ગઇ, અને પોતાના ધણીએ રાજાના કુંવરનું ખૂન કર્યું છે એ વાત રાજા પાસે જાહેર કરી. નિશાની દાખલ જો પોતાના ધણીને પરહેજ કરવામાં આવે તો કુંવરનું માથું પણ ઘરમાંથી લાવી આપવા તેણે જણાવ્યું. રાજાના હુકમથી સિપાઇઓએ બહાદુરખાંને પરહેજ કર્યો, ને તેને મુશ્કેટાટ બાંધી રાજાની હજુરમાં લઇ ગયા. નિશાની દાખલ કપડામાં વિંટાળેલું પેલા માથાના દેખાવનું કોળું પણ લઈ ગયા. રાજાએ રૂમાલમાં વિટાળેલી વસ્તુ જોતાંજ બહારના દેખાવથી તેને કુંવરનું માથું માની લીધું; અને કોઇ પણ જાતની તપાસ કર્યા વિના બહાદુરખાને ફાંસીની શિક્ષા જાહેર કરી દીધી. બહાદુરખાંએ જતાં જતાં રાજાને પોતની એક અરજ સાંભળવા ઘણાજ કાલા-વાલા કર્યા. તેણે હાથ જોડી કહ્યું, "જહાંપનાહ! હું ફાંસીએ ચડવા તૈયાર

છું; પણ ત્યાર પહેલાં જો મારી એક અરજ સાંભળવામાં આવશે તો મરતાં મરતાં પણ મને સંતોષ થશે." રાજાએ ગુસ્સામાંને ગુસ્સામાં પ્રથમ તો કંઈ પણ સાંભળવા સાફ ના પાડી; પણ જ્યારે બહાદુરખાંએ બહુજ વિનંતિ કરી ત્યારે રાજાએ તેને જે કાંઇ કહેવાનું હોય તે ટુંકમાંજ કહી દેવા જણાવ્યું. બહાદુરખાંએ હાથ જોડી અરજ કરી, "નામવર ! રૂમાલમાં શું વીંટાળેલું છે તેની જરા આપ તપાસ કરો, ને પછી મને સુખેથી ફાંસીએ લટકાવો". બાદશાહે રૂમાલ છોડાવ્યો તો તેની અંદર એક ભુરાકોળું વીંટાળેલું જોયું. બાદશાહ આ જોઇ આશ્ચર્ય પામ્યો, અને આ વાતનો ખુલાસો માગ્યો. બહાદુરખાંએ હાથ જોડી કહ્યું, "આલમપનાહ ! આપનો શાહજાદો અમુક જગ્યાએ એશઆરામમાં મોજ-મજાહ કરે છે. સિપાઇને મોકલી તેને અહિં બોલાવવાથી આપની તે બાબતમાં ખાત્રી થશે." બાદશાહે તરતજ સિપાઇઓને બહાદુરખાંએ બતાવેલી જગ્યાએ મોકલી કુંવરને બોલાવ્યો, અને આ પ્રપંચ રચવાનું તેને કારણ પૂછ્યું. બહાદુરખાંએ જવાબ આપ્યો, "નામદાર મારી બૈરી મને રોજ કહ્યા કરતી હતી કે 'મારા જેવી સતી સ્ત્રી બીજી કોઇ છેજ નહિ ! હું તમારા પર એટલો તો ચાહ રાખું છું કે તમને જોયા વિના મને જરા પણ ચેન પડતું નથી. તમારા વિનાની એક ઘડી પણ મારે એક જુગ સરખી જાય છે; વળી તમારી છુપી વાત મારો જીવ જતાં પણ કોઇને કહેતી નથી." તેની આ વાતો સાંભળી તેની કસોટી કરવા આ બધો પ્રપંચ મેં કર્યો છે. ત્યારબાદ આપના કુંવરને અમુક સલામત જગોએ રાખી, હું ગામ-માંથી આ ભુરાકોળું લઇ તેમાં લોહીના જેવો લાલરંગ ભરી, કોળાને રૂમાલમાં વિંટાળી ઘેર લાવ્યો અને બૈરીને કહ્યું, કે, 'આ રાજાના દીકરાનું માથું તેની સાથે કજીયો થવાથી હું કાપી લાવ્યો છું; માટે તું કોઇને કહેતી ના'. બીજે દિવસે મેં જાણી જોઇને બૈરી સાથે કજીયો કર્યો, એટલે તેણે આવી આપ નામદારને ખબર આપી મારા આ હાલ કરાવ્યા !" રાજા આ સાંભળતાંજ બહાદુરખાંની હીકમતથી ઘણોજ ખુશી થયો જેથી તેને છુટો કરી શાબાશી આપી માન સાથે વિદાય કર્યો.



## બંદો ચાહે છે શું અને ખુદા કરે છે શું !

જેને પાંઉ જુતીયાં નહી, તે બનિયો સરફરીન,
વિધ બદલ વિધિયા મળી, ઓ તું બંદેનવાજ.

જયપુરમાં રાયસેન કરીને એક રાજા રાજ કરતો હતો. આ રાજાને શિકારનો એટલો તો શોખ હતો કે તે રાજનું સઘળું કામ વજીરને સોંપી બધો વખત

શિકારમાંજ કાઢતો. વજીર જાતે બુધ્ધિવાળો અને સમજુ હતો તેથી પોતે રાજની વ્યવસ્થા ઘણીજ સારી રીતે રાખતો. વળી તે રાજાને ઘણી વખત સમજાવતો પણ કે "નામદાર! શિકાર પાછળ આટલો બધો વખત ગાળવો એ વ્યાજબી નથી; કારણ તેથી પ્રજાનો પ્યાર રાજા ઉપરથી ઉતરી જાય છે. વળી દરેક બાબતમાં હદમ ો કામ કરીએ ત્યાં સુધી સારૂં, હદ ઓળંગી આગળ જવાથી ફાયદાને બદલે નુકશાનજ થાય છે. માટે આપ જો થોડો પણ વખત રાજકાજમાં દેખરેખ ાખો તો ઘણું સારૂં." રાજાને શિકારનો એવો તો શોખ લાગ્યો હતો, કે તે ઝરનું કહેવું જરાય કાન ઉપર ધરતો નહિ. વજીર ચતુર હોવાથી રાજાના વનો જોખમ ન થાય તે માટે રાજા જ્યારે શિકાર કરતાં થાકી જાય અથવા કોઇ જંગલી પ્રાણી તેના ઉપર હુમલો કરવાની તૈયારીમાં હોય; ત્યારે વજીરનો પાછળ રાખેલો સ્વાર રાજાનો બચાવ કરી લેતો. દરરોજના શીરસ્તા મુજબ એક દિવસ રાજા શિકારે નિકળ્યો, અને ત્યાં તે એક ખૂબસુરત હરણની પાછળ પડયો. હરણ દોડતુ દોડતું રાજાને ઘણે દૂર ખેંચી ગયું; પરંતુ રાજાએ તેનો પીછો છોડયો નહિ. હરણ આગળ અને રાજા પાછળ એમ કરતાં કરતાં હરણ એક ઝાડીમાં ગેબ થઇ ગયું. ત્યાં રાજા ઘણોજ થાકી જવાથી એક ઝાડ નીચે વિસામો લેવા બેઠો. એટલે પેલો પાછળ રહેલો સિપાઇ રાજાને હતાશ થએલો જોઇ તેની ખીદમત બજાવવા તેની પાસે ગયો. રાજાએ જોયું કે આ સિપાઇ મારી પાછળ હતો, અને તેથી હરણ મારી આગળથી ગેબ થઇ ગયાની વાત જાણે છે; માટે આ વાત જો મારા અમીર ઉમરાવોના જાણવામાં આવશે તો મારી આબરૂ જશે; માટે કોઇબી ઉપાયે આ સ્વારનો જીવ લેવો જોઇએ. આમ વિચાર કરી તેણે પેલા સ્વારને એક ચીઠી પ્રધાન ઉપર લખી આપી તેમાં લખ્યું, કે 'આ સ્વારને તરતજ વિષ દેજો.' રાજાની મતલબ વિષ (ઝેર) દેવાની હતી, પણ ભુલમાંને ભુલમાં વિષને બદલે વિષયા લખાઇ ગયું. પેલા સિપાઇએ જઇ વજીરને કુર્નેસ બજાવી ચીઠી આપી. વજીર ચીઠી વાંચી વિચારમાં પડયો, કે આ સિપાઇએ એવી તે શું સેવા બજાવી હશે કે રાજા આ સિપાઇને પોતાની દીકરી વિષયા આપવા લખે છે; પરંતુ રાજાએ ચીઠીમાં હુકમનો તાબડતોબ અમલ કરવા લખ્યું હતું, જેથી વજીરે રાજાની દીકરી જે વિષયા હતી તેની સાથે પેલા સિપાઇનાં લગન કરી આપ્યાં. રાજા બીજે દિવસે ઘેર આવી જુએ છે તો પેલા સીપાઇને પોતાની દીકરી સાથે અમનચમન કરતો દીઠો. એટલે તેણે વજીરને તેમ કરવાનું કારણ પૂછયું. વજીરે રાજાને તેની ચીઠી બતાવી કહ્યું, "આપે પોતેજ વિષયા જે આપની કુંવરી છે ત આપવા લખ્યું છે." રાજા વિચારમાં પડયો કે મેં તો તેને વિષ

એટલે ઝેર આપવા લખ્યું હતું ને આ શું? પોતાની ચીઠી જોતાં વિષને બદલે વિષયા લખેલું રાજાને માલમ પડયું. આ જોઇ તે બોલ્યો, કે "ખરેખર! બંદા ચાહે છે શું ને ખુદા કરે છે શું!" આ વાતની લોકોમાં ખબર પડી એટલે લોકોમાં નીચે મુજબની એક કહેવત ચાલુ થઇ છે:—

જીનકે પાંઉ પનોઇ નહી, ઉનકુ મીલો ગજરાજ,
વિષ દેતાં વિષયા મીલે, તું ગરીબ બંદે નવાજ.



## શેરને માથે સવાશેર.

---

શેરને માથે સવાશેરીઓ, મળે જગતમાં જયાર,
ત્યારેજ ભુવે જન ખોડને, સમજી લે તું સાર.

---

બનારસમાં એક બત્રીશ લક્ષણો સોદાગર રહેતો હતો. તે એવો તો ચતુર હતો કે તે પોતાની હુશિયારીથી વેપાર વણજમાં ઘણોજ ફાવ્યો હતો; આ સોદાગર જો કે બધી રીતે ડાહ્યો હતો પરંતુ તેનામાં માત્ર બે અવગુણ હતા, એક તો એ કે તે જે નોકરને રાખતો તેની સાથે એવી બોલી કરતો કે જો તારામાં બત્રીશ લક્ષણ હશે તોજ તને પગાર આપીશ. આ પ્રમાણે તેણે ઘણા નોકરો પાસે મફત કામ કરાવ્યું હતું. બધા માણસો બત્રીશ લક્ષણા ન હોવાથી પગાર છોડી ચાલ્યા જતા. આ પ્રમાણે સોદાગરે ઘણા માણસોના પગાર રાખ્યા હતા. આથી તેને ત્યાં કોઇ માણસ નોકરીએ રહેતું નહી. એક દિવસ કોઇ અજાણ્યો માણસ તેને ત્યાં નોકરી રહેવા આવ્યો. તે માણસ છત્રીશ લક્ષણો હતો. ગામના માણસોએ તેને તે સોદાગરને ત્યાં નોકરીએ રહેવા ના પાડી છતાં આ નવો માણસ કાંઇ સમજયો નહી. તેણે સોદાગરની સાથે તેના રીવાજ મુજબ શરત કરી આપી; પણ તેમાં એવું લખાવ્યું કે મારામાં બે ખોડ છે તે શેઠે જાળવવી; સોદાગરે તે બાબત કબુલ કરી તેને નોકરીએ રાખ્યો. આ નોકરને રાખ્યા પછી બીજે દિવસે તેને બહારગામ જવાનું થયું, તેથી પેલા છત્રીશ લક્ષણા પુરૂષને સાથે રાખ્યો. પાંચેક ગાઉ દૂર જઇ એક ધર્મશાળામાં રસોઇ કરવા રોકાયા. સોદાગરે પેલા નોકરને રસોઇ કરવા કહ્યું, એટલે તેણે કહ્યું, કે "શેઠ! એ તો મારાથી નહી બને." આ સાંભળી સોદાગરનો મિજાજ ગયો. તેણે કહ્યું, "તું તે ચાકરી કરવા આવ્યો છે કે શેઠાઇ કરવા?" પેલે છત્રીશ લક્ષણે જવાબ આપ્યો, "શેઠ સાહેબ

આપણા કરાર પ્રમાણે તમે મારી બે ખોડો દરગુજર કરવા કબુલ કર્યું છે. તેમાં ની પહેલી ખોડ તો રસોઇ સંબંધીજ છે." સોદાગર પણ વિચારમાં પડયો કે આ પણ ઠીક. પછી સોદાગરે રસોઇ કરી એટલે બંને જણા જમ્યા. પછી સોદાગરે પેલા નોકરને વાસણ માંજવા કહ્યું, એટલે તેણે જવાબ આપ્યો "શેઠ! માફ કરજો. મારી બીજી ખોડ એ છે કે હું જમ્યા પછી કાંઇ કામ કરી શકતો નથી." એમ કહી માથે પછેડી ઓઢી સુઇ રહ્યો. શેઠ રાંધે અને નોકર જમે, ને શેઠ વાસણ માંજે ને નોકર આરામ લે. આ પણ મારા માથાનો ખરો. **મને પણ શેરને માથે સવાશેર મળ્યો.** આ નોકરની આવી રીતભાતથી શેઠની પણ અક્કલ ઠેકાણે આવી ગઈ અને ત્યારથી કોઇપણ નોકર હોય પણ તેને મહેનતનો બદલો પૂરેપુરો આપવાનો ઠરાવ કર્યો. આ છત્રીશ લક્ષણા માણસનું એક વરસ પુરૂં થયું, એટલે તેના પગારના સઘળા પૈસા ચુકાવી આપી તેને વિદાય કર્યો.

## મહેનત ઉપર નશીબનું ફાવવું.

કર્મ હસાવે, કર્મ રડાવે, કર્મ હોય તો રાજ કરે,
લખ્યા લેખ ના ટળે કર્મના, ફકીરને સરતાજ કરે.

મીરજાપુરમાં બે ભાઇઓ રહેતા હતા. તેઓ એક બીજાને ઘણાજ હેતથી ચાહતા. એક દિવસ તે બંનેને એક બાબતમાં મત ભેદ પડયો. મોટાભાઇએ કહ્યું, કે "પ્રારબ્ધ-નશીબ હંમેશાં બળવાન છે અને તેના આગળ માણસનો બધો પ્રયત્ન વ્યર્થ જાય છે", ત્યારે નાનાભાઇનું કહેવું એવું હતું કે "પુરૂષાર્થ આગળ નશીબનું કાંઇ ફાવતું નથી, ને મનુષ્ય જો ધારે તો પ્રયત્નથી નશીબને ફેરવી શકે છે." આ વાત બહુ રસાકસી ઉપર આવી, એટલે બંનેએ તે બાબત ખાત્રી કરી લેવા નિશ્ચય કર્યો, અને તેઓ બંને ખાલી હાથે ઘેરથી નિકળી બીજે ગામ ગયા. ત્યાં જઇ તેઓએ ધર્મશાળામાં મુકામ કર્યો, એટલે નાનાભાઇએ કહ્યું, "ભાઈ! જો આપણે કાંઇ પ્રયત્ન કરીશું તોજ ખાવા ભેગા થઇશું." આ સાંભળી મોટાભાઈએ જવાબ આપ્યો, "ના ભાઇ! મારે કંઇજ પુરૂષાર્થ કરવો નથી, જો મારા નશીબમાંજ હશે તો મને અહીં બેઠા મળી રહેશે." મોટાભાઇનું કહેવું સાંભળી નાનોભાઇ હાથમાં કળશીયો લઇ નદી તરફ ગયો. ત્યાં જઇ કળશીયામાં પાણી ભરતાં ભરતાં

નદીમાં નજર કરી તો એક દડીયો તણાતો જોયો. તે નદીમાં જઇ દડીયો હાથમાં પકડી કાંઠે આવ્યો, અને કાંઠે આવી અંદર જોયું તો તેમાં એક મીઠાઇનો લાડવો દીઠો. તે લાડવો જોઇ નાનાભાઇને ઘણો હર્ષ થયો, કે અંતે મારી વાત ખરી ઠરી. મેં જો અહીં આવી દડીયો અંદરથી લાવવાનો શ્રમ કર્યો તો આ મીઠાઇનો લાડુ મળ્યો; માટે ચાલ હવે આ લાડુ લઈ જઇ મારા ભાઇ સાથે બેસી ખાઉં, ને પછી તેને કહું કે પ્રારબ્ધ બળવાન કે પ્રયત્ન ? આમ વિચાર કરી તે લાડવો લઇ મોટાભાઇ આગળ આવ્યો ને તેને ખાવા માટે અર્ધો લાડવો ઘણા આગ્રહથી આપ્યો. મોટાભાઇ લાડવો લઇ ખાતો હતો તેવામાં ખાતાં ખાતાં તેના ભાગના અર્ધા લાડવામાંથી એક સોનામહોર નિકળી. આ સોનામહોર નાનો ન જાણે તેમ મોટાએ પોતાની કેડે ચડાવી દીધી. ખાઇ રહ્યા પછી નાનો બોલ્યો, "કેમ ભાઇ ! જો મેં શ્રમ કર્યો તો તેનું આ ફળ મીઠાઇના લાડવા રૂપે મળ્યું, ને સુખેથી આપણને આરામ મળ્યો, પણ જો ખરેખર હું તમારા કહેવા પ્રમાણેજ ચાલ્યો હોત તો આપણુ બંનેને ભુખે મરવું પડત." આ સાંભળી મોટાભાઇ બોલ્યો, "ના ભાઇ ના. હું કંઇ તારી પાસે ખાવાનુ માગવા નહોતો આવ્યો; એતો મારા નશીબનું હતું તે મને મળ્યું." આ સાંભળી નાનાને બહુ રીસ ચડી એટલે બંને વચ્ચે મોટી તકરાર ઉઠી, જેથી દરબારના સિપાઇઓ ત્યાં આવી તેમને રાજા પાસે પકડી લઇ ગયા. રાજાએ બંનેને તકરાર થવાનું કારણ પૂછ્યું, એટલે નાનાભાઇએ કહ્યું "સાહેબ આ મારા મોટાભાઇનું કહેવું એમ હતું કે પ્રયત્ન કરતાં પ્રારબ્ધ મોટું છે. આ બાબતનો નિશ્ચય કરવા અમે અમારે ગામથી નિકળી આપના ગામની ધર્મશાળામાં ઉતર્યા. અહિં આવી હું નદી કાંઠે ગયો, તો ત્યાં એક દડીયો પાણીમાં તરતો દીઠો. અંદર જઇ તે દડીયો બહાર લાવી જોયું તો તેમાંથી એક લાડવો નિકળ્યો. તે અમે બંને ભાઇઓએ અર્ધો અર્ધો વેંચી ને ખાધો. હજુ મારો ભાઇ કહેછે કે 'મારા નશીબમાં હતો તો મળ્યો હું ક્યાં તારી પાસે માગવા આવ્યો હતો.' સાહેબ, જો મેં નદીએ જવાનો કે પાણીમાં જઇ દડીયો કાઢી લાવવાનો શ્રમજ ન કર્યો હોત તો એ શું ખાત ?" આ સાંભળી મોટાભાઇએ કહ્યું, "નામદાર ! હું કંઇ મારા ભાઇ પાસે માગવા ગયો ન હતો. મારા નશીબમાં હતો તેથીજ મને, ભાગ આપવાની બુદ્ધિ તેને સુજી; વળી જો મારા નશીબમાં હતી તો મારા ભાગના અર્ધા લાડવામાંથી આ સોના મહોર નિકળી. જો મારા નશીબમાંજ ન હોત તો સોના મહોરવાળો ભાગ તેના હિસ્સામાં આવત, પણ મારા નશીબમાં સોનામહોર અને લાડુ બંને હતાં તો મને અના-યાસે આવી મળ્યાં." રાજાને મોટાભાઇની વાત વ્યાજબી લાગી, કારણકે રાજા

પોતેજ દરરોજ દડીયાની અંદર લાડવો મુકી તેની અંદર એક સોના મહોર નાખી દડીયો નદીમાં તરતો મુકતો. હતો. આથી રાજાએ નાનાભાઇને સમજાવીને કહ્યું, "ભાઇ, પ્રયત્ન કરતાં પ્રારબ્ધજ હંમેશાં વધારે બળવાન છે. તું નજરે જોઇ શકે છે કે તારા ભાઇના નશીબમાં સોના મહોર હતી તેથી તેના લાડવામાંથી તે નિકળી જો તેમ ન હોત તો તે હિસ્સો તારા ભાગમાં આવત. આથીજ લોકોએ કહ્યું, છે કે ધાઓ ધાઓ પણ કરમમાં હોય તેજ પાઓ.



## કંજુસનો બાદશાહ

અએ મનહુ સકાયમ રહેગા તું કબ તક,
ન દીઈ એક કોડી, ન દીલવાઇ અબ તક,
તમન્ના અગર તેરે દીલમે હય જરકી,
અબસ છોડ દે આસ આખીરક ઘરકી.

બગદાદ શહેરમાં સલીમ નામે એક પૈસાદાર વેપારી રહેતો હતો. તેની પાસે પૈસો ઘણો હતો પણ તે એવો તો કંજુસ હતો, કે કંજુસાઇ માટે તે આખા ગામમાં પ્રસિદ્ધ હતો. બધો એટલો બધો કંજુસ હતો કે પોતાના તેમજ બૈરાં છોકરાંના શરીર પર પહેરવા એક સારૂં કપડું પણ રાખતો નહિ તેમજ સારૂં ખાતો પીતો પણ નહિ. બધાં માણુસો તેની આવી કંજુસ પ્રકૃતી જોઇ તેને હંમેશાં ધીક્કારતા. કોઇ સારો માણુસ તો કોઇ દિવસ તેની સોબતજ કરતો નહિ. એક વખત એવું બન્યું કે એક મુસાફર બસરાથી નિકળી બગદાદ આવ્યો. તેણે ગામમાં સલીમની કંજુસાઇ વિષે ઘણી વાતો સાંભળી. એક દિવસ અચાનક આ મુસાફરનો સલીમસાની સાથે રસ્તામાં મેળાપ થયો. આથી પેલા મુસાફરે તેને સલામ આલેકુમ કરી કહ્યું, "શેઠ સાહેબ! તમે ઘણા પૈસાદાર માણુસ છો, છતાં ગામમાં કોઇ તમારૂં સારૂં બોલતું નથી. કંજુસાઇ માટે આખા શહેરમાં તમારી વાતો થાયછે. કોઇપણુ સારો માણુસ તમારે ત્યાં આવવા કે તમારી સોબત કરવા રાજી નથી; તો આટલી મોટી પુંજી છતાં બેઆબરૂ થઇ શા માટે ફરોછો? જે ખુદાતાલાએ તમને પૈસો આપ્યો છે, તો ખાઓ પીઓ, ને ખેરાત કરો. જગતમાં તમારી આબરૂમાં વધારો કરો. પૈસો કાંઇ સાથે આવવાનો નથી; માટે ગરીબ ગરબાંને આપી આવતા જન્મનું સાર્થક તો કરી લ્યોને." આ સાંભળી કંજુસ

સલીમે કહ્યું, "ભાઇ સાંભળ, જગતના મોઢે આડા હાથ કાંઇ દેવાતા નથી. દુનિયા દોરંગી છે તેથી બે માણસ સારૂં એ બોલે ને બે નરસુંએ બોલે. તેમાં આપણું શું જવાનું હતું. છો ને જેને જેમ ફાવે તેમ બોલે, હું તો મારૂ કામ કર્યો જાઉં છું." આ સાંભળી મુસાફરે કહ્યું, " શેઠજી ! જેવી તમારી મરજી, પણ જો ખેરાતનું કામ કરશો તો કોઇ દિવસ આડું આવશે. બસરા શહેરમાં તમારા કરતાંએ વધારે કંજુસ રહેછે. તેનું નામ મુરાદ કરીને છે, પણ તે એટલો તો કંજુસ છે કે તેની કંજુસાઇ જોઇ ગામના લોકોએ તેનું નામ " કંગાળનો પાદશાહ " એવું રાખ્યું છે, માટે શેઠજી ઝાઝો લોભ કરવો સારો નથી." એમ કહી તે મુસાફર તેનાથી છુટો પડ્યો. પેલાના છુટા પડ્યા પછી સલીમ વિચાર કરવા લાગ્યો, કે મારા કરતાં એ વધારે કંજુસાઇ બસરાનો મુરાદ કેવી રીતે કરતો હશે, તે મારે જોવું જોઇએ ! આમ વિચારી પોતે તેની કંજુસાઇ જોવા ચાલતો ચાલતો કેટલેક દિવસે બસરા શહેરમાં જઇ પહોંચ્યો. ત્યાં જઇ પેલા " કંગાળના પાદશાહ"ને ત્યાં પરોણા દાખલ ઉતર્યો. પેલો કંજુસ મુરાદ તો મનમાં ને મનમાં બળવા લાગ્યો, કે આ તે પાપ ક્યાંથી આવી ભરાણું. પણ ફીકર નહિ. એને મારી કંજુસાઇનો એવો તો સ્વાદ ચખાડું કે બીજે દિવસે ઉમેદ જ ન રહે. મુરાદ મનમાં તો સલીમને ગાળો આપતો હતો, પણ મોઢેથી મીઠું મીઠું બોલી સલીમનો આદર સત્કાર કર્યો, કે "ભાઇ ! ભલે પધાર્યાં. તમારા આવવાથી મારૂં ઘર પવિત્ર થયુંછે. તમારા પગલાં મારા જેવા ગરીબને ત્યાં ક્યાંથી હોય. ખરેખર ! આજ તો મારાં ધન્ય ભાગ્ય કે તમારા જેવા પરોણાનાં પગલાં મારે ત્યાં થયાં. આમ મીઠું બોલી જમવાનો વખત થયો એટલે મુસલમાન લોકોના રિવાજ પ્રમાણે ગામમાંથી કાંઇ ખાવાનું ખરીદવા બજારમાં ગયા. ત્યાં જઇ મુરાદે એક દુકાનદારને પૂછ્યું, ભાઇ, તારે ત્યાં સારી રોટલીઓ છે કે નહિ ?" દુકાનદારે કહ્યું, " શેઠ જેવી જોઇએ તેવી મજાની માખણ જેવી રોટલી આપું." આ સાંભળી મુરાદે સલીમને હળવેથી કહ્યું, " જોયું, દુકાનદાર માખણની તારીફ કરેછે; વળી આ ગામમાં રોટી કરતાં માખણ ઘણું સસ્તું મળેછે, માટે આપણે માખણજ લઇને ખાઇએ કે જેથી એક તો વધારે પૈસા પણ ન આપવા પડે, ને વળી ખાવાનું પણ સારૂં મળે." આમ વિચાર કરી તે કંજુસ સલીમને માખણવાળાની દુકાને લઇ ગયો ને માખણનું પૂછ્યું એટલે માખણ વાળે કહ્યું, "શેઠ ! એવું તો સરસ માખણ મારે ત્યાં છે કે જાણે નર્યું ચોકખું ખસખસનું તેલ." આ સાંભળી વળી મુરાદે સલીમને જણાવ્યું, " ભાઇ ! હવે મને યાદ આવેછે કે આ ગામમાં તેલ ઘણુંજ સરસ મળેછે; વળી તે સસ્તું પણ મળેછે. આ માખણવાળો પણ તેલની તારીફ

કરેછે, તો નકામા શા વાસ્તે વધારે પૈસા ખરચી નાખવા." સલીમને પણ આ વિચાર પસંદ પડયો એટલે બંને જણાઓ તેલની ખરીદી કરવા તેલીની દુકાને ગયા. ત્યાં જઈ તેલ સારૂં છે કે નહી એમ પૂછયું, એટલે તેલીએ જવાબ આપ્યો કે "શેઠજી તેલ એવું તો ચોકખું છે કે જાણે બિલોરી પાણી." પાણી શબ્દ સાંભ- ળતાંજ મુરાદ ઘણો ખુશી થયો, અને બોલ્યો ભાઇ, "હવે જે આપણને જોઇતું હતું તે મળી ગયું છે. ચાલો આપણે ત્યાં જઇ જોઇએ તેટલું પાણી પી, તમો તમારી ભૂખ શાંત કરજો." એમ કહી સલીમને ઘેર લઇ જઈ પાણીનો કુંજો અને ગ્લાસ આપી કહ્યું, "ભાઇ! હવે તમારાથી પીવાય તેટલું પાણી પીઓ. આપણે ત્યાં ખુદાનો મેતાપછે જેથી કંજુસાઇનું નામ સરખું એ નથી." આ પ્રમાણે સલીમને ઠંડુ પાણી પાઇ રજા આપી. સલીમ સમજ્યોકે તેનો ફેરો ફોકટનો ગયો નથી. મારા કરતાં પણ વધારે કંજુસ મને મળ્યો ખરો. ઘેર જઇ તેણે પણ જોયું હતું તેમ કરવા માંડયું. એટલે છતે પૈસે તે હેરાન થવા લાગ્યો. અંતે આ પ્રમાણે હેરાન થતો થતો તે મરી ગયો. તેનો એકઠો કરેલો બધો પૈસો-માલમિ- લકત હવે સખી દાતારોને હાથ આવી. જેથી તેઓ સુખચેનથી એશઆરામ અને ખરખેરાતમાં ખરચવા લાગ્યા.



## મહોબતની લંપટમાં ચાર જનની ખુવારી.

---

પ્રિત હરામ જે એવી કાતીલ, જે કોઈ તેની ઉપર મરે
મૂવો ફુલચંદ ખંજર ખાઇ, નર્કવાસમાં જઇ પડે.

---

દૌલતાબાગમાં ફુલચંદ અને ગુલાબચંદ નામે બે જુવાન મિત્રો રહેતા હતા તેઓનો એક બીજા સાથે એવો તો સ્નેહ બંધાયો હતો કે સગા ભાઇ કરતાં પણ એક બીજાને તેઓ વધારે હેતથી ચાહતા. ફરવા હરવામાં, ખાવા પીવામાં, અને રમત ગમતમાં તેઓ હંમેશા સાથેજ રહેતા; વળી સુખદુઃખમાં પણ એક બીજાના સાથી હતા. આ પ્રમાણે તે બંને વચ્ચે ઘણીજ ગાઢ પ્રિતિ હતી. ગુલાબચંદ થોડો વખત થયાંજ પરણ્યો હતો. તેની બૈરી ઘણીજ રૂપાળી, ખૂબસુરત, સુકો- મળ અને બેહસ્તની પરીજેવી સ્વરૂપવાન હતી. આ બૈરી ગુલાબચંદ તરતમાંજ પરણ્યો હતો જેથી ફુલચંદે તેને જોઇ પણ ન હતી. એક વખત એવું બન્યું કે ગુલા- બચંદ અને ફુલચંદ રસ્તામાં ચાલ્યા જતા હતા, તેવામાં ગુલાબચંદની સ્ત્રી

રતન ત્યાંથી નિકળી. પુલચંદ રતનને જોઇ દીવાના સરીખો બની ગયો. તેને ખબર ન હતી કે આ રતન બીજી કોઇ નહિ પણ તેના જીગરજાન દોસ્ત ગુલાબચંદનીજ પરણેલ સ્ત્રી હતી. પુલચંદના મનમાં ઇશ્કનો અંકુર એવો તો જોરથી ફુટી નિકળ્યો કે તેણે પોતાનો ભેદ ગુલાબચંદ આગળ ખોલી કહ્યું, "ભાઇ! પેલી ખૂબસુરત સ્ત્રીને જોતાંજ મારૂં દીલ ચૂરેચુરા થઇ ગયું છે, એનું યૌવન જોતાંજ મારા દીલમાં કારી જખમ થયો છે. અહા! શું એનું રૂપ! કેવું સુકોમળ પુનેમના ચંદ્ર જેવું હસતું મોઢું! પ્રવાલ સરીખા હોઠ! સિંહના સરખી પતલી કમર! હાથ તો જાણે હાથીની સુંઢ! શું એની રંભાના સરખી ચાલ! ખરેખર ભાઇ હવે હું તેના વિના જીવી શકીશજ નહિ. મારી જીંદગી હવે વિષમય બની જશે. માટે હે ભાઇ! જો તું મને ખરેખર ચાહતોજ હોય તો તે નાજનીન સાથે એક વખત મારો મેળાપ કરાવી આપ." ગુલાબચંદે જોયું કે આ તો ખરેખરૂં ધર્મ સંકટ આવી પડયું. પુલચંદ મારી સ્ત્રીને પીછાણતો નથી, તેથીજ તેની સાથે મહોબત કરવાની વાત કરે છે, પણ તેમાં તેનો કાંઇ દોષ નથી. ગમે તે થાય પણ મારે તો મિત્ર તરીકે કોઈ પણ યુકિત પ્રયુકિતથી તેનો જાન બચાવવો જોઇએ. આમ વિચાર કરી ગુલાબચંદે તેને દિલાસો આપ્યો કે "કાંઇ ફીકર નહિ તું વધારે ચિંતા ન કર. તારા કામમાં હું મારાથી બનતી મદદ તને આપીશ. આવતી કાલે એ બાબતનો જવાબ હું તને લાવી આપીશ." આમ કહી ગુલાબચંદ પોતાના ઘર તરફ વળ્યો, ને પુલચંદ પણ તે નાજનીનાજ વિચારમાં તેનાથી છુટો પડયો.

ગુલાબચંદ ઘેર આવ્યો પણ આજ ચિંતાને લીધે તે ઘણોજ ગમગીન દેખાતો હતો. નહિતર ગુલાબચંદ જયારે પણ ઘેર આવે ત્યારે હંમેશા હસતે ચહેરેજ આવતો. ગુલાબચંદને ઉદાશ જોઈ તેની સ્ત્રી રતને પૂછયું, "વ્હાલા આજે તમે આટલા બધા ઉદાશ કેમ દેખાઓ છો? એવું તે મોટું શું દુઃખ આવી પડયું છ, કે જેથી આટલી બધી ચિંતા કરવાનું કારણ હોય!" ગુલાબચંદ આ સાંભળી તેને શું જવાબ દેવો એના વિચારમાં પડયો. રતનને ખરી હકીકત જણાવવાની ગુલાબચંદની હિંમત ચાલી નહિ. નેક પતિવ્રતા રતને જયારે બહુજ આજીજી કરી સાચી વાત જણાવવા આગ્રહ કર્યો, ત્યારે ગુલાબચંદે કહ્યું, "મારૂં ફરમાન કબુલ રાખવાનું જો તું વચન આપે તોજ હું ખરેખરી વાતથી વાકેફ કરૂં." પોતાના ખાવંદના હુકમ પર જાન કુરબાન કરવા તૈયાર છું એમ જણાવી રતને જયારે વચન આપ્યું; એટલે ગુલાબચંદે પુલચંદવાળી વાતનો ખુલાસો કરી કહ્યું, "માલ કરતાં હું મારા દોસ્તનો જાન વધારે કિંમતી ગણું

છું. તેણે મને દુઃખના વખતમાં ધણીએ મદદ કરી છે, અને અનેકવાર મોતના મોઢામાંથી મને ઉગારી લીધો છે; માટે મારે ખાતર મારા મિત્રનું કહેવું તારે કબુલ રાખવું જોઇએ." સતી સાધ્વી પ્રતિવ્રતા રતન આ સાંભળી વિચારમાં પડી ગઇ. એક તરફથી પોતાના સતીત્વનો વિચાર અને બીજી તરફથી પોતાના પતિનો હુકમ. આ બંને વિચારથી તે ધર્મ સંકટમાં આવી પડી. તેનો ચહેરો ફીકો પડી ગયો, ગાલ ઉપરથી ગુલાબી સુરખી ઉડી ગઇ, અને એક પુતળીની માફક વિચારમાંજ લીન થઈ ગઇ. અંતે તેણે વિચાર કર્યો, કે મારા ધણીનું ફર્માન બેઆબરૂ કરાવનારૂં છે; પણ મારે તેનો હુકમ માનવો જોઇએ. ઇશ્વરે આજ સુધી મારી આબરૂ રાખી છે તો તેજ સર્વ શક્તિમાન પ્રભુ આ વખતે પણ મારી આબરૂ જાળવશે, અને મારા સતીત્વને ડાઘ લાગતો અટકાવશે. આ પ્રમાણે ઇશ્વર ઉપર બધો આધાર રાખી તેણે પોતાના પતિનું કહેવું કબુલ રાખ્યું.

ગુલાબચંદ બીજે દિવસે ફુલચંદને મળ્યો, અને ખબર આપ્યા કે જે ઓરતની મહોબતમાં તું લપટાયો છે તેની સાથે મેળાપ કરવાનો આજે મેં બંદોબસ્ત કર્યો છે. આ સાંભળી ફુલચંદ ઘણોજ ખુશી થયો. સાંજ પડી એટલે ગુલાબચંદ પોતાના મિત્ર ફુલચંદને પોતાને મુકામે મૂકી આવ્યો. નવાઇની વાત તો એ છે કે ફુલચંદને હજી પણ ખબર નથી પડતી કે આ મકાન તો તેના મિત્રનું છે. ખરેખર! ઇશ્ક આંધળોજ છે! જે માણસના મગજમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સરનો પવન જયારે ભરાય છે ત્યારે તે ખરેખર આંધળોજ બની જાય છે. આજુબાજુ શું છે, કે શું થાય છે તેનું તેને ભાનજ રહેતું નથી. વ્યભિચારી, ખુની વગેરે માણસો જયારે પોતાનો સ્વાર્થ સાંધે છે ત્યારે એમજ સમજે છે કે અહિં તો કોઇજ નથી, પણ તે છતી આંખે આંધળાઓને તેઓનું પાપ જયારે ખુલ્લું થાય છે ત્યારેજ ખબર પડે છે કે આપણે છતી આંખે કંઇ જોઇ શકયાજ ન હતા. સર્વ શક્તિમાન સચરાચર વ્યાપી વિભુ સઘળે ઠેકાણે રહેલો છે, એતો તેઓ તદ્દનજ ભુલી જાય છે. આ પ્રમાણે ફુલચંદ પણ પોતાના મિત્ર ગુલાબચંદના મકાનને પીછાણી શકયો નહિ. જેવો તે ઘરમાં ગયો કે પતિવ્રતા રતને તેને ખુરસી આપી આદરમાન સાથે બેસાડયો, અને જાતજાત નાં પકવાનો તેની આગળ ખાવા મૂકયાં. જમી રહ્યા પછી નેકબખ્ત રતન પાણી લેવા બીજા ઓરડામાં ગઇ. આ વખતે ભૂખ શાંત થવાથી, તેમજ પોતાની ઇચ્છેલી વસ્તુ પાસેજ હોવાથી ફુલચંદનું મગજ જરાક ઠંડુ થયું. તેણે દિવાનખાના સામું જોયું તો પોતાના મિત્રના મકાન જેવુંજ તેને લાગ્યું. દિવાનખાનાની અંદરની સઘળી ચીજો ગુલાબચંદની હોય તેમ લાગ્યું; આ બધું જોઇ આસપાસ નજર

ફરતાંજ તેને નક્કી થયું કે ખરેખર આ મકાન ગુલાબચંદનુંજ છે, અને આ સ્ત્રી બીજી કોઇ નહી પણ તેનીજ નવપરિણિતા છે. ગમે તેમ હોય પણ ગુલાબચંદ આણી જોઇને મારો જાન બચાવવા ખાતરજ પોતાની પત્નીનું સતીત્વ લુટાવા તૈયાર થયો છે. આ જોઈ ફુલચંદ ઘણોજ જંખવાણો પડી ગયો, અને પોતાની નિચ વાસનાથી પોતે કેવું પાપ કરવા તૈયાર થયો છે એ ખ્યાલ આવતાંજ, તેણે જીવતા રહી કલંકિત મોઢું દેખાડવા કરતાં મરવું વધારે બહેતર માન્યું ને તરતજ ખીંટીએ ટાંગેલું ખંજર હાથમાં લઇ પોતાની છાતીમાં મારી બેજાન થઇ પડયો. થોડા વખતમાં રતન પાણી લઇને આવી અને જુએ છે તો ફુલચંદને આપઘાત કરી મુએલો દીઠો. રતન આ જોઇ ગભરાઇ ગઇ. તેણે વિચાર્યું કે જો મારો ધણી આ જોશે તો તે એમજ સમજશે કે મેંજ આ ખૂન કર્યું છે માટે તેવો આરોપ આવવા દેવો તેના કરતાં મરવું એજ ઉત્તમ ઉપાય છે. એમ ધારી તેણે પણ એજ કટારથી પોતાનો જાન ઇશ્વરને ચરણે ધર્યો. આ તરફ આ બંને મરેલાં પડયાં હતાં તેવામાં નેકબખ્ત રતનની દાસી ઓરડામાં આવી અને જુએ છે તો પોતાની શેઠાણીને અને એક મરદને ઓરડામાં મુએલાં દીઠાં. દાસી બિચારી ઉદાસ થઇ વિચારમાં પડી કે હવે મારે શું કરવું ! હું તો આ બિનાથી તદન અજાણી છું. ઘરનો ધણી આવી પુછશે તો શું જવાબ દઇશ. અંતે આ બંને ખુનનો આરોપ મારી ઉપર આવશે ને મારે ફાંસીએ ચડવું પડશે. તેના કરતાં બહેતર છે કે અત્યારેજ મરણ પામવું. આમ વિચારી તેણે પણ તેજ કટારી વડે પોતાનો ઘાત કર્યો. ગુલાબચંદ પોતાના મિત્રને પોતાનું મકાન બતાવ્યા પછી આરામ લેવા મુસાફરખાનામાં ગયો હતો. તે બીજે દિવસે સવાર થતાં પહેલાંજ ઘેર આવ્યો અને દીવાનખાનામાં આવી જુએ છે તો જીગરજાન દોસ્ત, પ્યારી ખૂબસુરત પતિવ્રતા પત્ની, અને નિમકહલાલ દાસી, એ ત્રણેને મરેલાં દીઠાં. આ બનાવ કેમ બન્યો તેનો ખુલાસો કરનારૂં ત્યાં કોઇ હાજર ન હતું. એક તો પોતાનો જીગરનો હાર બેજાન થઇ પડયો હતો, બીજી તરફ નેકબખ્ત નાર ખુદાના ચરણમાં લોટતી હતી આ જોઇ ગુલાબચંદને પણ હવે પછી આ દુનિયામાં રહી જીવવું ઝેર જેવું લાગ્યું; વળી સરકારને જવાબ પણ દેવાનો હતો. આથી અંતે તેણે ઘરના દરવાજા બંધ કરી આપઘાત કર્યો. દિવસ ઘણો ચડી ગયો પણ ગુલાબચંદના ઘરના દરવાજા ઉઘડયાજ નહી. હાય ! એ દરવાજાને અંદરથી ઉઘાડનાર કોઇ આ દુનિયામાં રહ્યુંજ ન હતું ! આજુબાજુના પાડોશીઓ આવી દરવાજા ઠોકવા લાગ્યા પણ દરવાજા કોણ ઉઘાડે ! અંતે ગામના માણસોએ સરકારમાં ખબર આપી. પોલિસે આવી દરવાજા ભંગાવ્યા, તો અંદર ચાર જીવ સુખની નિદ્રામાં સુતેલાં જોયા !

આ જોઇ ગામમાં હાહાકાર વ્યાપી ગયો, અને લોકો પોતપોતાની ધારણા પ્રમાણે અનેક ગપો ચલાવવા લાગ્યા. છેવટે કશો પણ પત્તો ન મળવાથી સરકારના હુકમથી એ ચારે મુડદાંઓને ઠેકાણે પાડવામાં આવ્યાં. આ પ્રમાણે ઓરતની મહોબતમાં ચાર જાનની ખુવારી થઇ. આ ચારેની મહોબતમાં કોણ ચડે, એવો સવાલ જો કોઇને થાય તો તેણે પ્રથમ એ નક્કી કરવું કે કાથો, ચુનો, સોપારી, અને પાન એ ચારેમાં ઉત્તમ કોણ?

## ગધેડો ગંગાજીમાં ન્હાય તો શું પવિત્ર થાય?

---

તિરથે ગયા કાસી ગંગા, મનમાં કાર અઘોર.
પાપ ઘટયું રતી ભર નહી, દસ મણ વધિયું ઓર.

---

જામનગરમાં નાગરદાસ નામે વાણીયો રહેતો હતો. તે ઘણો પૈસાદાર અને મોટા વેપારવણજ સાથે તેટલીજ આબરૂ ધરાવતો હતો, પણ તેનામાં વ્યભિચારનું એક બુરૂં વ્યસન હતું. એક વખત નાગરદાસ મોટો સંઘ લઇ જાત્રા કરવા નિકળ્યો. ચાલતા ચાલતાં તેઓ જ્યાં રાત પડે ને જે ગામ આવે ત્યાં રાતવાસો કરતાં, અને સવારના પાછા વહેલા રસ્તે પડતા. નાગરદાસ પૈસાવાળો હોવાથી પચાસ ગાઉની આસપાસમાં તેનું નામ જાણીતું હતું. આથી તેઓ જે ગામમાં રાતવાસો કરતા ત્યાં તેની સારી બરદાસ થતી; વળી નાગરદાસનું નામ સાંભળી ઘણાં ગરીબ ગરબાઓ, બ્રાહ્મણો, તથા અનાથો બે પૈસાની આશાએ તેને યાચવા આવતા. એક વખત એક બાવો તેનું નામ સાંભળી તેની પાસે આવ્યો. તેણે હાથ જોડી કહ્યું, "શેઠ સાહેબ! તમે હજારો રૂપિયાનો ખરચ કરી જાત્રા કરવા નિકળ્યા છો, તો મને પણ આપની સાથે રાખી જાત્રા કરાવશો તો તમને. સાધુના દીકરાને જાત્રા કરાવ્યા બદલ ઘણું પુન્ય થશે. મારી પાસે એટલા પૈસા નથી, કે જેથી હું ગંગામાઇની જાત્રા કરી શકું." નાગરદાસે વિચાર કર્યો કે ગોસાંઇ બાવાનું કહેવું ખરૂં છે. પરમેશ્વરની સેવામાં પોતાનું જીવતર અર્પી દેનાર સાધુને જો આપણે જાત્રા કરાવશું તો ઘણુંજ પુન્ય મલશે. આમ વિચારી તેણે ગોસાંઇ બાવાને સંઘમાં સામેલ કર્યો.

અગાઉ કહેવા પ્રમાણે નાગરદાસ સ્ત્રી લંપટ હતો, તેથી જાત્રામાં નિકળ્યા છતાં પણ તે પોતાના બુરા કામથી અટકયો ન હતો. નાગરદાસના પાડોશમાં

નરોત્તમ નામે શરાફ રહેતો હતો, તેની બૈરી લક્ષ્મી ઘણીજ સુકોમળ અને બેહસ્તની પરી જેવી ખૂબસુરત હતી. નાગરદાસ આ જુવાન છોકરીની સાથે ગામમાંતો આડો વ્યવહાર રાખતો; પણ જાત્રાના સંઘમાં પણ તેણે તેના ધણીને સમજાવી પોતાને ખર્ચે જાત્રા કરાવવાને બહાને તેને સાથે રાખી હતી. લક્ષ્મી જેવી રૂપાળી હતી તેવીજ વ્યભિચારિણી પણ હતી. તે નાગરદાસની સાથે ઘણીજ ખુશીથી મળી ગઇ હતી. લક્ષ્મી ઉપરાંત નાગરદાસે ગામની કેટલીક જુવાન વિધવાઓને પોતાને ખર્ચે જાત્રા કરાવવાને બહાને સાથે રાખી હતી. તેઓ રાત્રે જયાં રાતવાસો કરતા ત્યાં સંગના બધા માણસોના ઉંઘી ગયા પછી નાગરદાસ લક્ષ્મી સાથે તેમજ પેલી જુવાન વિધવાઓ સાથે પોતાનું બુરૂં વર્તન ચલાવતો. આ વાત ગોસાંઇ બાવો સારી પેઠે જાણતો, કારણ કે બધા માણસો તો થાક્યાપાક્યા ઉંઘી જતા; પણ બાવો સુતો નહિ, અને તેથીજ તે નાગરદાસનાં ખરાબ કૃતુંક નજરે જોતો; છતાં કાંઇ બોલતો નહિ. જાત્રા કરી બધા પાછા પોતાને ગામ આવી પહોંચ્યા પણ બાવે નાગરદાસનો પીછો છોડયો નહિ. તે તો નાગરદાસના ઓટલા ઉપર પથારી કરી પડી રહેવા લાગ્યો. આ જોઇ નાગરદાસને ઘણોજ ગુસ્સો ચડયો, કે આ બાવાને તિર્થ કરાવ્યું છતાં જાણે બાપનું કાંઇ દાટયું હોય તેમ અંહિ પથારી કરી બેઠો છે. એક દિવસ રીસે ભરાઇ તેણે બાવાને કહ્યું, "કેમ બાવા ! તિર્થ કરાવ્યું, હવે કાંઇ માગો છો ? તમારા બાપની થાપણ બાપણ દાટી છે તે અંહિ બારણે પથારી કરી બેઠા છો ? ઉઠો, રસ્તો પકડો, નહિતર પોલીસને બોલાવી જબરજસ્તીથી બહાર કઢાવીશ." ગોસાંઇબાવે ધીરજથી જવાબ આપ્યો, "સાંભળ ભાઇ !

તિરથ ગયા ત્રણે જણ, ચીત્ત ચંચળ મન ચોર.
રતિ ભાર પાપ ઘટયું નહિ, દશ મણ ચ્ઢ્યું ઓર "

આ સાભળી નાગરદાસને વધારે ગુસ્સો ચડયો; તેથી તેણે ગુસ્સામાંને ગુસ્સામાં કહ્યું, " ઓ ઠગારા ! મેં તને તિર્થ કરાવ્યું તેમાં મને ઉલટું દશ મણ વધારે પાપ થયું ?" ગોસાંઇએ ઠંડે પેટે જવાબ આપ્યો, "ભાઇ ! તું જો કે પુન્યનું કામ કરવા નિકળ્યો હતો, પણ તારી દાનત સારી ન હતી. તિર્થ કરવા નિકળી તું પારકી સ્ત્રીઓ સાથે તેમજ અનાથ વિધવા ઓરતો સાથે વ્યભિચાર કરતો. આથી તું પુન્ય કરતાં પાપજ વધારે બાંધી લાવ્યો છે. કહ્યું છે, કે ગધેડા ગંગામાં ન્હાય તો શું પવિત્ર થાય ?" આ સાંભળતાંજ નાગરદાસ ચોંક્યો, કે બાવે મારાં છિદ્ર જોયાં છે ખરાં; માટે જો હવે તેને વધારે કહીશ તો ગામમાં મારી કુંજેની કરી જેટલી આબરૂ મેળવી છે તેને માથે ધૂળ વાળી દેશે. આમ વિચારી તે બાવાને એકાંતમાં લઇ ગયો, અને ત્યાં જઇ પગે પડી કહ્યું,

"બાવાજી ! એ વાત કોઇને જણાવતા ના. તમે જીવશો ત્યાં સુધી હું તમને સીધું આપ્યા કરીશ; પણ મહેરબાની કરી આ વાત કોઇને કહેતા ના." બાવાએ તે કબુલ કર્યું, અને જીવ્યો ત્યાં સુધી નાગરદાસને ત્યાં રહી મનગમતું ખાઇ મોજ મજા કરી. આડી ચાલ ચાલવાથી નાગ... જેવો પૈસાવાળો પણ ગોંસાઇ જેવા એક સાધુડાનો ઓશીઆળો થઇ ગયો. ... હિન્દુ સમાજ, તારી આ શી દશા !

આ ઉપરથી સમજવાનું કે તિર્થ ...વાથી કાંઈ પાપ ધોવાઇ જતાં નથી. નિતિ પોતાની સાબુત રાખી નિતિને રસ્તે ચાલે તો ઘેર બેઠા ગંગાજ છે.



## પુંજીઆની માએ ગૌત્રાટ ઉજવ્યો !

---

વિશ્નગરમાં પીતાંબર નામે એક વાણિયો રહેતો હતો. તેને એક નાથી નામે ઓરત હતી. તે ખાધાની ઘણી લોભીયણ હતી, તેથી ખાધાની ચીજ હરઘડી પોતાના મોહડામાં નાખ્યા કરે. એક દિવસ પીતાંબરદાસને પોતાની સ્ત્રી પાસે ગૌત્રાટનું વ્રત કરાવાની મરજી થઇ. તે વ્રતમાં ત્રણ દિવસ સુધી લાગટ નકોરડા ઉપવાસ કરવા પડે છે, ને પછી ચોથે દિવસે પોતાની શકિત પ્રમાણે તે વ્રતનું ઉત્થાપન કર્યા પછી, બ્રહ્મભોજન કરાવ્યા બાદ તે વ્રત કરનાર જમે એવી રીત છે. તે વ્રત પીતાંબરદાસની આજ્ઞાથી તેની ઓરતે આદર્યું તો ખરૂં; પણ તેને પોતાનું મોહડું વશ રાખવું ઘણું મુશ્કેલ થઇ પડયું. તેણે એક દિવસ તો જેમ તેમ ખઉં ખઉં કરતાં મહા દુઃખેથી કહાડયો ને બીજે દિવસે તે વ્રતની પુજા કરતાં સ્થાપનમાં નૈવેદનું એક કેલું મૂકયું હતું, તે ગોરની નજર ચુકાવીને ઝડપથી લઇ લીધું. પછી એકાંતે જઇ છુપીથી તે કેલું ખાવા લાગી, નાથીને રસ્તે જતાં પીતાંબરદાસના એક મિત્રે પાછલી બારીમાં જોઇ કે તાકીદથી તે બોલવા લાગ્યો કે "ઓ પીતાંબરદાસ ! ઓ પીતાંબ...દાસ ! જરા આમ તો આવો." તેણે જવાબ દીધો કે "આજ તો અમે ગૌત્રા..ના ગડબડમાં છીએ, ને તેથી આ અમારો છોકરો પુંજીઓ આવે છે, તેને જે કહેવું હોય ત કહેજો." ત્યારે તેણે મોટે અવાજે જવાબ દીધો કે "શું કહું, તમારૂં કપાળ ! તમારા પુંજીઆની માએ ગૌત્રાટ ઉજવ્યો."



# મસીદમાં દીવો કરવાની ફિકર.



કટાર ગામના ખંજરચંદ રાજાની દરબારમાં દુલદુલ મીંયા નામનો એક મુસલમીન મલ્લ ઘણોજ જોરાવર હતો. તે એટલું તો જોર ધરાવતો હતો, કે રાજા ખંજરચંદ વટીક તેનાથી બીતો હતો, કે કોઈ દિવસ તે રખે દરબારને ભારી પડે! ખંજરચંદે વિચાર કરી પોતાના વજીર મી૦ ખટપટલાલને ખાનગી પૂછયું, કે, "આ દુલદુલમીંયાના શરીરમાં આટલું. બધુ જોર કેમ આવ્યું હશે?" ખટપટલાલે જવાબ દીધો "મહારાજ દુલદુલમીંયાને કાંઈભી ફિકર ચિંતા નહિ હોવી જોઇયે."

આ શબ્દો રાજાના ધ્યાનમાં ઘર કરી બેઠા. તેણે વજીરના બોલો ઉપરથી દુલદુલના જોર ઉપર ફિકરની અસર કેવી થાય છે, તે તપાસવાનો ઠરાવ કરી, દુલદુલમીંયાંને પોતાની દરબારમાં બોલાવ્યો, અને તેને એવો હુકમ કીધો કે, મોહતા મોહલ્લામાં જે મસીદ છે, તે મસીદમાં દરરોજ અમુક કલાકે જઇ તારે એક દીવો સલગાવવો, અને જો તે કામમાં ગફલતી થશે યા દીવો સલગાવતાં અસુરું થશે. તો તને સખત સજા કરવામાં આવશે."

આ હુકમ સાંભલી દુલદુલમીંયા પોતાને ફરમાવેલું કામ નિયમિત વખતસર રોજ બજાવતો રહ્યો; પરંતુ અમુક કલાકે મસીદમાં જવાની અને ત્યાં જતાં મોડું થાય તેની મોટી ફિકરમાં તે સદા રહેવા લાગ્યો, કેમકે ગફલતી થતાંજ સખત સજાને તે પાત્ર થશે એવી તેને ફીકર પડી હતી.

દુલદુલમીંયા આખો દિવસ ખાતો પીતો અને મોજ કરતો, મગર સમી સાંજ પડતાંજ સઘલી મોજ-મજાહને પડતી મુકવાની અને રખે મસીદે જતાં તેને મોડું થાય તેની ફીકર રોજ કરતો હોવાને લીધે, તેના શરીર માંહેલું જોર ધીમે ધીમે ઓછું થતું જતું હતું, જેની ખબર દુલદુલને પણ પડી નહી.

અંતે લાંબે વખતે ખંજરચંદ રાજાએ એક દિવસે પોતાના દુલદુલ મલના જોરની પરીક્ષા લેવા માટે એક મોટો અખાડો કીધો અને તે અખાડામાં દુલદુલમીંયાંની કસોટી કરતાં રાજા ખંજરચંદની ખાત્રી થઇ, કે ફીકરથી માણસ બેશક નાતવાન અને નિર્બળ બની જાય છે.

# ઉસકો તો એક ટાંગ થી !

## એક ટાંગવાળી મરઘી.

એક મરઘીખાઉ શેઠીને એક દિવસ બજારમાંથી એક સારી જેવી ફરબે મરઘી ખરીદી લાવી પોતાના બબરચીને આપી અને સારી રીતે તેને પકાવવા ફરમાવ્યું. આ નોકરની નજર તે મરઘીની ટાંગમાં ભરાઇ ગયેલી હોવાને લીધે, જયારે મરઘી શેઠના ખાણાની ટેબલ ઉપર મોકલવામાં આવી, ત્યારે તેની એક ટાંગ તે બબરચી ખાઇ ગયો.

ખાણાની ટેબલ ઉપર જયારે શેઠ પોતાના કુટુંબ સાથ ખાવા બેઠો, ત્યારે મુરઘીની એકજ ટાંગ તેને જણાઇ, જેથી બીજી ટાંગ માટે તે રકાબીમાં ફાંફાં મારવા લાગ્યો. અંતે જયારે બીજી ટાંગ શેઠને રકાબીમાં જણાઇ નહી ત્યારે તેણે બબરચીને બોલાવી સવાલ કીધો, કે "મરઘીની બીજી ટાંગ કયાં છે ?"

બબરચીએ તુરતજ હાજર જવાબ દીધો કેઃ- "સાહેબ, ઉસકો તો એક હી ટાંગ થી." બબરચીનો આવો જવાબ શેઠના ધ્યાનમા ઉતર્યો નહી અને તે ઉપરથી બબરચીની સારી રીતે તેણે ઝાટકણી કહાડી. તેમજ તેને ભવિષ્યમાં પ્રમાણિકપણે નોકરી કરવાની તાકીદ આપી.

આ બનાવને થોડાક દિવસ વિત્યા પછી, એક દિવસ બબરચી પોતાના શેઠની પાસ દીવાનખાનામાં દોડતો આવી અરજ કરવા લાગ્યો કેઃ- "જનાબ જરા દિવાનખાનાની બહાર રસ્તા ઉપર નજર કરો અને જુઓ, કે એક ટાંગવાલી મરઘી સામેના ઘરના ઓટલા ઉપર ઉભેલી છે." એમ કહી સામેના ઘરના ઓટલા ઉપર એક મરઘી પોતાનો પગ પેટમાં ખોસી દઇ, બીજા પગ ઉપર ઉભી હતી તે દેખાડવા લાગ્યો.

આ દેખાવ જોતાંજ પેલા શેઠે તુરતજ 'હાટ–હુશ' નો પુકાર કરી તે મરઘીને ભડકાવી, એટલે તેજ વખત તે મરઘીએ પોતાનો બીજો પગ જમીન ઉપર મુકી ઝડપથી નાહસવા માડયું. મરઘીને બે પગે નાસતી જોઇ શેઠે પોતાના બબરચીને તે દેખાડી કહ્યું, "જો પેલી મરઘીને એક પગ છે કે બે ?" બબરચીએ તેજ વખત હાજર જવાબ દીધો, કેઃ- "હજુર, તે દહાડે તો તમે 'હાટ–હુશ' નહી કીધું ! જો તે દહાડે હાટ–હુશ કીધું હોતે, તો તુરતજ મરઘીની બીજી ટાંગ તમુને તેજ વખતે જણાઇ જતે."

બબરચીની આવી હાજર જવાબી સાંભળી તેનો મરઘીખાઉ શેઠ ચુપ થઇ ગયો.

# એકલ ડોકલકા અલ્લાહ બેલી.



આગલા જમાનામાં સુરત શહેરથી થોડાક ગાઉને છેટે, મસાનપુર નામે એક ગામડું આવેલું હતું. આ ગામડાની પાદરે એક ઘરડી ડોસી આવતા જતા રાહદારીઓ પાસ ભીખ માગવા બેસતી હતી. આ ડોસીનો એક છોકરો બદમાસ લફંગાઓની સંગતમાં પડેલો હતો, અને ગુજરાનનું કાંઈબી સાધન ન હોવાને લીધે, પોતાની ઘરડી માતાને પોતાના લફંગાઇ ભરેલાં કામોમાં સામેલ થવાની ફરજ પાડતો હતો. આવું ખરાબ કામ બજાવવાની તે ડોસીને ફરજ પડી હતી. એ રીતે જયારે બી તે ઘરડી ડોસી ગામની પાદરે ભીખ માગવા બેસતી ત્યારે તેનો છોકરો, પોતાના લફંગા સોબતીઓની સાથે રસ્તાની બાજુમાં આવેલી ઝાડી પછવાડે છુપાઇ રહેતો હતો. જયારે કોઈ રાહદારી ગામની પાદરે આવી લાગતો, અને જો તે એકલો હોય, તો પેલી ડોસી ભીખ માગવાનો ઢોંગ કરી બોલતી કે:—"એકલ ડોકલકા અલ્લાહ બેલી," એટલે તું એકલો આ જગાએ આવી લાગ્યો છે, માટે તારો ખુદા મદદગાર હોજો.

આ 'એકલ ડોકલકા અલ્લાહ બેલી' શબ્દો, તે ડોસી ઝાડીમાં સંતાયલા પોતાના છોકરાને સંભળાવી જણાવતી, કે તે આવનાર રાહદારી એકલોજ છે, માટે એને લુંટી લો, પણ જો એકથી વધુ રાહદારી, યા તો ચાર પાંચનો સંઘ આવતો હોય ત્યારે તે ડોસી બોલતી કે:—"દો ચારકા સંગ હય". એ શબ્દો સાંભળી ડોસીનો દીકરો અને તેના સોબતીઓ તે રાહદારીઓને છેડતા નહી હતા. આ પ્રમાણે સુચનરૂપી શબ્દોચ્ચાર કરી તે પોતાના છોકરાને બુરા કામમાં મદદ કરતી હતી.

આ ઉપરથી જયારે બી કોઇ આદમી નિરાધાર કે આશરા વગરનું હોય, ત્યારે તેને માટે આ કેહવત બોલાય છે, કે, એકલ ડોકલકા અલ્લાહ બેલી.



## એલાર ગયો, પેલાર ગયો ને શીખી આવ્યો કાં'ણી,
## વૉટર કરતાં જાન ગયો ને ઢોલીયા નીચે પાણી.

---

જોન્સન નામના એક ઇંગ્રેજની નોકરીમાં ભામલા નામનો એક ભાલીઓ રહ્યો હતો, તે હમેશાં પોતાના સાહેબને રાંધી ખવડાવવા માટે ગામેગામ સાહેબની સાથે ફરતો હતો. નોકરીમાં એકાદ બે વરસ રહેવાથી ભામલો થોડાક ઇંગ્રેજી શબ્દો પણ શીખ્યો હતો. જોન્સન સાહેબ જ્યારે પોતાને વતન પાછો ગયો, ત્યારે આ મીસતર ભામલાભાઇ પોતાના બચ્ચાં છોકરાને ભેટવા અને પોતાની મિસીસ
છીછ ) ભાંમલીમાં જીવ ભરાઇ રેહલો હોવાને લીધે, તે પણ પોતાને વતન ગયો.

ઘણે વરસે ભામલો પોતાને ગામ પાછો ફરેલો છે, અને વળી સાહેબની નોકરીમાં રહી ઇંગ્રેજી બોલી બોલતાં શીખી આવેલો સાંભળી ભામલાના જુના દોસ્તો, તેમજ તેના સગાંવહાલાંઓ તેને મલવા-ભેટવા આવવા લાગ્યાં. બીજી બાજુ મેર ભામલો ગામના લોકોને તેમજ પોતાના સગાંવહાલાંઓને પોતાનું ઇંગ્રેજી ભાષાનુ જ્ઞાન દેખાડવા ઘણોજ ઇન્તેજાર હતો.

કમનસીબે એક દિવસ મિસતર ભામલો આજારી પડયો, જેથી તેની બાઇડી ભામલીની ઇંતેજારીનો પાર રહ્યો નહી. પાડપાડોસી અને ગામના લોકો ભામલા જેવા એક સુધરેલાની બીમારીના સમાચાર સાંભળી ઘણાજ દીલગીર થવા લાગ્યા, અને નજદીકના સગાંવહાલાંઓ તેને ઘેર જઇ ભેગાં થઇ તેની હાલત માટે ભામલીને દિલાસો દેવા લાગ્યાં.

પણ ભામલાભાઇના ભેજામાં ઇંગ્રેજી ભાષાનું ભડકણુ લાગેલું હોવાથી ખાટલા ઉપર પડયો પડયો, પોતાની બાયડીને કહેવા લાગ્યો, " ભામલી, માઇ ડીયર ભામલી, બીરીંગ વૉટર !" પણ ભામલી બાઇ 'વૉટર'નો અર્થ સમજી નહિ, એટલે ભામલો તાપની ઝુમમાં મોટેથી બોલ્યોઃ— "બીરીંગ વૉટર, અરે ભામલી 'વૉટર' લાવ ! વૉટર, વૉટર લાવ !"

ગરીબ બિચારી ભામલી ! 'વૉટર,' નો અર્થ તે સમજી નહી. અને ભામલો પોતાની લાહેરી બીજાઓને દેખાડવા તાપની ઝુમમાં 'વૉટર, વૉટર' કરી બૂમ પાડવા લાગ્યો, અને તેમ કરતાં તે બિચારો અંતે મરણ પામ્યો. જો કે વૉટર—( પાણી ) તો ભામલો જે ખાટલા ઉપર પડેલો હતો, તેની હેઠળ માટલામાંજ ભરેલું હતું.

એ ઉપરથી જુઠી લાહેરી કરનારાઓના સંબંધમાં ઉપરની કેહવત બોલાય છે.

## કરતા હોય સો કીજીએ, ઔર ન કીજીએ કગ;
## માથું રહ્યું શેવાલમાં 'ને ઉંચા થઇ ગયા પગ.



બગલો પક્ષી દેખાવમાં સોહામણો અને નિર્દોશ હોય છે. નદી યા દરિયા કિનારે પોતાના ખોરાક માટે—માછલાં પકડવા માટે, એક પગ પોતાના પેટમાં ઘોસી દઇ, જાણે કાંઇ જાણતો નહિ હોય તેમ પોતે ખુદાઇ વિચારમાં મશગુલ હોય એવી રીતે ઉભો રહે છે, પરંતુ તેનું ધ્યાન તો માછલાં પકડી ખાવામા રહે છે અને જેવું કોઇ માછલું પાણીની સપાટી ઉપર દેખાય છે, તેવોજ તેને પોતાની લાંબી ચાંચ વડે પકડી ખાઇ જાય છે. આ પ્રમાણે તેમને માછલાં ઘણીજ સહેલાઈથી ચપોચપ પકડી ખાઇ જતાં, કાગડાઓના એક ટોળાએ દીઠાં. બગલાઓને આવી રીતે માછલાંઓનો સહેલથી શીકાર કરતાં જોઇ, પોતાનું પેટ ભરવા માટે એના જેવું કિંમતી બીજું સાધન તેમને કાંઈ જણાયું નહિ. કાગડાઓના મનમ એવું આવ્યું, કે તેઓએ પણ બગલાની માફક નદી કિનારે પાણીમાંથી પોતાની ચાંચ વડે માછલાં પકડી તેમનું પેટ ભરવું, અને શા માટે વસ્તીમાં વર્સ અજીઠા ખોરાકના ટુકડા માટે વેઠ કરી પેટ ભરવું જોઇએ.

આવો વિચાર કરી, કાગડાઓ, પોતાનો ઠરાવ અમલમાં મુકવાના ઇરાદાથી નદી કિનારે ગયા, અને ત્યાં પાણીની સપાટી ઉપર આવતાં માછલાઓને પકડ-વાની રાહ જોતા બેઠા. પણ બગલાના જેવી સગવડ ભરી જોગવાઈ અને તા કાગડાઓને મળી નહિ. કેટલેક વખતે જે માછલી પાણીની સપાટી ઉપર આવતી કાગડાને જણાય, કે તુરત તેઓ માંહેલો એક કાગડો પોતાની ચાંચ વડે તે માછલીને પકડવા ઉડે પણ તે માછલી કાગડાના કરતાં વધારે મોટી હોવાથ તે તેનાથી ઉંચકાય નહિ, અને તે જોર કરી તેની ચાંચમાંથી છુટી નિકલી જાય આવી રીતે કાગડાની મુંડી નદીના પાણીમાં ઘસડાતી જાય જેથી પાણીની અંદ બાઝેલી લીલ અને ઝાડીમાં ગુંચવાઇ જવાથી તેના પગ ઉપર રહી જતા.

ઉપર પ્રમાણે કાગડાઓનો રકાસ થયેલો જોઇ, બગલાભાઇઓએ ઉપલ શિખામણના શબ્દો કાગડાઓને કહી સંભળાવ્યા કે:—

"કરતા હોય સો કિજીએ, ઔર ન કિજીએ કગ;
મથું રહ્યું શેવાલમાં, ને ઉંચા થઇ ગયા પગ."

## દો હુવેરી, દો સવેરી, ઓર દો મદનગોપાલા, એ તીનોમેં જો ખોટ હોવે, તો લે તેરી જપમાલા.

એક શખસ એક ગુરૂ પાસે તેનો ચેલો થવા ગયો. ગુરૂએ તેના હાથમાં એક માળા આપી તેને જપ કરવા ફરમાવ્યું, અને તે સાથે અપવાસ કરવાની આજ્ઞા કરી. થોડાક દિવસ તો પેલા નવા ચેલાજીએ તેમ ચલાવ્યું, પણ આખરે ભૂખ ન સહેવાયાથી તેણે પેલી માળા ગુરૂજીને પાછી સ્વાધિન કરી, અને કહ્યું "બે રોટલી સહવારે, બે બપોરે, ને બે સાંજે હોય તોજ તેનાથી ભક્તિ થઇ શકશે. બાકી ભૂખ્યે પેટે તો ભક્તિ નહિ થાય." આ ઉપરથી જ્યારે કોઇ પોતાના નોકરને પેટ પૂરતું ખાવાનું આપ્યા વિના, તેની ઉપર સાહેબી ચલાવવા નિકળે છે, ત્યારે ઉપરની કહેવત વપરાય છે.



## મિયાં ચોરે મુઠે, ને અલ્લા ચોરે ઉંટ.



એક મુસલમાન ખેતી કરતો હતો. તેના ખેતરમાં ઘઉં તૈયાર થયા કે તેનો ખળીમાં લાવી તેણે ઢગલો કર્યો. તેની સાથે એક બીજા ખેડુતે પણ પોતાના ઘઉંનો ઢગલો કર્યો હતો. ખળી ઉપર જે વખતે કોઇ ન હોય ત્યારે પેલા મિયાંભાઈ પાસેના ઢગલામાંથી ઘઉં લઇ પોતાના ઢગલામાં મુઠ્ઠા ભરી ભરીને નાખે. એમ કરતાં કેટલાએ દિવસ વિતી ગયા. એક દિવસ રાતે તે ઠેકાણે મિયાંભાઇ ન હતા, તેમજ બીજું કોઇ પણ આદમી ન હતું, તે વખતે ચાર પાંચ ઉંટ લઇને કોઈ લુટારૂનો ટોળો તે રસ્તે થઈને જતો હતો. પેલા મિયાંના ઘઉંનો ઢગલો રસ્તા ઉપર નજીક હોવાથી, તે ઘઉં પોતાના ઉંટ ઉપર ભરીને લુંટારૂઓ તાકીદથી તે લઇ ગયા. બીજે દિવસે સવારમાં પેલા મિયાં ને બીજા ખેડુત લોકો ખેતરમાં આવી જુએ તો મિયાંના ઘઉંનો ઢગલો મળે નહિ ને ત્યાં ઉંટનાં પગલાં પડેલાં સૌએ દીઠાં. તે જોઇ બીજા ખેડુતોએ મિયાંને તે બાબત પૂછ્યું, કે "મિયાં તમારા ઘઉં ક્યાં ગયા?" મિયાંએ મનમાં સમજીનેજ અફસોસ કરતાં જવાબ દીધો કે,

"મિયાં ચોરે મુઠે, ને અલ્લા ચોરે ઉંટ."



## કંકોરીમાં કીરા પરા, સબુરી સરી ગઈ,
## લોહ ચુવા ખાઈ ગયા, હુરબાઇને બગલા લે ગયા.



તનસુખરામ મનસુખરામ નામનો એક વેપારી લોખંડનો મોટો વેપાર કરતો હતો. ધંધાના કામ અર્થે તનસુખરામને થોડાક માસ પરદેશ જવું પડવાને લીધે, પોતાની પાસે પડેલું એક સો મણ લોઢું તેણે પોતાના એક વિશ્વાસુ દોસ્તને સ્વાધિન કરી કહ્યું કે "ભાઇ આટલું મારૂં લોઢું તમે તમારે સ્વાધિન લઇ તપાસ રાખશો. હું કામને અર્થે થોડો વખત પરદેશ જાઉં છું, ત્યાંથી આવતાંજ હું તે પાછું મારે સ્વાધિન લઇશ." પેલા મિત્રે પોતાના દોસ્તનો સુખન તુરતજ કબુલ રાખી તેનું લોઢું પોતાને સ્વાધિન લીધું અને તનસુખરામ પોતાના ધંધાને માટે પરદેશ ગયો.

તનસુખરામ થોડાક મહિના બહારગામ રહી જ્યારે પોતાને વતન પાછો ફર્યો, ત્યારે તેણે પોતાના દોસ્ત પાસે જઇ તેનો ઉપકાર માનતાં કહ્યું કે:—"ભાઇ માફ કરજો, તમારો મોટો ઉપકાર થયો છે. તમારા જેવા ભલા દોસ્ત, આ દુનિયામાં ઘણાજ થોડા હશે કે વિના સ્વાર્થે પારકો માલ પોતાને સ્વાધિન લઇ; તેને જાળવી રાખે. તમને પડેલી તકલીફ માફ કરજો, અને પેલું લોઢું હવે મને આપો."

પણ તનસુખરામનો દોસ્ત તનસુખના જેવો ભલો અને પ્રમાણિક નહી હતો. તેનો વિચાર તનસુખરામનુ લોઢું પચાવી જવાનો હતો. ખરૂં જોતાં તો તેણે તનસુખરામની ગેરહાજરીનો લાભ લેઇ તેનું લોઢું બધુ વેચી તેના પૈસા હજમ કરી ગયો હતો, એટલે લોઢું પાછું કયાંથી આપે. તેણે તનસુખની હાલત ઉપર દયા કરવા જેવું ડોળ ઘાલી જવાબ દીધો, "ભાઇ લાંબે વખતે તમે પરદેશથી પાછા પધાર્યા તે જોઇ હું ઘણોજ ખુશી છું, પણ કહેવાને દિલગીર છું કે તમારૂં લોઢું ખુલ્લી જગ્યામાં પડી રેહેવાને લીધે, તે સઘળું ઉંદરો ખાઇ ગયા."

તનસુખરામ પોતાના અપ્રમાણિક દોસ્તના દીલ માંહેલી વાતનો ખરો ભેદ તુરત સમજી ગયો, અને વધું બીગાડ કરી દુશ્મનાઇ કરવા કરતાં તે ત્યાંથી ઉઠી ચુપચુપ ચાલી ગયો, અને પોતાનું લોઢું કેમ વસુલ કરવું તેની તદબીર રચવામાં ગુંથાયો.

એક દહાડો તનસુખરામ રસ્તેથી જતો હતો, તેવામાં તેના પેલા અપ્રમાણિક દોસ્તની ન્હાની હુરબાઇ નામની દીકરી રસ્તામાં રમતી દેખાઇ. તનસુખરામને આ છોકરી નજરે ઓલખતી હતી. તેથી તનસુખ તેણીને પોતાની

પાસે તેડી, કાંઇક મીઠાઇ મેવો ખાવાની લાલચ દેખાડી પોતાને ત્યાં લઇ ગયો, અને તેણીને ત્યાં છુપાવી રાખી. તનસુખના અપ્રમાણિક દોસ્તે જ્યારે પોતાના બાળકને ગુમ થયલું જાણ્યું, ત્યારે તે ઘેલા જેવો બની બાળકની શોધમાં નિકળી રડવા પીટવા લાગ્યો. તેની તેવી તંગ હાલતમાં તનસુખ તેને રસ્તામાં મળ્યો. તનસુખે તેને સવાલ કીધો કે, "કેમ ભાઇ શું ગરબડમાં છો?" પેલા અપ્રમાણિક દોસ્તે દયાજનક ચેહરે જવાબ દીધો, "અરે, ભાઇ તમે મારી હુરબાઇને દીઠી છે, તે ગુમ થઇ ગઇ છે!"

તનસુખરામ દયા કરવા જેવું ડોળ ઘાલી બોલ્યો, "તમારી દીકરી! હા, મેં એક બાળકની આસપાસ કેટલાંક બગલાંને ભમતાં જોયાં હતાં ખરાં કદાચ તેઓ તેને ઉપાડી ગયાં હોય?"

પેલા અપ્રમાણિક દોસ્તે તુરતજ જવાબ દીધો, "ભાઇ, હું મારા દુઃખમાં ડુબેલો છું, અને તને મશ્કરી સુઝે છે! બગલાં તે કાંઇ છોકરૂં ઉંચકી જતા હશે વારૂ?"

તનસુખે તુરતજ મેણા મારવા જેવા અવાજે જવાબ દીધો, "અરે ભાઇ એમાં તે શું કાંઇ નવાઈ જેવું છે? જે ગામમાં ઉંદરો એક સો મણ લોઢું સહેલાઇથી ખાઇ જાય, તે ગામમાં બગલાંઓ તમારી નાની બાળકી હુરબાઇને ઉંચકી જાય, એમાં અજબ થવા જેવું શું છે?"

તનસુખરામના આવા માર્મિક શબ્દો સાંભળી પેલો લુચ્ચો દોસ્ત તુરત સમજી ગયો, કે તેની બાળકીને એજ વેપારી બચ્ચાએ છુપાવી છે. તેણે તુરતજ પાઘડી ઉતારી તનસુખની માફી માગી, અને તેણે વેચી ખાધેલાં લોખંડ કિંમતનાં સઘળાં નાણાં દોકડે દોકડા પાછાં ભરપાઈ કરી દીધાં. જેથી તનસુખરામે તુરતજ તેની બાળકીને તેને સ્વાધીન કરી દીધી.



## ચિચોરા વિણતી ચિચકાબાઇ, ને વાંકા ફલીકા નામ કયાઇ?



એક મુફલેસીમા ઉછરેલી ઓરત જે પોતાનું પેટ ભરવા મારે, આમલીના ઝાડ હેઠળ પડેલા ચિચોરા વિણી ખાતી હતી, અને એ કારણથી લોકો તેણીને ચિચકાબાઇને નામે ઓલખતાં હતાં.

આ સ્ત્રીના નસીબ સંજોગે અંધેર નગરનો અનઘડ રાજા તેણીને પરણી ગયો. રાજાના ઘરમાં જઇ સુખમાં વસી પોતાના દિવસો તે ગુજારવા લાગી, એટલે પોતાની આગલી મુફલેસી અને દલદરી હાલત તે બિલકુલ ભૂલી ગઇ. એક દિવસ પેલો અનઘડ રાજા, જે તેણીને ઘણોજ ચાહતો હતો, તેની સાથે આ ચિચકાબાઇ બાગમાં ફરવા નિકળી હતી. ફરતાં ફરતાં ચિચકાબાઇ બાગ માંહેલા એક આમલીના ઝાડ આગલ પોતાના અનઘડ ધણી સાથ જઈ પહોંચી. આ આમલીના ઝાડને જોતાંજ તે ઓરત પોતાની આગલી હાલત બિલકુલ ભૂલી ગઈ, અને આમલીના ઝાડ ઉપર ફલેલી આમલીને દેખાડી રાજાને પૂછવા લાગી કે, “આ વાંકા ફલનું નામ શું ?”

આ બનાવ ઉપરથી ઉપલી કહેવંત નિકળી છે. જે કાઇ પોતાની એક વખતની ગરિબી અને મુફલેસી ભૂલી જઈ વડાઇના બણગાં ફુકી, પોતાની મોટાઇ દેખાડે ત્યારે તેવા ભેજાંવાલાંઓને માટે ઉપરની કેહવત વપરાયછે.



## જે બોલે તે ઘી પર જાય.

### આલસુ અને હઠીલાઓને અર્પણ.

ચાર સાળુ સુકાલિયા મિત્રો ખાનપાન કરવાના હેતુથી મુસાફરીએ નિકળ્યા. શેહરથી લાંબે છેટે નિકળી ગયા પછી એકાંત જગે રાહમાં તેઓએ પડાવ નાખી કાંઇક રાંધીને ખાઇ લેવાની તૈયારી કીધી. ખાણું પકાવવાની તૈયારી કરતાં માલમ પડયું કે તેઓ પાસ ઘી બિલકુલ હતું નહી, અને ઘી વગર તેઓ ખાણું તૈયાર કરી શકે એમ લાગ્યું નહી. આ ઉપરથી એક જણે ફરમાસ કરી, કે એકાદ જણે પડોસમાં આવેલા ગામમાં જઇ થોડું ઘી લઇ આવવું; પણ ચાર માંહેલા કોઇએબી ઘી લાવવાનુ કામ માથે લીધું નહી. અને અંતે ચારે જણાંએ એક મતે એવો ઠરાવ કીધો, કે ચારમાંથી જેબી પેહલાં ચુપકીદી તોડે, તેણે ગામમાં જઇ ઘી લઇ આવવું.

આ ઠરાવ ચારે જણે એક મતે મંજુર કીધા પછી ચારે દોઢ ચતુરો ચુપકીદી પકડી ગુપચુપ બેઠા, અને જીવ જતે પણ ચુપકીદી છોડી બોલવું નહી, એવી હઠીલાઇ પકડી બેઠા !

ચારે જણ એવી મુંગી હાલતમાં એક બીજા સામે જોતા બેઠા હતા, તેવામાં એક સિપાઈ ત્યાંથી પસાર થતો હતો, તેની આ લાલ બુઝોગોંની વિચીત્ર હાલત ઉપર નજર પડતાં તેણે તેમની પાસે જઇ ગુપચુપ બેસી રહેવાનું કારણ પૂછયું, પણ જવાબ કોણ આપે જે કોઇ જવાબ આપે, તેને ગામમાં જઇ ઘી લાવવું પડે, તેની ધાસ્તીને લીધે તેઓમાંથી કોઇબી કાંઈ બોલ્યું નહી!

આ ઉપરથી તે સિપાઇ ચારે જણને પકડી પોતાની સાથે ચોકી ઉપર લઇ ગયો, અને પોલીસના વડા અમલદાર રૂબરૂ ચારે જણને ઉભા કીધા. અમલદારે સઘળી હકીકત સાંભળી તેણે તેઓને અનેક સવાલો કીધા, પણ પેલા ચારે જણમાંથી એકેપણ કાંઇબી જવાબ આપ્યો નહી. જેથી વડા અમલદારે ચારે જણાને બાંધી મારવાની સજા કરવાનો હુકમ કીધો. આ સજા જ્યારે અમલમાં મુકાઇ, અને ચારે જણને વડા અમલદારના હુકમ પ્રમાણે ફટો ફટ ફટકા જ્યારે પડવા લાગ્યા, ત્યારે એક જણ, જેનાથી માર નહી ખમાયો, તેનાથી બૂમ પડાઈ ગઇ, ત્યારે બાકીના ત્રણ જણ તેજ વખતે ઉપલી કહેવત બોલી ઉઠયા, કે " જે બોલે, તે ઘી પર જાય."



કાચબ કુચબ મહા પરમેશ્વર,
હું વાત કરૂં જરા બહાર નિસર.
નાઇ ધોઇ હમો જળમાં પેઠા,
વાત કહો તમે બહારજ બેઠા.

---

કોહલું પોતાની લુચ્ચાઇમાં ગમે એવું પ્રવિણ ગણાય છે, છત્તાં શેરને માથે સવાશેર બી જગતમાં ઘણા પડેલા મળી આવે છે. આ ઉપલી કેહવત ઉપરથી તે જણાઇ આવે છે.

જંગલમા ભટકતું એક કોહલું ભૂખ્યું થવાથી એક તલાવ કાંઠે કાંઇ ખોરાકની શોધમાં જઇ લાગ્યું. બારીકીથી તલાવમાં નજર કરતાં, કોહલાંની નજર પાણીમાં એક કાચબા ઉપર પડી. કોહલાંએ આ કાચબાને ફસાવી મારી ખાવાની મતલબથી તલાવને કિનારે ઉભો રહી કહ્યું કે:—

કાચબ કુચબ મહા પરમેશ્વર
હું વાત કરૂં જરા બહાર નિસર.

આવા મિઠા બોલો બોલી કોહલાંએ કાચબાને કહ્યું, કે ભાઇ તું જરા બહાર નિકળે તો હું તારી સાથે જરા વાત કરૂં. કોહલાંની મતલબ એવી હતી, કે કાચબો જો પાણીમાંથી બહાર આવે તો તેને તરાપ મારી ખાઈ જાય !

પણ કાચબો જબરો ઠાવકો અને 'શેરને માથે સવાશેર' જેવો હતો. તે લુચ્ચા કોહલાંની મતલબ સમજી ગયો, અને ધીર રહી, પાણીમાંથી કોહલાને જવાબ દીધો કે:—

નાહી ધોઇ હમો જળમાં પેઠા,
વાત કહો તમે બહારજ બેઠા.

કાચબાએ ઠાવકો જવાબ દીધો, કે હું નાહી ધોઇ બેઠેલો છું માટે મારાથી હવે પાણીની બહાર આવી શકાય એમ નથી, માટે હે ભાઇ કોહલાં ! તારે જે કાંઇ કેહવું હોય તે બહાર બેઠા બેઠા કહે. હું બધું સાંભળું છું.

---

## બીબી સબસે બાંકી, નદ્દાસેબી બાંકી. ?



એક મુસલમીન ઓરત જે સ્વભાવે ઘણીજ કડક અને કજીયો કરવામાં ઘણીજ હુંશિયાર હતી. તે ઓરત એક દિવસ સાસરેથી પોતાની માતાને ઘેર જવા નિકળી. પણ રસ્તામાં વચ્ચે નાની જેવી નદી આડી હોવાને લીધે, લોકો ઓટને વખતે છાલકાં પાણીમાંથી ચાલી જતાં, અને ભરતીનો સમો હોય તો કિનારે થોભી જતાં હતાં. આ સ્ત્રી ઉલટમાં અને માતાને ઘેર જવા ઉતાવળમાં પડેલી હોવાને લીધે ભરતી કે ઓટના સમાની દરકાર ન કરતાં નદીના છાલકાં પાણીને ઓટ સમજી સામે કિનારે જવા નદીમાં ઉતરી. શરૂઆતમાં તેણીને ઝાઝી અડચણ લાગી નહી, પણ ધીમે ધીમે ભરતીનાં પાણીનો વેગ વધતો જવાથી, નદીમાં પૂર આવવા લાગ્યું. અને પાણી વધી જતાં, તે સ્રી રેલમાં તણાઇ જવા લાગી. પોતાને ડુબી જતી જોઈ, તેણીએ એવી માનતા લીધી, કે અગર જો નદીનાં પાણી ઉતરી જાય, અને હું સહીસલામત સામે કિનારે પહોંચું, તો બે બકરાનો ભોગ હું આ નદી માતાને આપીશ. બનાવ પણ કાંઇક તેવોજ બનવા લાગ્યો. પવનનું જોર જરા નરમ પડયું. અને તે સબબને લીધે, નદીમાં ધસી આવતાં પાણીનું જોર પણ નરમ પડવા લાગ્યું, જેથી પેલી સ્રીને ખાતરી થઇ, કે હવે પાણી ઓછા થવા લાગ્યાં છે, એટલે હું જલદી સામે કિનારે થોડા સમયમાં પહોંચી જઇશ. હું ડુબતી બચી જઇસ. પોતાને થોડી ઘણી સલામત હાલતમાં જોઇ તેણીએ લીધેલી માનતા

ઉપર પાણી ફેરવવાનો વિચાર કર્યો, અને મનમાં એવી ગોઠવણ કરી કે, કિનારો કાંઇ દૂર નથી. પાણી તો હવે છાલકાં થઇ ગયાં છે, અને હું હવે તણાઇ જવાની નથી. ત્યારે શા માટે બે બકરાને માટે ખરચ કરી, બે જીવનો ભોગ આપું ! તેના કરતાં તો મારા માથાની બે જુઉંના પણ બેજ જીવજ છે, માટે બે બકરાના બે જીવ કરતાં, મારા માથા માંહેની બે જુઉંના જીવનો ભોગ આપીશ. જેથી તે એવા વિચાર ઉપર આવી કે કિનારે જતાંજ તેણે પોતાના માથાંમાથી જુઉં કહાડી નદીમાં નાંખીશ અને તેથી પીડા પતશે.

ઉપરના ઠરાવ ઉપર આવ્યા પછી, એકાએક સમો ફેરવાઇ ગયો. પવનનું જોર જે નરમ પડી ગયું હતું, તે એકદમ જોસમાં પાછું ફાટી નિકળ્યું, અને જોતજોતામાં નદીમાં પાણીનો વેગ ધસારાબંધ એવો તો વધી જવા લાગ્યો, કે પેલી સ્ત્રી નદીમાં ઘસડાવા લાગી. કિનારે ઉભેલાં લોકોને તેણીએ બુમો પાડી પોતાને બચાવવા ઘણુએ પુકાર કીધા, પણ ભરતીના પાણી વધી જતાં જોઇ કોઇએબી તેણીને બચાવવાની હિંમત કરી નહી, અને અંતે તે બિચારી ભરતીના પાણીમાં ઘસડાઈ ડુબી મરી ગઇ.

એકાદ કલાંટ સ્વભાવનું માણુસ સઘળાની સાથે જેમાં તેમાં ખટપટ કરી ફાવી જાય છે, પણ જ્યારે કોઇને હાથે છક્કડ ખાય છે, ત્યારે તેની બાબતમાં ઉપરની કેહવતનો ઉપયોગ થાય છે.



## મામા, ઇશાની ! ' ને કોથળી ઘેર વિસરાણી.

---

ગાજરગામમાં એક સાલ વરસાદ ન પડવાને લીધે, લોકો દુકાલની ધાસ્તીથી મરવા પડ્યાં. લોકોની ચિંતા અને ફિકરનો પાર રહ્યો નહી. ગામના લોકોની કફોડી હાલત જોઇ, હેમચંદ અને ખેમચંદ નામના બે વેપારી જે તેજ ગામમાં અનાજનો વેપાર કરતા હતા. તેઓ અનાજની ખરીદી કરવા બહારગામ જવા નિકળ્યા. આ બંને વેપારી વચ્ચે મામા-ભાણેજની સગાઇ હતી. તેઓની મૂલ મતલબ સસ્તે ભાવે બહારગામથી અનાજ પોતાના ગામમાં લાવી, મોઘે ભાવે વેચી પૂરતો નફો કરવાની હતી.

લાંબી મુસાફરી કરી, આ બંને-મામા ભાણેજ ખુશાલનગર નામના શહેરમાં જઇ લાગ્યા. જયાં વરસાદ સારો પડેલો હોવાને લીધે અનાજના ભાવ ઘણા સસતા હતા. ખુશાલનગરના એક મોટા વેપારી સાથે આ બંને મામા

ભાણેજે અનાજનો એક અતી મોટો મોટો જથો. ખરીદ કરવાનું સાટું કીધું, અને તેની કિંમતનાં નાણું બીજે દિવસે ભરપાઇ કરવા કબુલ્યું.

બીજે દીવસ થતાંજ, બંને—મામાભાણેજ પેલા વેપારીની દુકાને રૂપીયા ભરપાઇ કરવા, અને અનાજનો જથો પોતાને હસ્તક લેવા ગયા. વેપારી નાણુંની પહોંચ લખતો હતો, તેવામાં આકાશમાં, ઇશાન ખુણામાંથી વિજલીના ચમકારા થતા જણાયા જે હેમચંદના ભાણેજ ખેમચંદે જોયા. ખેમચંદ જાણતો હતો, કે જ્યારે આકાશમાં ઇશાન ખુણામાંથી વિજલી ચમકતી દેખાય, ત્યારે વરસાદ જરૂર પડવો જોઇએ. આ ઉપરથી ખેમચંદે વિચાર્યું કે વરસાદ પડવાના દરેક સંભવ છે. અને જો વરસાદ પડ્યો, તો દુકાલની ધાસ્તી મટી જશે. અને ખરીદેલો માલ મન માનતે ભાવે વેચાશે નહી; કેમકે અનાજના ભાવ સસતા થઇ જાય. જેથી ભાણેજ ખેમચંદે પોતાના મામા હેચંમદને માર્મિક ઇશારો કીધો કે, "મામા, ઇશાની!" (એટલે ઇશાન ખુણામાંથી વિજુલી પડેછે.) મામો હેમચંદ પોતાના ભાણેજનો આ માર્મિક ઇશારો તુરતજ સમજી ગયો, અને પેલા વેપારી સાથે કરેલા કબાલાનાં નાણું ભરવાનો વખત થતાંજ, તે વેપારીને કહેવા લાગ્યો કે, "કોથળી ઘરે વિસરાણી!" એટલે તેઓ બંને, માલના નાણું આપવાની રૂપીયાની કોથળી ઘરે વિસરી આવ્યા હતા. એવી ઉલગબરડી આ મામા ભાણેજે પેલા અનાજના વેપારીને દેખાડી પોતાને ગામ પાછા ફર્યાં, અને ત્યાં પહોંચતાંની સાથે એટલો વરસાદ વરસ્યો, કે દુકાળની ધાસતી મટી ગઇ.

---

## લાખ બુધ્ધિ તે લંબાણું, સહસ્ર બુધ્ધિ તે તંબાણું.
## એક બુધ્ધિ એવી, કે નહસાણું તો જીવાણું.

---

એક ડરામણા જંગલમાં, સાપ, વાંદર, અને કોહલો મળી ત્રણે સાથે વસતા હતા. એ ત્રણે વચ્ચે સારો સંપ હતો. અને હમેશાં તેઓ એક બીજાને મલતા ભેટતાં હતાં. તેઓ ત્રણેના કમનસીબે તે જંગલમાં એક મોટી આગ લાગી અને ત્રણે મિત્રો ધાસ્તી ભરી હાલતમાં આવી પડયાં,

તે વખતે કોહલાએ પોતાના દોસ્ત સાપને પૂછ્યું કે "ભાઈ, આગ તો આખા વેરાનને બાળી ભસ્મ કરશે. હવે કેમ કરવું?"

સાપે જવાબ દીધો, કે "ભાઇ મારી પાસે એક લાખ બુધ્ધિ છે, તેથી મને તો કાંઇબી ભાસતી કે ફીકર નથી. હું તો સેહજમાં બચી શકીસ." એમ કહી સાપ પોતે પોતાના દરમાં ભરાઇ ગયો.

સાપને એવી રીતે દરમાં ભરાઇ ગયેલો જોઇ, વાંદરાએ પેલા કોહલાને કહ્યું કે:— "મારી પાસે તો સહસ્ત્ર (હજાર) બુધ્ધિ છે, તેથી હું પણ સેહજમાંજ બચી જઇશ". એમ કહી વાંદરો તુરતજ એક મોટાં ઝાડ ઉપર ચહડી બેઠો.

આ બંનેનો આવો હાલ જોઇ, કોહલાએ કહ્યું:—"ભાઇ મારી પાસે તો એકજ બુધ્ધિ છે, તે એ કે નહસાણું, તો જીવાણું."

એમ કહી કોહલો તે જંગલમાંથી પોતાનો જીવ બચાવવા નહાસી ગયો. જંગલમાં લાગેલી આગ ધીમે ધીમે ચોતરફ ફેલાઇ ગઇ, અને તે આગના સપાટામાં સાપ અને વાંદર બંને બળી મુવા, પણ કોહલો કે જેણે પોતાની એકજ બુધ્ધિનો ઉપયોગ કરવાથી તે બચી જવા પામ્યો હતો.



# વરસ માહરા મેઘ, માહરા ભાઇને ખેત, 'ને ભાભીએ કાટલે કુટલે ભરીયાં પેટ.



પોતાના મા જાયા ભાઇ છગનને ઘરે, લાંબી મુદતે તેની બેહન લક્ષ્મી મળવા ગઇ. ઘણી લાંબી મુદતે ભાઇને ભેટવા કાજ લક્ષ્મી બેહનને આવેલી જોઇ છગન-ભાઇ ઘણો ખુશી થયો, અને તેણીને આવકાર આપી, તેની પુરતી આગતા સ્વાગતા કરવા લાગ્યો. છગનભાઇનો ધંધો ખેતીનો હતો એટલે ધંધાનો વખત થતાં તે ખેતરે જવા તૈયાર થયો. તે ઘરની બાહર જતી વખતે પોતાની બાઇડીને કેહતો ગયો, કે "લક્ષ્મી જ્યારે પોતાને ઘરે જાય, ત્યારે તેને 'પાંચ શેર દસ શેર' આપજે." છગનભાઇએ પોતાના બાઇડીને જણાવ્યું કે લક્ષ્મીબેહન જ્યારે તેને ઘરે જાય, ત્યારે તેણીને 'પાન શેર દસ શેર અનાજ' આપજે એ પ્રમાણે કહી તે ખેતરે ગયો હતો. લક્ષ્મી અને તેની ભોજાઇ એ બંનેને બીયાબારૂ હોવાને લીધે, જ્યારે લક્ષ્મી પોતાને ઘરે જવા નિકળી, ત્યારે તેની ભોજાઇએ દસ શેર અનાજ આપવાને બદલ પોતાના ધણીના બોલવાનો ઉલટો અર્થ કરી, દસ શેર વજનના પત્થરા તેને બાંધી આપ્યા.

લક્ષ્મી ડાહી અને સબુરીવાલી હતી, જેથી ભાભીના આપેલા દસ શેર વજનના પત્થરા તે પોતાના માથે લઇ પોતાની ઘરે જવા નિકળી. રસ્તામાં જતાં પોતાના ખેતરમાંથી તે પસાર થતી હતી, તેટલામાં તેની નજર તેના ભાઇ જમનના ઉપર પડતાં તે બોલી કેઃ—

"વરસ માહરા મેઘ, માહરા ભાઇને ખેત;
ને ભાભીએ કાટલે કુટલે ભર્યાં પેટ."



## વા વાય તો અંતજ વાય,
## પણ આંબ પડીને ઢગલો કેમ થાય.

---

કોહલાંની લુચ્ચાઇ અને તેની ચતુરાઇના અનેક દાખલા વારતા રૂપે નોંધાયલા છે. એક કોહલું એક ખેડુતના વજીફામાં પેધું પડેલું હતું. એ વજીફો ફલ-ફુલાદિના ઝાડોથી ભરપુર હતો. સઘળાં ઝાડોમાં સર્વથી વધારે રસાલ એક આંબાનુ ઝાડ હતું. આ ઝાડ ઉપર ઉગેલા આંબા-કેરીઓ ઉપર પેલા કોહલાંની નજર બગડેલી હોવાથી, તે દરરોજ રાત્રે વજીફામાં દાખલ થઇ આંબાનો ઘાંણ કહાડી, પોતે મોજ મારતું હતું. ખેડુતે જયારે પોતાના કિંમતી આંબા, એવી રીતે ખવાઇ જતા જોયા, ત્યારે આ કોહલાંને સપડાવવાના હેતુથી, તેણે એક દિવસ આંબાનો-કેરીઓનો મોટો ઢગલો કરી વજીફામાં એક ઝાડ નીચે મૂકયો, અને પોતે હાથમાં એક મજબુત ડાંગ લઇ સુતો.

રાબેતા પ્રમાણે પેલું કોહલું રાત પડતાંજ વજીફામાં આંબા ખાવા દાખલ થયું, પણ આંબાનો મોટો જેવો ઢગ પડેલો જોઇ તે ચોકયું, અને તુરત તે સમજી ગયું કે તેને પકડવા માટે કોઇએ છટકું માંડયું છે. કારણકે વા વાયાથી, કે પવનના સપાટાથી આવી રીતે આંબા ઝાડ ઉપરથી બધા ખરી પડી ઢગલો બને નહી. એવી રીતે ચમકી, તે હુશિયાર બની ગયું, અને આસપાસ નજર કરવા લાગ્યું. નજર કરતાં તેણે પેલા ખેડુતને ડાંગ લઇ મુવેલા આદમી જેવો દેખાવ કરી સુતેલો જોયો; એટલે તે પામી ગયું કે આ સઘળી દગલબાજી તેને પકડવા માટેજ રચાઇ છે. એવી ખાતરી થતાંજ, આંબાને તેની જગ્યાએજ પડતા મુકી પોતાનો જીવ બચાવવા તે વજીફામાંથી એકદમ નહાસી ગયું. નાહસ્તાં નાહસ્તાં તે બોલ્યું કેઃ

"વા વાય તો અંતજ વાય,
પણ આંબ પડી ઢગલા કેમ થાય.
માણસ મરે તો મોતે મરે,
પણ કાખમાં ડાંગ લઇ કેમ મરે."



## વાઘના ફુંફાડામાં આખલો કમાય !

એક સાંઢ હરામખોરીમાં પુર મસ્ત હતો. પોતાના જોર અને ઝનુનના પ્રતાપે ગામની પાદરે આવેલા ખેતરોમાં તે બેધડક ઘુસી જઇ, ખાઇ પીઇ ખેતરમાં નુકસાન કરતો અને ત્યાંજ પડી રહેતો, તે કેમે કરી ખેતરમાંથી બહાર નિકળતો નહી. એવી રીતે ઘણાંક ખેતરો તે બેધડક રીતે ખરાબ કરી ત્યાંજ પડી રહેતો, અને જયારે તે ખેતરનો ધણી પોતાની ખેતીનું આવી રીતે નુંકસાન કરનારની શોધમાં ખેતરમાં જતો, ત્યારે આ હરામખોર સાંઢ જોરથી ફુંફાડા મારતો. જેથી ખેતરનો માલિક વાઘનો ફુંફાડો સમજી ખેતરની ઝાડીમાં વાઘ છુપાયો છે એમ જાણી, તે નાહસી જતો હતો.

આવા બનાવ ઉપરથી ઉપલી કેહવત ઉત્પન થયલી લાગેછે. જયારે કોઇ માણસ કોઇને નામે મારી ખાય, ત્યારે તેના સંબંધમાં તે કેહવત વાપરવામાં આવેછે.



## સુઇ ઉઠયા, તે તમે કેમ જાણ્યું !

ગુજરાતના ડાબી બાજુના જમણા ખુંણાની ઇશાન દિશા તરફ લાડુનગર નામે એક મોટું ગામ હતું ! આ ગામના લોકોની વસ્તિના પ્રમાણમાં દરજીઓની કેટલીક દુકાનો પણ ત્યાં હતી. આ સઘલા દરજીઓની લાડુનગરમાં સારી રોજી ચાલતી હતી. એક દિવસ આ સઘલા દરજીઓએ ભેગા મળી પોતાને દેશ જવાનો ઠરાવ કર્યો. સઘલાઓએ એવો ઠરાવ કર્યો કે માર્ગમાં ચોરાઇ–લુટાઇ જવાનો સંભવ હોવાને લીધે, સરવે જનોએ સિપાઇના પોશાકમાં હથિયાર સજી મુસાફ્રી કરવી; કે જેથી લુટારાઓ તેમને લશ્કરના સિપાઇઓ સમજી લુંટે નહી.

એ વાત સઘળા દરજીઓએ પોતાની સલામતી માટે પસંદ કરી, અને સઘલાઓએ સિપાઇનો વેશ પહેરી, ભેગા મળી મુસાફ્રીએ નિકલ્યા.

મુસાફરીનો થાક ચહડેલો હોવાને લીધે, મારગમાં તેઓએ એક મોટા ઝાડના છાંયડા હેઠલ ઉતારો લીધો, અને થાક-ઉંઘ તેઓને મસ્તકે ચહડેલી હોવાને લીધે, સઘલા દરજીઓ આરામ લેવા માટે ત્યાંજ સુઇ ગયા.

એવામાં લુટારાઓની એક ટોળી, પોતાના ધંધા અર્થે ત્યાં આવી લાગી, અને આ સઘળા સિપાઈઓને સુતેલા જોઇ વિચારમાં પડી ! ચોર માંહેલા એક ચતુર માણુસે પોતાની અક્કલ ચલાવી; એવા છેવટ ઉપર તે આવ્યો, કે આ સઘલા જણ જો કે સિપાઇના વેશમાં સુતેલા છે ખરા; પરંતુ તેઓ ખરેખરા સિપાઇ હોય એમ લાગતું નથી. તેઓ જો સઘલા સિપાઇ હોતે, તો સિપાઇગીરીના કાયદા પ્રમાણે તેઓ માંહેલો એક રાત્રેતાના નિયમ પ્રમાણે ચોકી કરવા માટે જાગૃત રહેવો જોઇતો હતો, પણ તેને બદલે એ સઘળા જણ સુઇ ગયા છે, તેથી નક્કી જણાય છે, કે તેઓ સિપાઇ નથી, પણ વેશધારી પુરુશો છે

એવો વિચાર કરી, તે ચતુર ચોરે, સુતેલા દરજી માહેલા એકને જાગૃત થયેલો જોઇ, તેની પાસે જઇ સવાલ કર્યો:—

" સુઇ ઉઠયા ?" ('સુઇ' નો અર્થ દરજી પણ થતો હોવાને લીધે, પેલા દરજીએ તેનો જવાબ દીધો, કે " હા ભાઇ અમો સુઈ ઉઠયા, પણ તમે કેમ જાણ્યું, કે અમો દરજીઓ છીએ."

આ વાતચીત ઉપરથી ચોરોની ખાતરી થઈ, કે તેઓ ખરા સિપાઇ હતાજ નહી પણ સઘલા સિપાઇના પોશાકમાં વેશધારી શખ્સો હતા, અને તેથી તે સઘલાઓને તેઓએ ઘણી સેહલાઇથી ઘેરી લઇ લુટી લીધા.



## પાણીના પૈસા પાણીમાં.

એક પરદેશી ગવલીએ પરદેશમાં જઇને દુધ વેચવાનો ધંધો શરૂ કર્યો. ઘણા વર્ષો સુધી તેનો વેપાર સારી રીતે ચાલ્યો એટલે તેની પાસે પુષ્કળ દ્રવ્ય એકઠું થયું. પરંતુ તેની એક ખાસ ટેવ હતી કે તે રૂપીયા અને સોના મહોરો જ એકઠી કરતો. નોટોનાં કાગળીયાં તે કદી લેતો નહિ. આ પ્રમાણે તેણે રૂપીયા અને સોનામહોરોથી એક થેલો ભર્યો હતો, અને તેને પોતાના જીવની પેઠે સાચવતો હતો. ઘરડો થવાથી તે એકઠું કરેલું દ્રવ્ય સાથે લઇ પોતાના દેશમાં જવા નિકલ્યો. તે એક વહાણમાં બેઠો અને પોતાના વતન તરફ સફર કરવા મંડ્યો. પોતાનો થેલો તે પાસેને પાસેજ રાખતો. હવે આ વહાણના ખલાસીએ એક મોટો

વાંદરો પાળ્યો હતો. તે વાંદરાની નજર આમતેમ કુદતાં કુદતાં પરદેશીના થેલા ઉપર પડી. આ થેલામાં કાંઇક ખાવાનું હશે એમ વાંદરાના મનને થયું; અને એક દિવસ ગવલીની નજર ચુકાવી તેણે તે થેલો ઉપાડી લીધો. તે લઇને કુદકો મારી ને તે વહાણની અંદર ઉંચા પાટીઆ ઉપર ચઢી ગયો, અને કાંઇ મિષ્ટાન્ન ખાવાની આશામાંને આશામાં થેલો છોડયો; પરંતુ તેને નતો કાંઇ મિષ્ટાન્ન મળ્યું કે ન કાંઇ ફળ મળ્યાં. તેની અંદર તો દાંતની સાથે કુસ્તી કરે એવા સોના અને રૂપાના કકડા હતા. વાનરજાતિના સ્વભાવ પ્રમાણે આ વાંદરો પણ ચીઢાઇ ગયો અને રામચંદ્રજીના નામ ઉપર સમુદ્રને આહુતિ આપવા તે કોથળી ઉંચકી ફેંકી; ફેંકતી વખતે તેણે કોથળીને તળીએથી ઉંચકી એટલે કોથળી ઉંધી વળતાંજ અરધા સિક્કા વહાણમાંજ પડયા અને બાકીના સિક્કા સહિત કોથળી સમુદ્રને તળીયે જઇ બેઠી. ગવલીની કેબીન આ પાટીયાની નીચેજ હતી. જેથી તે તરતજ બહાર આવ્યો અને પોતાના જીવ જેવા વ્હાલા દ્રવ્યની આ સ્થિતિ જોઇને બુમાબુમ કરવા મંડયો. વહાણના બધા ઉતારૂઓ ત્યાં ભેગા મળી તેને આશ્વાસન આપવા લાગ્યા. ગવલીએ પોતાના નુકશાન માટે ખેદ કરતાં બધા ઉતારૂઓ સમક્ષ કહ્યું, " ભાઇઓ! ખુદાની લાકડીને અવાજ નથી. જેનો મને આજે પ્રત્યક્ષ અનુભવ થયો છે. જેટલું દુધ મેં આજ સુધીમાં વેચ્યું છે તેમાં અરધો અરધ પાણી ભેળવ્યું હતું. એટલે તમે બધા જુઓ છો તેમ દુધના પૈસા મારા બાકી હતા તેજ રહ્યા છે અને પાણીના પૈસા પાણીમાં ગયા".

---

## અગમ બુદ્ધિ વાણીઓ, પચ્છમ બુદ્ધિ બ્રહ્મ,
## તુરત બુદ્ધિ તરકડો, મુક્કી મારે ધમ્મ.

---

એક દિવસ એક ગામથી બીજે ગામ જતાં રસ્તામાં વાણીઓ, બ્રાહ્મણ અને એક મુસલમાન જમાદાર એકઠા થઇ ગયા. જેઓને અરસપરસ વાતચીતનો પ્રસંગ મળતાં પોતાનો રસ્તો જલદી કપાય તે ખાતર તેઓ સાથે સાથે ચાલવા લાગ્યા. થોડોક વખત વિત્યા બાદ રસ્તે ચાલતાં, એક ખેતરની વાડમાં તુલશી માતાનું પવિત્ર ઝાડ આવ્યું, જેને જોઇ આ બન્ને-બ્રાહ્મણ વાણીઆને પૂજય ભાવ ઉત્પન્ન થયો જેથી બ્રાહ્મણ તો તે વૃક્ષને લાંબો થઇ પગે લાગ્યો. આ દેખાવ જોઇ પેલા આપણા જમાદાર સાહેબ તો નવાઇ પામ્યા અને ગુસ્સે થઈ બ્રાહ્મણને

પૂછવા લાગ્યો કે "ભાઇ ? તું કેમ આ ઝાડને પગે લાગે છે ?" તો બ્રાહ્મણે જવાબ આપ્યો કે, "અમારામાં પવિત્રમાં પવિત્ર વસ્તુ તે છે, જે સર્વને પાવન કરનારી છે; જેથી હું પગે લાગ્યો છું, જેને તમારાથી અડકાય પણ નહિ." આમ કહેતાંની સાથેજ જમાદાર સાહેબ તો ગુસ્સે થઇ ગયા અને તુરતજ તે બ્રાહ્મણને મુક્કી, લપડાક લગાવી કાઢી અને કહ્યું:—"હરામખોર ! જમાદારકુ પીછાનતા નહિ ને એ તેરી અમ્માકુ પગે લાગતા હે ! જબ તો દેખ, મેં અભી, તેરી સામને તેરી અમ્માકુ ઘસડ પસડ કર કે ઝાડ પીંખ કર ફેંક દેતા હું !" એમ કહી તુળશીના ડાળાં પાંખડાં તોડી તોડીને તેને મૂળમાંથી ઉખેડી નાંખી અને તેનાં પાંદડાં તોડી તોડી પોતાના આખા શરીરે ઘસ્યાં, જાણે કે તે બધી તુળશીને નાપાક કરતો હોયની ! બ્રાહ્મણને માર ખાધેલો જોઇ વાણીઆએ મનમાંને મનમાં વિચાર કર્યો કે ઠીક છે બચ્ચા મુસલમાન ! આગળ તારી વાત છે. એમ સમજી ત્યાંથી તેઓ આગળ ચાલ્યા. આગળ ચાલતાં ચાલતાં એક વાડમાં કૌવચનો વેલો જોતાંજ પેલો વાણીઓ અગમ ચેતી વાપરી તેને એકદમ દોડતો દોડતો જઇ પગે લાગ્યો અને વારે ઘડીએ લાંબો લાંબો થઇને પ્રણામ કરવા લાગ્યો અને કહેવા લાગ્યો, કે "હે મહારાજ ! જેમ તુળશી માતા થાય તેમ આ પણ અમારા મોટા દેવ છે; જેને અમારાથી પણ અડકાય નહિ, કારણ કે તે અપવિત્ર થાય. એ પ્રમાણે બ્રાહ્મણ મહારાજ સાથે વાત કરતો હતો તે સાંભળતાંજ વળી મુસલમાન જમાદાર સાહેબનો પિત્તો પાછો ખસ્યો અને વાણીઆને કહેવા લાગ્યો કે "અરે બનીયા ! તુમલોક મેરેકુ કાયકુ ગુસ્સા કરાતે હો, મેં સચ્ચ બોલતા હું કે અબી ઉસકુ પણ મેં ખરાબ કર દઉંગા." આથી વાણીઆ ભાઇએ વધારે આજીજી કરતાં કહ્યું કે "ના જમાદાર સાહેબ તમારાથી તો તેને અડકાયજ નહિ માટે કૃપા કરી તમો અડકશો નહિ." આમ કહેતાં તો જમાદાર સાહેબે તુરતજ પ્રથમની માફક તેનું સત્યાનાશ વાળી આખે શરીરે તેને ઘસવા મંડી પડયા. જેમ વાણીઓ ના કહે તેમ જમાદાર વધારે ને વધારે તેને તોડી તોડી આખા શરીરે ઘસડતા જાય. થોડીજ વાર થતાંની સાથે જમાદાર સાહેબને કૌવચ નું ફળ મળવા લાગ્યું, અને આખે શરીરે તેને કીડ કીડ–ખુઝ ખુઝ ખુજલી આવવા લાગી, તેમજ આખા શરીરે તેને ફોલ્લા ફોલ્લડા થવા લાગ્યા. જેથી તે ગાંડા માણસની માફક ધમપછાડ કરવા મંડયો. પછી કૌવચની વાત તો શી પૂછવી ! આ ઉપરથી બ્રાહ્મણ, જે ડાહ્યો અને સમજુ હતો તેણે વિચાર કર્યો કે ખરૂંજ કહ્યું છે. કે,

અગમ બુદ્ધિ વાણીઓ, પછમ બુદ્ધિ બ્રહ્મ,
તુરત બુદ્ધિ તરકડો, મુકકી મારે ધમ્મ.

# બુંદથી બીગરી તે હોઝથી સુધરે

એક ચંદ્રનગર નામે શહેર હતું. ત્યાંનો રાજા ઘણો ભલો અને માયાળુ હતો. તેને એક રાણી ઘણીજ ખુબસુરત હતી જેના ઉપર તે ઘણોજ ભાવ રાખતો; છતાં રાણી બદચાલની હોવાથી તે એક ઘોડેસ્વારની સાથે પ્યારમાં હતી અને તેનાથી તેને ગર્ભ પણ રહ્યો હતો. જેના પરિણામે એક છોકરો રાણીનો પેદા થયો હતો, જે છોકરો રાજાના મરી ગયા બાદ ગાદીનો વારસ હતો. હવે જયારે રાજા આ દુનિયાંની મુસાફરી પૂરી કરી પરલોકવાસી થયો, કે પેલા કુમારને ગાદી મળી. ગાદી મળ્યા પછી એક દિવસ પેલા રાજા પાસે એક સુગંધી વેચનાર ખુશબોઇવાલો દરબારમાં આવ્યો અને રાજાજીને જાત જાતનાં અત્તર, તેલ વિગેરે સુગંધી પદાર્થો બતાવ્યા પણ તેમાંથી એક પણ ચીજ રાજા ખરીદ કરી શકયો નહિ, કારણકે તેના ભાવ તેને ઘણા ભારે પડયા. વેપારી આથી ઘણો દિલગીર થઇ ગયો અને પોતાની ચીજો સમેટી જવાને તૈયાર થયો; તેવામાં એક અત્તરની શીશી બંધ કરતાં તેમાંના અત્તરનાં એકાદ બે ટીંપાં ભોય પર પડી ગયાં. રાજાએ તે નીચે જમીન ઉપર પડેલાં સુગંધી અતરનાં ટીપાં-બૂંદ પોતાની આંગળીએ આંગળીએ લઇ મફતનું મળ્યુ સમજી વાપર્યાં. આવી જાતનો તેનો હલકટ સ્વભાવ અને બેબૂનીયાદ જોઇ દરબારના ઘણા માણસોને તે વખતે હસવું આવ્યું. આવો દેખાવ થવાથા રાજા પણ મનમાં સમજયો કે તેની આબરૂ ભર દરબારમાં ગઈ, જેથી તે શરમીંદો થઇ ગયો અને ગયલી આબરૂ પાછી મેળવવા માટે તેણે તે ખુશબોઇવાલા પાસેથી, પોતાનું ઉદાર દીલ બતાવવા માટે તેજ જાતનું અત્તર ઘણા મોટા જથામાં લીધું, અને તેનાથી એક હોઝ (ફુવારો) ભરાવ્યો; જે પોતાની રૈયતને વાપરવા માટે ખુલ્લો મૂકયો કે જેથી પોતાની નામોશી ભૂસાઇ જાય. અત્તરવાલાએ આ ઉપરથી ત્યાર બાદ જવાબ આપ્યો કે "હે નામદાર! બુંદથી બગડી તે હોઝથી સુધરે?" એટલે એક ટીંપુ જમીન ઉપરથી ઉઝેડી લેતાં રાજાએ જે પત ગુમાવી તે હવે કંઇ આવા અનેક હોઝ ભરવાથી નહિ મળે.

# અલી મા જઇશ પીટયા જઇશ !

એક વાણિયાની સ્ત્રી ઉલટા સ્વભાવની હતી. જેમ ઇરાની જેહાં પહેલવાન રૂસ્તમે દેવોની ખાસીયત પીછાણી હતી કે કહે તેનાથી ઉલટુંજ કરે અને તેથીજ તેણે લઇ ન્હાસતા સફેદ દેવને તેણે કહ્યું હતું કે મને દરિઆમાં ના નાખતો પણ મ્હોટા પહાડ પર નાંખજે કે મારા મુઆ બાદ મારાં હાડકાં સચવાય અને તેથી સફેદ દેવે તેને તેની માગણીથી ઉલટોજ દરિયામાં નાખ્યો કે જેથી તે પાણીમાંથી તરીને આખરે બહાર નિકળ્યો. જો તેને મોટા પર્વત પર સફેદ દેવે નાંખ્યો હોત તો તેનાં હાડકાંના ચુરેચુરા થઇ જાત. ઇરાની જેહાં પહેલવાન રૂસ્તમે દેવોની ઉંધી અને ઉલટી રીતે કામ કરવાની ખાસ્યત પીછાણી હતી, તેમ આપણા વાણિયાએ પણ પોતાની સ્ત્રીની ઉલટી રીત સારી રીતે સમજમાં લીધી હતી અને બરાબર સમજી ગયો હતો. જે દિવસે તેને ખીચડી ખાવાનો વિચાર થાય ત્યારે તે પોતાની સ્ત્રીને કહે કે આજે દાળ ભાત અને બે શાક કરજે, કે તુરત પેલી સ્ત્રી ચોખાને દાળ જુદી કરવાને બદલે એકઠી કરી રાંધે અને ખીચડી તૈયાર કરી મૂકે. જયારે તેનો વિચાર દુધપાક પુરી ખાવાનો થાય ત્યારે ખાસ કરીને પોતાની સ્ત્રીને તે નજ કરવા કહે કે જે ખાધાથી પેટમાં બાદી થાય માટે ભારે ખોરાક ન ખવાય, એમ સમજના બે શબ્દો કહેતાની સાથેજ તે તેજ ચીજ તૈયાર કરી મૂકે. આવી જાતનો તેનો સ્વભાવ હોવાથી પેલો બિચારો વાણિયો "વાંકે લાકડે વાંકો વેહ" એ પ્રમાણે વરતતો. તે બિચારો ગમે તેટલો ડાહયો અને ધિરો હોવાછતાં પોતાની સ્ત્રીની આડી ચાલથી-ઉલટા સ્વભાવથી ઘણોજ કંટાળી ગયો હતો, અને તેનો ઘાટ ઘડી કોઇ પણ રીતે તે ગળે પડેલી બલાને કાઢવા માગતો હતો. એક વખત શ્રાવણ માસમાં સોમવારનો દિવસ હતો, જેથી બન્ને ધણી ધણીઆણી ગંગા સ્નાન કરવા ગયાં. જ્યાં પેલી વાણિઅણી ન્હાતાં ન્હાતાં ઉંડા પાણીમાં ચાલી, જે વાણિયાના જોવામાં આવ્યું, જેથી તેણે વિચાર્યું કે વખતે તે ડુબીને મરી જશે. તેમજ તેનો ઉલટો સ્વભાવ ધ્યાનમાં રાખી તેણે જણાવ્યું કે "અલી, પાણીમાં આગળ મા જઇશ નહિ તો ડુબી મરીશ". આ સાંભળતાંજ તેણી તો ઉલટા સ્વભાવનીજ હતી તેથી બોલી "પીટયા, જઇશ, જરૂર જઇશ". વાણિયાએ ફરીથી કહ્યું; "અલી મા જઇશ". તો પેલીએ ફરીથી જવાબ આપ્યો કે હું તો જરૂરથી જઇશ. એમ રકઝક કરતાં કરતાં તે ઉંડા પાણીમાં જવા લાગી અને આખરે જેમ વાણિયાએ કાસર કાઢવા ધાર્યું હતું તેજ થયું અને પેલી ઉલટા સ્વભાવની કમ અક્કલવાળી વાણિયણ બિચારી ડુબી મરી. જેથી વાણિયો બોલ્યો કે "જા રાંડ ટાઢે, પાણીએ ખસ કાસર ગઇ."



# ઠગને ત્યાં ઠગ પરોણો.

એક ગામમાં બે ઠગ રહેતા હતા. તેમાંનો એક દિલ્હી તરફનો અને એક સુરતની બાજુનો હતો. તેઓ બન્ને ઘણા નજીકજ રહેતા, જેથી તેમને અરસપરસમાં પ્રિતિ થઇ હતી. એક વખત એવો બનાવ બન્યો કે પેલો દિલ્હીવાન સુરતીની બૈરીને ફોસલાવી નસાડી ગયો, જેથી સુરતી મનમાં ને મનમાં ઘણો ચીઢાયો પણ શું કરે ! લાચાર થઇ થોડો વખત તે થોભી ગયો. થોડા દિવસ બાદ પેલો દિલ્હીવાન પાછો આવી પોતાના જુના દોસ્તને કહેછે કે "અરે મારા જીગર જાન દોસ્ત, તારી સ્રીને દિલ્હી બતાવવા લઇ ગયો હતો તે લે પાછી." આ ઉપરથી સુરતીએ વાણિયા બુધ્ધિ વાપરી અને તેને ઘણોજ આગ્રહ કરી આદરમાન સાથે તે દિવસે પોતાને ત્યાં રોકયો, જેથી સુરતીને ત્યાં પેલો દિલ્હીવાન ઠગ એક દિવસ માટે તેનો ઘણોજ આગ્રહ હોવાથી રોકાયો. હવે સુરતીએ પોતે મનમાં ને મનમાં વિચાર કર્યો કે દિલ્હીવાલો પણ મારા જેવો ઠગ છે અને મારા કરતાં ઘણોજ નાગો છે, માટે એવી કોઇ તરકીબ શોધી કાઢવી કે તેણે એકઠું કરેલું બધુંજ દ્રવ્ય મને મળે અને તેની સ્રી વગેરે આ ફાની દુનિયાં છોડી તેનાજ હાથે ચાલ્યાં જાય. એવો વિચાર કરી તેણે એક યુક્તિ શોધી કાઢી. સુરતીએ પોતાની બૈરીને ભણાવી રાખી અને એક રબરનો હવા ભરવાનો ફુકકો લઈ તેમાં બકરીનું લોહી ભર્યું અને તે તેણે પોતાની બૈરીના પેઢા ઉપર બાંધ્યું; જેના ઉપર સાલ્લો આવવાથી તે કોઇ જોઇ શકતું નહિ. હવે સાંજ પડવાના વખતે જયારે દિલ્હીવાન ઠગ પાછો ઘેર આવ્યો તે વખતે કંઇને કંઈ બ્હાનું કાઢી સુરતીએ પોતાની બૈરી સાથે તકરાર કરી અને એક તૈયાર કરી રાખેલું જે ચાકુ હતુ તે લઇ પોતાની સ્રીને જેમ મારતો હોય તેમ ઢોંગ કરી તેના પેઢામાં માર્યું; મારતાંની સાથેજ પેલો ફુકકો ફુટી જવાથી તેમાંથી લોહી વહેવા લાગ્યું અને પેલી બૈરી ખૂન ખૂનની બૂમ મારી ઢોંગ કરતી, જાણે મુર્છા આવી હોય તેમ જમીન ઉપર એકદમ પડી ગઇ. આ ઉપરથી પેલો દિલ્હીવાન સમજયો કે સ્રી મરી ગઇ હશે. એમ સમજી તે ગભરાયો. આ દેખાવથી સુરતીએ કહ્યું; " શેઠ તમારે ન ગભરાવું, હું છું ને એ છે. એવી તો હું હજાર વખત એને મારૂંછું અને તે સાજી થાય છે; છતાં એને લાજ કયાં છે ! એ નફટીને તો પાંસરીજ કરવાનો. દહાડામાં એને પચાસ વાર મારી લાખવાનો અને આડી સુંવોતેરવાર જીવતી કરવાનો !" ત્યાર બાદ કબાટ માંથી એક ડાંડીઓ લઇ અસ્ટમ પસ્ટમ બબડીને પેલીને લગાડયો કે તુરતજ તે સ્રી આળસ મરડી

અસલની કરી રાખેલી મસલત પ્રમાણે ઉભી થઇ. દિલ્હીવાન ઠગ બિચારો તો આ છળભેદમાં કંઇજ સમજી શકયો નહિ. અને તે પેલા સુરતી ઠગના તેજમાં અંજાઇ ગયો. હવે તેણે ઘણી આજીજી કરી પેલો ડાંડીઓ, ગમે તેટલા પૈસા લાગે તે પ્રમાણે આપવા કહી તે અજમતી ડાંડીઓ સુરતી પાસેથી ખરીદ્યો, કારણ કે પોતાને ઘેર પણ બૈરાં સમાં ચાલતાં ન હતાં. જેને માટે એણે એકઠી કરેલી બધીજ દોલત તે સુરતી ઠગને આપી દીધી અને તે ડાંડીઓ લઇ તે તુરતજ પોતાને ઘેર ગયો. ઘેર જઇ તેણે એકાદ બે એવાં તો સરસ ચાકુ તૈયાર કરાવ્યાં કે જેનો ઉપયોગ કરવાને તે ઘણોજ ઇંતેજાર હતો. ઘરમાં બૈરાં સાથે આ આમ શું ? અને આ તેમ શું ? એમ કરી કંઇને કંઇ બોલી તેણે ટંટો શરૂ કર્યો અને શરૂઆતથીજ તૈયાર કરી રાખેલુ ચાકુનો ઉપયોગ બચાબચ કરવા લાગ્યો જેથી ઘરનાં બધાંજ માણુસો તેનાથી જખમી થયાં. ઘરનાં જ્યારે બધાંજ જખમી થયાં એટલે તે પેલા અજમતી ડાંડીઆથી સાજાં કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. જખમીને ડાંડીઓ લગાડવાથી કંઇજ થયું નહિ જેથી તે ડાંડીઆથી પોતાની સ્રીને ઠોકવા લાગ્યો તોપણ કંઇ અસર થઇ નહિ અને અજમતી ડાંડીઆનું પરિણામ કાંઇજ સારૂ આવ્યું નહિ અને બધીજ મહેનત મીથ્યાજ ગઇ. મહેનત તો નકામી ગઇ પણ સાથે સાથે તે સરકારનો ગુન્હેગાર થયો જેથી તેણે જખમી બધાંજ ને છૂપી રીતે ઠેકાણે પાડયાં. થોડા દિવસ બાદ તેને પેલો કુનેહબાજ સુરતી પાછો રસ્તામાં ભેટી ગયો, જેથી આ દિલ્હીવાન ઠગે તો તેને જોતાંજ ગુસ્સો આવ્યો અને તેથી તેને એક કુવામાં ઉચકી નાંખી દીધો અને ત્યાંથી પોતે ચાલતો થયો. હવે જે કુવામાં આ આપણા સુરતી ઠગ પડયા હતા તે કુવામાં સારા ભોગે પાણીજ ન હોતું અને તે કુવાને ઉપર આવવા માટે પગથી પણ હતી. જેથી સુરતીભાઇ ઉપર ચઢી આવ્યા અને પોતાને ઘેર ગયા. પાછા થોડા મહીનાઓ બાદ બન્ને હેતના કટકાઓ ફરીથી ભેગા થઇ ગયા. આ વખતે તો દિલ્હીવાન અજાયબ થઇ ગયો અને પૂછયું કે "અહયા, તું જીવતો કયાંથી?" તેણે જવાબ આપ્યો કે "હું તો દુનિયાંની શહેર કરવા આવ્યો છું, જે કુવામાં તેં મને નાંખ્યો હતો ત્યાં મારૂ સન્માન કરવા પાતાલની પ્રેમદાઓ તૈયારજ હતી અને તેમણે મને ઘણાજ સન્માનથી વારા ફરતી પોતાને ત્યાં નવાજ્યો. જ્યારે હું ત્યાંની મોઝ મહાલતાં કંટાળ્યો ત્યારે થોડા વખત માટે અત્રે આવ્યો છું". જે વખતે આપણા લાડીલા ઠગ આ પ્રમાણે વાતચીત કરતા હતા તે વખત ચોમાસાનો હતો એટલે પેલા કુવામાં તો હવે પાણી ચિકાર ભરાઇ ગયું હતું. ઉપરની વાતચીત જયારે દિલ્હીવાન ઠગે સાંભળી એટલે તેનો પણ વિચાર પાતાળમાં જવાનો થયો જેથી તુરતજ તેણે તે કુવો ખોળી કાઢી તેમાં ભૂસકો

મારો. તેમાં પડતાની સાથેજ આપણા, કમ અકલી દિલ્હીવાન ઠગના તો રામ રમી ગયા. તેતો રંભાઓ સાથે રમવા ગયો પણ ત્યાં તો તેના પોતાનાજ રામ રમી ગયા! જુઓ ભાઈ! ઠગને ઘેર ઠગ પરોણો કેવો!



## યમરાજાને છેતરનાર ઠગાણુ ઠગ.

ઠગ વિદ્યામાં પ્રવિણ એવા એક ચતુર ઠગને ત્યાં એક દિવસ યમરાજાના દૂતે બારણું ઠોક્યું અને તેને આમંત્રણ કર્યું કે હવે તમારૂં આયુષ પુરૂં થયું છે માટે ચાલો; ઠગ મરવા પડેલો પણ તેના ઓળખીતા વગેરે કહેતા કે "તે તો યમ રાજાને છેતરીને પાછો ફરે તેમ છે." ત્યાર બાદ ઠગ મરી ગયો અને તેના જીવને યમરાજાના દરબારમાં લાવી ઉભો રાખ્યો જે વખતે તેને તેનાં સારાંનરસાં કામની જવાબદારી આપવાની હતી. જે વખતે મહેતા મુત્સદીઓએ આ ઠગનું ચોપડાનું પાનું ઉકેલ્યું હતુ. બપોરના જમવા ઉઠવાનો વખત થયલો હોવાથી દરબારમાંથી બધાજ જમવાને ગયા જેથી ચોપડો ત્યાંને ત્યાં (પોતાની જગ્યાએ) ઉઘાડો મૂકી બધાજ ત્યાંથી ચાલ્યા ગયા. ફક્ત આ ઠગ એકલોજ દરબારમાં જવાબદાર તરીકે ઉભેલો હતો. બધાજ જમવા ગએલા હોવાથી ઠગે ચોપડામાંથી પોતાના મોતનો દહાડો વાંચ્યો તો તેમાં એવું લખેલું હતુ કે "સંવત ૧૬૧૨ ની સાલ માગશર વદ ૧૩ ના દિને પહો ફાટતાં ઘટિકા ૧ પલ ૧૫ અને વિપલ ૮ ને વખતે ઠગાણુ ઠગનું મોત છે." આ ઉપરથી પેલા ઠગાણુ ઠગે જયાં સંવત ૧૬૧૨ હતા ત્યાં બારના એકડા ઉપર પાંખુ વધારી દીધુ જેથી બાર ને બદલે બાવીશ થઈ ગયા એટલે ૧૬૧૨ ને બદલે ૧૬૨૨ વંચાયા કે તુરતજ તેણે રેજદાણીમાંથી રેતી નાંખી અક્ષરને સુકો કરી નાંખ્યો અને પોતે હતો તે જગ્યાએ જઇને ઉભો રહયો. ફરી દરબાર ભરાતાં જયારે યમ-રાજા આવ્યા કે તુરત પેલો ઠગ રડવા લાગ્યો કે "હજુ તો હુ સીત્તેર વરસનો ભર જુવાન છું અને મને એટલામાં મારી નાંખ્યો તો મારી પાછળ મારાં બાળ બચ્ચાંની શી અવસ્થા થશે! તે બધાંજ બિચારાં રખડતાં રવડતાં થઇ જશે". યમરાજાએ તેને વળતો જવાબ આપતાં કહ્યું કે "અલ્યા મૂરખ! તારૂં આયુષ્ય નિર્માણ થયુ હોય તેમાં કંઇ ફેરફાર થઇ શકેજ નહિ અને વધઘટ કોઇ કરી પણ શકે નહિ. માટે રડવું એ ફોકટ છે". ઠગાણુ ઠગ હિંમતથી કહેવા લાગ્યો કે "પરમેશ્વર કંઈ એટલો મૂરખ નથી કે તેણે મારી અવસ્થા આટલી નાનીજ નિર્મી

હોય". આ ઉપરથી યમરાજાએ તેનો ચોપડો તપાસવા એક દૂતને ફરમાવ્યું જે ઉપરથી ચોપડો જોતાં તેના અવરદામાં દશ વરસ બાકી નિકળ્યાં. જેથી યમરાજા પણ વિમાસણમાં પડી ગયા કે હવે એને મૃત્યુ લોકમાં મોકલાય કે ન તેને અત્રે રખાય. જો તેને મૃત્યુ લોકમાં મોકલે તો બધી વાત તે વૃષ્ટિના લોકને કહી દે; આથી યમરાજા તો ઘણા ગભરાયા પણ એટલામાં આપણા ખટપટી નારદમુનિત્યાં આવી ચઢયા. તેમણે રસ્તો બતલાવ્યો કે તેને ન તો મૃત્યુ લોકમાં મોકલો કે ન તો અત્રે રાખો. તેને બન્નેની વચ્ચે અધર દસ વરસ લટકતો રાખો અને તેની આયુષ્ય પુરી થાય ત્યારે તેનો જવાબ લેવા અત્રે લાવજો. આ ઉપરથી નારદમુનિની સલાહ માની તેને અમરલોક અને મૃત્યુ લોકની વચ્ચે અધરતાલ લટકાવી રાખ્યો. આ રીતે ઠગના ટાટર્યાં ઠગને મળી ઓળવાયા; કારણ કે આખરે " સત્યનો જય " Vinoit Omnia Veritus સચ્ચાઇ સઘળુ જીતી શકે છે. (સત્ય પોતે એક ખડકના જેવી અજીત છે.)



## ચોર કે જમાઇ ?

---

એક દીપચંદ નામનો લક્ષાધિપતી સોદાગર હતો તેનો એકનો એક દિકરો રૂપચંદ નામનો ઘણોજ દારૂડીઓ અને રંડીબાજ તથા જુગારી હતો રૂપચંદ આવો સ્વચ્છંદી હોવાથી તેનો બાપ તેનાથી ઘણુંજ કંટાળતો અને તેની કુટેવો ભુલાવા માટે તેણે ઘણા ઘણા પ્રયત્નો પણ કર્યાં તે સઘળા ફોકટ ગયા. અંતે ઘડપણમાં એક દિવસ રૂપચંદે વિચાર કર્યો કે દિકરો એવો પાકયો કે તે સઘળી દોલત ઉડાવી દેશે પણ જો તે મારી એક શિખામણ સાંભળી—સમજી સાચું બોલવાની ટેવ રાખશે તો વખતે તે પોતાની ભવિષ્યની જીંદગી સુધારી શકે. આ ઉપરથી તેણે મરતાં મરતાં પોતાની પાસે રૂપચંદને બોલાવી એક શિખામણ આપી કે "દિકરા, જો તું તારી કુટેવો સુધારે તો સારૂં કે તેથી તારી જીંદગી સુધરે અને એમ જો તારાથી ન બને તો છેવટે એટલું તો કરજે કે, ગમે તેવાં સંકટો પડે પણ જુઠું કોઇ દિવસ બોલવું નહિ, હમેશાં સાચુંજ બોલવું" જેથી રૂપચંદે બાપને વચન આપ્યું:,"બાપુ હું જુઠ્ઠુ કોઇ દિવસ બોલીશ નહિ અને હમેશાં સાચુજ બોલીશ." ત્યાર બાદ દીપચંદ તો આયુષ પુરૂં થવાથી આ દુનિયાંની મુસાફરી પુરી કરી પરલોકવાસી થયો. હવે આપણા છેલાણી મી૦ રૂપચંદભાઇ

પાસે બાપની સઘળી મિલકત આવી જે ઉપરથી તેમણે તો પોતાની કુટેવોને પોષવા મળેલી સઘળી મિલકતનો ઉપયોગ કરવા માંડયો. એમ કરતાં કરતાં તેણે તો બાપની મેળવેલી સઘળી મિલકત સટ્ટા, જુગાર, રેસ અને દારૂ તથા રંડીબાજી વગેરેમાં ગુમાવી અને છેવટે પોતે ભિખારી પણ થઇ ગયો. પાસે એક પાઇ પણ રહી નહિ કે જેથી પોતે પોતાનું પેટ ભરી શકે. આવી સ્થિતિ થતાં તેને તેના સઘળા દોસ્તદારો જેઓ દારૂ તથા રંડીબાજી વગેરે કામોમાં સામેલ થતા હતા તેઓએ તેને છોડી દીધો. હવે આપણા રૂપચંદ ભાઇના શા હેવાલ! જ્યારે ખાવાની પણ તેની પાસે પાઇ સરખી ન રહી ત્યારે તેણે એક અધમમાં અધમ કામ કરવા વિચાર કર્યો તે એ કે રાજાના દરબારમાં જઇ ચોરી કરવી અને ત્યાંથી મિલકત મારી લાવી પોતાનું ગુજરાન ચલાવવું. જે દિવસે આપણા સોદાગરના દિકરા રૂપચંદ ભાઇ ચોરીના વિચાર ઉપર આવ્યા છે તે દિવસ તે ગામના દરબાર સાહેબનો જન્મ દિવસ હોવાથી ગામમાં પણ ઘણીજ ધામધુમ થઇ હતી અને દરબારમાં પણ નોકર ચાકરો ને મોટી ઉમેદ હતી કે રાજા પાસેથી ભેટ શિરપાવ વિગેરે વિગરે આવશે. સઘળે સ્થળે તે દિવસ બસ આનંદ આનંદ થઇ રહ્યો હતોજ. સઘળા લોક તે દિવસ આનંદનો હોવાથી કામ ધંધો છોડી એશઆરામ તથા નિશાપાણી કરી તેમાં મશગુલ બન્યા હતા. ખુદ રાજા સાહેબ પણ તે દિવસે તો આનંદમાં એવા મગ્ન થયા હતા કે હમેશના કરતાં બમણું, કાળીઉં (અફીણ) ચઢાવી પોતાના છત્રપલંગ પર પડયા હતા. સાથે બાજુમાં નીચે ખાસગીરો "બાપુને ખમ્મા ! બાપુને ખમ્મા!" કરતા કરતા પગચંપી કરતા હતા. જેવા બાપુ નિશામાં મશગુલ હતા તેવાજ તેમના ખાસગીરો પણ ચકચુર હતાજ.

ઉપર પ્રમાણેનો વિચાર આપણા,રૂપચંદે કર્યો, અને તે તો ઝપાટા બંધ દરબાર મહેલના મોટા દરવાજા આગળ ગયો. ત્યાં જતાંજ પહેરગીર દરવાને તેને પુછયું ! "અરે કોણ હયરે," બાપે આપેલી સાચું બોલવાની શિખામણ ધ્યાનમાં આવતાં તેણે જવાબ દીધો,"ચોર."

પહેરેગીરઃ— કિધર જાતા હે ?

રૂપચંદઃ— મહેલમેં.

પહેરેગીરઃ— કાયકું ?

રૂપચંદઃ— ચોરી કરનેકું.

દરવાને વિચાર કર્યો કે ચોર ચોરી કરવા માટે મહેલમાં જાય અને તે બાબો સાચે સાચું બોલે એતો નજ બને. દેખાય છે કોઇ અમીર કુટુંબી અને આ

તો મારી મશ્કરી કરે છે માટે તેને જવા દો. આથી આપણા રૂપચંદ એક ટેકાણેથી તો સાચું બોલતાં ફાવી ગયા અને આગળ દરબાર સાહેબ જ્યાં પલંગ ઉપર પોઢયા છે, સાથે બેચાર ખાસદાર-ખીજમતદારો બેઠા બેઠા "હજુર" કરી મશ્કરો લઇ રહ્યા છે, ત્યાં સુધી તો આપણા સોદાગરજાદા પહોંચી ગયા. ત્યાં જઇ જુએ છે તો મહીપતિ સહેજ સાજ જાગૃત અવસ્થામાં છે અને સાથે સાથે અફીણની ગોટીની ગણના પણ ચઢેલી દેખાય છે.

દરબાર સાહેબે ઝોકાં ખાતાં ખાતાં બેચાર બગાસા ચઢાવી ત્રણ પાંચ ડાચાં વકાસી આળસ ખાતાં ખાતાં પૂછ્યું:— કોણ છેરે ?

રૂપચંદ:— ચોર, જનાબ.

રાજા અફીણની ઘેનમાં કંઇ સમજ્યો નહિ. પણ તેને એમ માલુમ પડ્યું કે તેનો ભાટચારણ વાતો કરી તેને ખુશ કરવા અને આજનો આનંદનો દિવસ છે માટે પહેરામણી લેવા આવ્યો હશે.

રાજા:— એક અચ્છાસા કિસ્સા બોલો.

રૂપચંદ:—પોતાના પર વિતેલી સઘળી વાત તેણે રાજાને અથ ઇતિ કહી સંભળાવી અને સાથે સાથે પોતે ત્યાં ચોરી કરવા આવ્યોછે તે પણ કહી દીધું.

રાજા:—દેર કાયકી !

રાજા તેમજ તેના ખીજમતદારો પણ આ બધી બીના અમલની બેભાન અવસ્થામાં પડયા પડયા સાંભળતા હતા અને જવાબ દેતા હતા. છેવટે રૂપચંદે આ વખતનો લાભ લઇ રાજાના હાથેથી હીરાજડીત વીંટી તથા ગળામાંથી નવસેરો હાર જે તેત્રીસ લાખનો હતો, તે બન્ને તફડાવી પોતે ત્યાંથી સટકી ગયો. રાજા તથા તેના ખીજમતદારો તો ઘેનમાંને ઘેનમાં ત્યાં લદ્દુ બની પડયા હતા. મોટા દરવાજે પાછા આવતાં પેલો પહેરાવાળો જે ઉભો હતો તેણે પુછ્યું કે:-
" કોણ હયરે ! "

રૂપચંદ:— ચોર.

પહેરેગીર:— કીધરસે આયા ?

રૂપચંદ:— રાજાકે દિવાનખાનામેસે.

પહેરેગીર:— એ બગલમે કયા છુપાયા હે ?

રૂપચંદ:— તેત્રીસ લાખનો નવસરો હાર અને હજુરની વીંટી.

પહેરેગીરે વિચાર કર્યો કે આતો વળી પેલો ચેષ્ટાખોર, હમણા જે ગયો હતો, તેજ પાછો આવ્યો છે માટે તેને તો જવા દો, કારણ કે કંઇ ચોરી કરનાર માલમુદ્દા કહી બતાવી દે નહિ, એમ વિચારી તેને ત્યાંથી જવા દીધો.

આપણા રૂપચંદ ભાઇ તો હવે જગ જીત્યા. તેમણે હારમાંથી એકએક મોતી કાઢી તેને વેચી પોતાનું ગુજરાન આસ્તે આસ્તે કોઇ ન જાણે તેમ ચલાવવા લાગ્યા. હવે દરબારમાં તો બીજે દિવસે ચોરી થયા બાબતની બૂમ પડી અને વજીરો, દરબારીઓ તેમજ ખીજમતદારો તથા પહેરેગીરોને બરાબર ચોકસાઇ ન રાખવા માટે તો તેમાંથી કેટલાકના તો બાર વાગી ગયા; કેટલાક તો ડંડાયા, કેટલાક તો ફાંસીએ ગયા અને કેટલાકને તો ઘાણીમાં ઘાલીને પીલાવ્યા, છતાં પણ ચોરી કરનારનો પતો તો કોઇને ન મળ્યો. છેવટે રાજાનેજ–પોતાને ભ્રાન્તી આવી કે તે દિવસે રાતના જે માણસ વાત કરતો હતો તેજ ચોરી ગયો લાગેછે. કેવો ઉસ્તાદ ! કેવો ચાલાક ! કે તેણે મારી મંજુરી લઇ ચોરી કરી, અને શાહુકારી સાથે પાછો ચાલ્યો ગયો. આ ઉપરથી રાજાએ વિચાર કર્યો કે તે ઘણો ઉસ્તાદ અને ચતુર હોવો જોઇએ. માટે આ મારી જે એકની એક પુત્રી છે તે તેને પરણાવવી; જોઇએ જેથી તે જમાઇ મારી પાછળ આ રાજ્યનો માલિક થાય. આવા નિર્ણય પર આવ્યા પછી તેણે શહેરમાં દાંડી પીટાવી કે "રાજાના મહેલમાંથી ચોરી કરનાર ચોર જો જાતે આવી હાજર થશે તો તેને માફી સાથે મોટું ઇનામ મળશે". આ ઉપરથી આપણો સોદાગર જાયો રૂપચંદ ભાઇ રાજાના દરબારમાં ચોર તરીકે હાજર થયો અને બધો ઇતિહાસ જણાવ્યો. તેનું રૂપ જોઇ રાજા ખુશી થયો અને તેનો ગુન્હો તો માફ કર્યો પણ સાથે તેની જે એકની એક દિકરી હતી તે પરણાવી અને ઘર જમાઇ કરી રાખ્યો. રૂપચંદ ભાઇએ સાચું બોલવાનું વચન પોતાના પિતાને મરતાં જે આપ્યું હતું, તે પાળી બતાવ્યું અને તેના પરિણામ રૂએ પોતાની ગએલી આબરૂ ધન વગેરે હતું તેના કરતાં વધુ મેળવી સાથે સાથે સ્ત્રી રૂપી લક્ષ્મી પણ મેલવી અને રાજાના મરણ પછી રાજપાટ પણ પોતે ભોગવ્યું. વ્હાલા વાંચક ! જોયું, કે 'સાચને આંચ નહિ.' એ કહેતી પ્રમાણે આ તે ચોર કે જમાઇ !

---

## કોહલાની કરામત !

---

એક જંગલમાં કોઇ હોશિયાર બહાદુર શિકારીએ એક સિંહને જીવતો પકડી તેને એક લોખંડી પાંજરામાં પુરયો હતો, જેથી આ વનનો વનરાજ ઘણોજ ગરીબ જેવો દેખાતો હતો. અને તે ઘણોજ લાચાર બની ગયો હતો; કારણ કે તેને ખાવાનું પણ પુરતુ મલતું નહિ. આ પ્રમાણે તેને કેટલાક દિવસના ઉપવાસ પણ

થયા હતા. હવે એક વખત એવું બન્યું કે, તે જગ્યાએથી એક ભણેલા ગણેલા બ્રાહ્મણ મહારાજ જતા હતા. તેમના મગજમાં તો સંસ્કૃત શ્લોક અને અધ્યનનાં જ મનન થયા કરતાં હતાં. જતાં જતાં તેમની નજર પેલા લોખંડી પાંજરા તરફ પડી જે જોતાંજ તે વનરાજ તરફ એક ટસે જોવા લાગ્યા અને પોતે વિચાર કરવા લાગ્યા કે, એક જે વનનો વનરાજ ગણાય છે તેના ઉપર ઉપકાર કરવાનો આ ખરો લાગ છે. જેનાથી આખી સૃષ્ટિ માંહેના મનુષ્ય પશુ પક્ષિ વિગેરે ધ્રુજે તે આજ આ પિંજરામાં કેવો ગરીબ સરખો દેખાય છે! માટે લાવ, તેના ઉપર ઉપકાર કરૂં. એમ વિચારી બ્રાહ્મબાપજીએતો તે પિંજરૂં ઉઘાડી નાંખ્યું. ઉઘાડતાંની સાથે આપણા વનરાજે બહાર નિકળીને તુરત પરોપકાર કરનાર બ્રાહ્મણ નેજ કહેવા માંડયું, કે હું ઘણા દિવસનો ભૂખ્યો છું તો લાવ તારૂ માંસ, તે ઘણા દિવસ લાડુ વિગેરે ઘીના માદક પદાર્થો ખાઇ પાસેલું છે તે મને ખાવાને ઘણુંજ સારૂ લાગશે અને મારી ભુખ પણ ભાગશે. આથી આપણા બ્રાહ્મણ ભાઇ તો ગભરાઇ ગયા અને સિંહને આજીજી સાથે કહેવા લાગ્યા કે "ભલા વનરાજ! મેં તને બંધનમુકત કર્યો તેનો બદલો તું આ આપવા માગે છે? જો તારો એવોજ વિચાર હોય તો પહેલાં આ બાબતનો ન્યાય આપણે કોઇની પાસે કરાવીએ કે ઉપકાર કરનારની સાથે કેમ વરતાય!" આ ઉપરથી બન્ને—સિંહ અને બ્રાહ્મણ ત્યાંથી ન્યાય કરાવવા માટે આગળ ચાલ્યા, આગળ ચાલતાં તેમને એક ગોધા-સાંઢ મળ્યો જેના આગળ બ્રાહ્મણે બધી વાત કહી. હવે ગોધાએ વિચાર્યું કે જો ન્યાયની વાત કહેવા જઇશ તો આ ભૂખ્યો વનરાજ પછી મારી ચટણી કરી જશે. તેણે તો વનરાજના તરફેણુનીજ વાત કહી અને સિંહ, પોતે તેમ વરતવા માં સાચો છે એમ પણ કહ્યું, સબબ કે મનુષ્ય જાતી એવી સ્વાર્થી છે, કારણ કે જયાર થી અમો નાનાં વાછરડાં હતાં. ત્યારે પણ અમને—વાછરડાંને પેટ પુરતુ દુધ ન આપતાં પોતે મનુષ્યો ખાય છે અને અમે મોટા થતાંજ પોતાના સ્વાર્થ માટે અમોને ખાસી કરી બળદ બનાવે છે અને અમારી ખાંધ ઘસી જાય ત્યાં સુધી કામ કરાવે છે; તે ઉપરાંત શરીરની ચામડીના છોડે છોડાં ઉખડી જાય ત્યાં સુધી અમારા ઉપર આર મારે છે જેથી મનુષ્યની એકદમ એકલ પેટું છે અને વનરાજનું કામ મુદ્દલ વ્યાજબી છે. આ ઉપરથી બ્રાહ્મણે આ ન્યાય તો એક તરફી જણાવ્યો, કારણ કે ચાર પગુ જાનવર ચાર પગનો પક્ષ કરેજ. હવે ત્યાંથી તેઓ આગળ ચાલતાં એક કોહલું-શિયાળવું મળ્યું તેને સર્વ હકિકત સવિસ્તર સુણાવી, આપણા બ્રાહ્મણ ભાઇએ અપીલ કરી; જેથી કોહલુ બોલ્યું, કે "તમો બન્ને મારી વાત પર રાજી છો!" જયારે બે જણાએ હા ભણી કે તરતજ તેણે જવાબ આપ્યો કે "જ્યાં આગળ

આ બનાવ બન્યો છે ત્યાં ચાલો". એમ કરી તેઓ ત્રણુ જણુ પેલા લોખંડી પાંજરા આગળ ગયાં. કોહલે મનમાં વિચાર કર્યો કે શા માટે ગળે પડતી આફત ન ટાળવી! એમ વિચારી તેણે પાખંડી કરીનેકહ્યું કે, "અલ્યા બ્રાહ્મણ! તેં શી રીતે આ આપણા વનરાજને કાઢયા, તે કેવી રીતે અંદર હતા, તે મને બરાબર બતાવ". આ ઉપરથી સિંહ પોતાની ડોક હલાવતા હલાવતા તે પાંજરામાં પહેલા હતા તે સ્થિતિમાં જઇ ઉભા અને બ્રાહ્મણે દરવાજો, પહેલાં હતો તેજ સ્થિતિમાં બંધ કરી બતાવ્યો. ત્યાર બાદ જેવો પેલો બ્રહ્મણ દરવાજો ઉઘાડી પાછો સિંહને બહાર કાઢવા જાય છે કે તુરતજ આપણા કરામતી કોહલાએ કહ્યું, "અલ્યા મૂરખ બ્રાહ્મણ! તારે રસ્તે તું મુંગો મુંગો ચાલ્યો જા, નહી તો વળી પાછો મોતના મોંમા સપડાઇસ. એક વાર તો જે તને ખાવા તૈયાર થયો, તેના ઉપર ઉપકાર કરનાર, એ છતી આંખે અંધ બનેલા વિપ્ર! જા, સમજ અને ધ્યાન રાખ જે કે ભવિષ્યમાં પણ 'પાત્ર વિના દાન' ન કરતો". વ્હાલા વાંચક, તમે પણ સમજજો કે ઉપકાર કોના ઉપર કરવો, નહી તો આપણા બ્રાહ્મણભાઇના જેવા હાલ! નશીબના જબરા કે કપટી કોહલું મળ્યું અને તેણે તેને બચાવ્યો.



## કુત્તેકી માફક એ કયા કરતા હે?

એક નાનુ સરખુ શહેર જે પર્વતની તળેટીમાં આવ્યું હતું, જ્યાં હમેશાં વાઘ તથા જંગલી ફાડી ખાનારા જાનવરોનો ત્રાસ વિશેષ હતો. તેથી ત્યાંના રાજાએ એક ભારે ઇનામ, વાઘ મારનાર માટે કહાડયું હતું. હવે ત્યાં એવું બન્યું કે, એક ગરીબ રજપુત જે પરગામથી પોતાને ઘેર આવતો હતો, તેને વાઘના ઇનામની વાત તો ખબર નહોતી, પણ તેને પેલા વરાઘનો અચાનક ભેટો થવાથી તેણે તેને મારી નાંખ્યો, અને તેની નિશાની દાખલ તે તેની પુછડી કાન અને નખ લેતો આવ્યો. તેની ખબર રાજાના સેનાપતિને પડતાંજ તે નિશાનીઓ રજપુતના ઘરમાંથી રતોવે ચોરાની લીધી અને રાજા પાસે જઇ વધાઇ ખાધી કે "વાઘનો શિકાર કરનાર પોતે બહાદર જવાન છે, એટલે તે ઇનામ મને મલવું જોઇએ." આ બાબતની ખબર પેલા રજપુતને થતાંજ તેણે રાજાને ફરીઆદ કરી કે "સેનાપતિ જુઠો છે અને વાઘને તો મેં માર્યો છે". આ ઉપરથી રાજાને ન્યાય આપવો મુશ્કેલ થઈ પડયો તેથી તેણે પોતાના વજીર સાથે મસલત કરી રાજાએ આ બન્ને બાહાદરોને એક એક જુદી જુદી કોટડીમાં પૂર્યા અને રાત પડતાં પહેલ વહેલા

તેઓ સેનાપતિની કોટડી આગલ ગયા. ત્યાં એક માણસને—જેને કુતરાની માફક રડતાં આવડતું હતું તેને મોકલી તેની પાસે પોકાર કરાવ્યો, "ઉઓઆ ઉ ઉ !" આ પ્રમાણેની બૂમ સાંભળતાંજ સેનાપતિ તો "ઓ બાપ મુઆરે" કરી બૂમ પાડી ઉઠયો ને ધ્રુજવા લાગ્યો. ત્યાંથી રાજા તથા વજીર રજપૂતવાલી ઓરડી આગલ ગયા અને ત્યાં પણ પ્રથમની માફક પેલા માણસ પાસે બૂમ મરાવી, એટલે એકદમ રજપૂત પથારીમાંથી ઉઠી કુદકો મારતાં જે માણસ બોલતો હતો તેને જોરમાં એક એવી તો લપડાક લગાવતાં બોલ્યો કે, "કયા રે એ કુત્તેકી માફક કયા કરતા હે !" કે જેથી બોલનારના મોમાંથી અને નાકમાંથી લોહી નીકળવા લાગ્યું. આ ઉપરથી રાજા અને વજીરે નક્કિ કર્યું કે જરૂરજ સેનાપતિ જુઠોો છે અને આ રજપૂતેજ વાઘ માર્યો છે. પેલો બિકણ સેનાપતિ તદ્દન જુઠોજ માલમ પડે છે. કારણ કે જેને દીઠાંજ મરે તેનાં માર્યાં શું મરે ? એમ કહી સેનાપતિને કાઢી મૂકી બરતરફ કરી તેની જગોઓ, પેલા બહાદુર રજપૂતની નીમણુંક કરી અને તેને વાઘ મારવાનું ઇનામ ઉપરાંત જાગીર તથા મોટા શિરપાવથી નવાજી દીધો.

## બોલું તો મા મારી જાય.

એક શહેરના રાજા ઉપર તેનો દુશ્મન એકાએક ચઢાઇ લઇ આવ્યો જેથી તે બિચારાને લાચાર થઈ નાશી છુતીયા સિવાય બીજો રસ્તો રહ્યો નહિ. રાજા પોતાનાં બાળ બચ્ચાં સાથે રતોવી પોતે જંગલમાં નાશી છુટયો અને જંગલમાંના એક વિશાળ વડના ઝાડ નીચે એક ઝુંપડી બાંધી ત્યાં રહેવા લાગ્યો. તેને બે દિકરા તથા એક દિકરી હતી, તે પોતે જંગલમાંથી ફળ ફળાદિ તથા કંઇ ાશકાર મળતો તે લાવી ગુજરાન ચલાવતો. આ પ્રમાણે તે ગરીબાઇમાં પોતાના દિવસો ગુજારતો હતો. એક દિવસ રાજા પોતે ઝુંપડી બહાર સુતો હતો, તે વખતે તેનું તિર કામઠું પણ સાથેજ હતું. તેનાં છોકરાં દૂર વહેતાં પાણીનાં નિર્મળ ઝરા આગળ રમતાં હતાં. એ વખતે રાજાને એક સ્વપ્નું આવ્યું કે વડ ઉપર એક હીરામણ પોપટ છે, જેને મારીને ડોકનો ભાગ ખાવાથી રાજપદ મળશે અને પેટ તરફનો ભાગ જે ખાશે તે નગરશેઠ થશે અને ઘણોજ ફાયદો થશે, કારણ કે તેના બન્ને ભાગમાં અઝમતી મ્હોરાની બરકત છે. આ ઉપરથી તે એકદમ ઝબકી ઉઠયો અને જુવે છે તો સાચેસાચ એક પોપટ વડ ઉપર બેઠેલો જોયો. તેણે તુરતજ તેનો શિકાર કર્યો અને તેની

રાણીને બોલાવી તેણે સખત તાકીદ કરી કે આ ચીજ તેના એકલા માટેજ છે. માટે જલદીથી રાંધી આપ. આ પ્રમાણે કહી તે પોતાના છોકરાંઓ માટે બીજો શિકાર લેવા ગયો. ત્યાર બાદ એવું બન્યું કે રાણી જરા ઘર કામમાં પડી તેટલામાં પેલાં છોકરાં રમતાં રમતાં ઘેર ભુખ્યાં થવાથી આવ્યાં અને રાજાના બન્ને કુંવરોએ પકાવેલું પોપટનુ માંસ ખાધું તેમાં મોટાને ડોક તરફનો ભાગ ખાવા મળ્યો અને નાનાને પેટ તરફનો ભાગ ખાવામાં ગયો, એટલામાં તે તેની માના જોવામાં આવવાથી તે બિચારી ઘણીજ ગભરાઇ ગઈ અને મનમાં વિચાર કર્યો કે રાજા ઘણાજ તિખા મગજનો છે, જેથી જરૂરજ છોકરાંને મારી નાંખશે. તેથી તેણે પોતાનાં છોકરાંને કહ્યું કે "તમો અત્રેથી ચાલ્યા જાવ, નહી તો તમારો બાપ તમને મારી નાંખશે." આ ઉપરથી છોકરાઓ બન્ને ત્યાંથી ચાલ્યા ગયા, જતાં જતાં તેઓ એક શહેરમાં ગયા, જયાંના રાજાને તથા ત્યાંના નગર-શેઠને છોકરા ન હોવાથી, તેઓ દત્તક લેવાના વિચારમાં હતા, તેમણે આ બન્ને રૂપવંતા છોકરાઓ ભિખારીના વેશમાં જોતાંજ કુદરતી પ્યાર થયો અને રાજા તથા નગર શેઠ મોટો અને નાનો એમ એક એક છોકરો વહેંચી લીધાં. વખત જતાં મોટો ભાઇ રાજા થયો અને નાનો નગરશેઠ થયો. હવે આ બાજુ બિચારી રાણી વિચારમાં પડી કે હવે રાજા ન જાણે તેમ તેને માટે ખાવાનું તૈયાર કરી રાખવું જોઇએ જેથી તેણે એક બોડમાં તરતની એક કુતરી વિઆયલી હતી, તેના એક બચ્ચાંને લાવી તેને રાંધી રાજા માટે ખાવાનું તૈયાર રાખ્યું. આ બિના રાજાની નાની છોકરી જોઇ રહી હતી તેણે વિચાર કર્યો કે "જો બોલુંછું તો મા મારી જાય છે, અને જો ન બોલું તો બાપ કુત્તા ખાય છે." તેથી હાથમાં એક કટારી લઇ તેની અણી પોતાની છાતી ઉપર મૂકી, તેનો બાપ જયારે આવ્યો ત્યાર તેની આગળ જઇને કહ્યું, "જો તમોએ મારૂ કહ્યું કીધું તો ઠીક, નહિ તો ખંજરથી આપઘાત કરીશ અને તમોને બાળહત્યા, તથા સ્ત્રી હત્યા લાગશે." આ ઉપરથી તેના બાપે કહ્યું "જા, માફ કીધી." જેથી પ્રથમની સર્વે વાત તેણે તેના બાપને કહી દીધી. આ ઉપરથી રાજાએ કહ્યું "હું નહિ તો મારાં બચ્ચાં સુખી તો થશે."એમ બોલી પેલા પોપટની અઝમતની વાત કહી દીધી. થોડા વખત બાદ તેના દિકરાઓ વાજતે ગાજતે લાવ લશ્કર લઇ, પોતાના બાપ પાસે આવ્યા અને ત્યાંથી તેઓએ પોતના બાપના દુશમન પાસેથી, લડાઇ કરી પોતાનું રાજ પાછું જીતી લીધું. પોતના હકનું વતન તથા રાજ મળેલું જોઇ રાજા બોલ્યો કે, "સબુરીનો બદલો સાહેબે આપ્યો ! જો મેં ગરમ થઇ રાણીને તેમજ છોકરાંઓની પૂઠ પકડી તેમને કતલ કર્યાં હોત તો આ શુભ અવસર જોવા ન મળત!"

## માહરાં દેશના શુરા સારા, જે પરદેશીનાં કર્યે પ્રિત,
## પાખનાં કીધાં પાતરાં, દીચનાં કીધાં પીછ.

---

એક શખ્સ ઉઘાડે પગે ગરમીની રૂતમાં મુસાફરી કરતો હતો. તેના પગ ઘણા બળવા લાગ્યા, પણ આશરો મલે એવું એક પણ ઝાડ તેને જણાયું નહિ. એવામાં એક મરી ગયલાં સુક્કાં ઝાડનું થડ તેને દેખાયું તેની ઓઠે તે ઉભો રહેવા ગયો. થડનો ઘણો થોડોજ છાંયો પડતો હતો, જેથી તેના પગ સેહજસાજ છાંયામાં ઢંકાયા. તે ઝાડની ઉપર એક શુરો પોપટ બેઠો હતો. તેણે પોતાની પાંખ પોહલી કરીને માથાંનાં પીછરાં ઉંચાં કીધાં, એટલે પેલા મુસાફરના મોહડાં ઉપર છાયડો થયો. ત્યારે તે મુસાફરે ઊંચું જોયું કે એ કેમ બન્યું. તે વખતે તે પોપટ બોલ્યો: કે "હું તહારાં દેશનો શુરો છું. મેં તાહરી ઉપર છાંયો કીધાછે."



## ઘરનાં ધુણિયાં ને ઘરનાં ડાંડનિયાં.

---

એવો વેહમ છે. કે માણુસનાં દિલમાં ભુત જીન વગેરે ભરાવાથી તે ધુણવા માંડેછે, અને તેવે વખતે તે ઘણીએક બનનારી વાતો કહી આપેછે, અને એ વતરાગે બીજાં ઘણાં પ્રાક્રમો કરેછે. જ્યારે આવી રીતે માણુસ ધુણવા માંડેછે, ત્યારે તેની આસપાસના તેના સ્નેહીઓ, તેનાં દિલમાં ભરાયલા ભુત અથવા જીન વગેરેને બહાર કાહડવા, અથવા તેમને રાજી રાખવા, અથવા તો તેઓને પ્રશ્નો કરી જોઇતા ઉત્તરો મેલવવા, ઢોલ ઉપર ડાંડયાં વજાડેછે, અને ધુણનાર માણુસની આસપાસ નાચે છે. એવી રીતે કેટલાએકો ભોલાપણથી કરેછે, અને કેટલાએકો લોકોને ઠગીને પોતાની મતલબ હાંસલ કરવા કરેછે. એ ઉપરથી જ્યારે કોઈ વાતમાં તે વાતનો સંબંધ ધરાવનારા એક બીજાની તરફેણ ખેંચે, અને પોત પોતામાં ટેકો આપે ત્યારે આ કેહવત વપરાયછે.

